પ્રેમધર્મ

# ગૂજરાતી ગઝલિસ્તાન

માર્ગદર્શક ટીકા અને 'સુફીવાદ'ના વિવરણ
સાથે ૨૪૫ ગૂજરાતી ગઝલો.

---


સંગ્રહકાર અને પ્રકાશક
સાગર જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી,
ચિત્રાલ, મુ. પાદરા (વડોદરા.)


---

કિમ્મત સવા રૂપિયો (બોર્ડ)
બાર આના (રફ.)

प्रेमधर्म

# ગૂજરાતી ગઝલિસ્તાન

માર્ગદર્શક ટીકા અને 'સુફીવાદ'ના વિવરણ
સાથે ૨૪૫ ગૂજરાતી ગઝલો

સંગ્રહકાર અને પ્રકાશક
સાગર—જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી
ચિત્રાલ, તાં. પાદરા (વડોદરા.)

ઇ. સ. ૧૯૧૩ વિ. સં. ૧૯૬૯

કિમ્મત સવા રૂપિયો (બોર્ડ)
બાર આના (રફ.)

# સનમ! કાયમ સમર્પણ છે

ગઝલની દેવિ! ઓ દિલજાન્! ત્હને સર્વસ્વ અર્પણ છેઃ
બધી દુનિયાનું ગઝલિસ્તાન્, અનાદિથી સમર્પણ છે.

ત્હને પ્રેમે ધરાવેલું, અને ત્હારૂં જ આપેલું—
"ત્હને અપણ" લખ્યું ઘેલું! નિરૂપિતનું નિરૂપણ છે.

મગર, ભક્તિની નીતિનું, અગર આત્માની પ્રીતિનું,
સનમની શહનશાહીનું, નિયન્ત્રણ કૈં વિલક્ષણ છે.

હૃદય બોલ્યું ફરી બોલે: બલે! ઓ પ્રાણ! લે! લે! લે!
હલે! ગુજરાતી ગઝલિસ્તાન્, ત્હને ત્હારૂં જ અર્પણ છે.

સનમને—ઇશ્કઆલમને—ત્હને—તું—વિશ્વમાલણને,
ગઝલના દિલચમન સૌ યે, પ્રિયાચરણે સમર્પણ છે.

અગર, દિલબર! પરાત્પર તં: નિરંજન ને સનાતન તૂંઃ
પ્રિયે! ઓંકારમૂર્તિ! તૂં સૃજનનં આદિકારણ છે.

બધાં બ્રહ્માંડ ઝબકોળી—હૃદયરસ તર બ તર—ઘો[illegible]—
મ્હને ત્હેં પાઇ એ પ્યાલીઃ તૂં તો એવી કલાલણ છે.

હકીકતમાં અનલહક છેઃ જપું હું "પ્રિયા! પ્રિયા!" તોયે!
પ્રિયા! એ બ્રહ્મલીલા છે—અગર તં જાદૂગારણ છે.

કરોડો કૃષ્ણનો આત્મા દ્રવે, દિલદાર! ત્હારામાં:
અહાહા! ભગવતિ! ત્હારૂં અનિર્વચનીય વર્ણન છે.

દિલે દિલ ત્હારૂં ચંપાતું, પ્રિયે! સુરદૂ ખડું થાતું:
અહો! એ ધન્ય ચુમ્બન શું! અગર અમીનું જ વર્ષણ છે.

અને, બસ! ત્હારી પ્રીતિ એ, પ્રિયે! પરમાત્મદર્શન છેઃ
ગઝલનો સ્નેહસાગર આ, સનમ! કાયમ સમર્પણ છે.

૨૨ : મે : ૧૯૧૩ } સાગર.

प्रेमस्वरूपाय नमः। प्रेमधर्माय नमः॥

# પ્રસ્તાવના

સનમના પ્રેમની તો બલિહારી છેઃ તેનું પ્રેમવાત્સલ્ય અનન્ત છેઃ તેના ઐશ્વર્યનો પ્રતાપ અતિ અદ્ભુત છે — અહો ! એ બ્રહ્મલીલાનું મહિમ્નઃસ્તોત્ર ! એ તો, ખરેખર, અનિર્વચનીય જ છે. ગૂજરાતી ગઝલોના સંગ્રહનું આવું પુસ્તક સંગ્રહકાર દ્વારા ગૂજરાત હુઝૂર મૂકાય છે, તે એ જ પ્રેમકૃપાના પૂર્ણ પ્રકાશને સર્વથા આભારી છે.

સામયિક પત્રોમાં અને પુસ્તકોમાં છપાયલી તેમ જ પૂર્વે નહીં છપાયલી એવી જુમલે ૨૪૫ ગઝલોનો આ ગ્રન્થમાં સંગ્રહ છે, અને તેમાં કુલ ૬૪ લખનારનો સમાવેશ થાય છે. ઘણાં સ્નેહી ભાઇબહેનોએ પોતાના અપ્રસિદ્ધ હૃદયોદ્ગાર પણ આ પુસ્તકમાં પ્રસિદ્ધ થવાને મોકલી આપ્યા છેઃ સંગ્રહના કાર્યને એથી ઉત્તેજન મળ્યૂં છે અને વાચકને તેણે પહેલાં નહીં જોયેલી એવી—જાણે નવી—‘ ચીઝ ’ મળી શકી છે. એ સહૃદય ભાઇબહેનોની ઉમદા સેવાનો અહીં આરમ્ભમાં જ સ્મરણોલ્લેખ કરવો જોઇયે.

‘ કાવ્યમાધુર્ય ’ અને તેને અનુરૂપ થયેલા બીજા સંગ્રહોમાં સારાં કાવ્યોનો સંગ્રહ પ્રસિદ્ધ છે, છતાં, એકલી ગૂજરાતી ગઝલોના જ સંગ્રહનું પુસ્તક થવાની બહુ જરૂર હતી એમ તો હરેક રસિક હૃદયને લાગશે જ, અને આ પ્રકારના સાહિત્યનો ખાસ ધ્યાનથી અભ્યાસ કરનારાં સ્નેહલીન હૃદયોને આવો સંગ્રહ ઉપયોગી ગરઝ પૂરી પાડશે એવી વકી છે. ગઝલ આત્મગાનનો એવો પ્રેમાલાપ છે કે માત્ર તેનો સંગ્રહ જ હરકોઇના હાથમાં મૂકાય તો દરેકને તે આત્મોપયોગી થવાનો સંભવ ઓછો છે, બલ્કે એવૂં પણ માનવામાં આવે છે કે, રખે એથી લાભને બદલે હાનિ થાય અને સ્વાનુભવ પણ સાક્ષી પૂરે છે કે એવો ભય અકારણ તો નથી. ગઝલની મૂલ ઉત્પત્તિ સુફીનાં પ્રેમ અને પ્રજ્ઞાનને અવલમ્બીને થયેલી છે અને ભક્તિયોગ તથા ઊંડા તત્ત્વજ્ઞાનના સુન્દર મિશ્રણની એવી વિલ-

ક્ષણુ વસ્તુ હરેક જણુથી તુરત જ સ્હમજી શકાય નહીં એ સ્વાભાવિક છે, પણુ સંસ્કારી હૃદયોને તે ખરા અર્થમાં ઉપયોગી થાય, હકના આશકોને ધર્મપ્રવાસમાં કંઇ સાહાય્ય વા પ્રોત્સાહન મળે અને અજાણ્યાં મુમુક્ષુઓને પણુ અભ્યાસ વડે અન્દરથી કંઇ પ્રેરણા મળે, એ આવા સંગ્રહનો મુખ્ય હેતુ છે; અને એવી સ્હમજણુથી ગઝલના સાહિત્ય વિશે ('સુફીવાદ'-ના વિવરણુ સાથે) એક વિસ્તારી નિબન્ધ આ ગ્રન્થના દિબાચા તરીકે શામિલ કર્યો છે અને પુસ્તકને અન્તે માર્ગદર્શક સંક્ષિપ્ત ટીકા તથા કઠિન શબ્દોના અર્થ પણુ દાખલ કર્યા છે. શ્રદ્ધા છે કે ઇશ્કની આલમને એ કંઇ અંશે મદદગાર થઇ શકશે. સનમના સાચા દર્દીઓ માટે આ ગઝલિસ્તાન ગોયા મીઠા શરાબનો દરિઆવ છે અને નેકનામ સનમ સરકારની વફાદાર ગૂર્જર પ્રજાની તહેનાતમાં કૃપાલુ માશૂકની મહેરબાનીથી જ તે રુજૂ થાય છે. ઝખ્મી જિગરોને આત્મોપયોગી થવાની મુરાદ છે અને તે પરાત્પર પ્રેમસ્વરૂપની રહમદિલીથી પાર પડે. ૐ॥

પુસ્તકનું કદ આવૂં લાંબૂં પસન્દ કરવા છતાં અને તેનૂં દળ આવડૂં થવા છતાં સંગ્રહમાં કંઇ ખામી રહેલી છે: પારસી લખનારની ગઝલોને સ્થાન આપી શકાયૂં નથી: બીજી ગઝલો-માં પણુ ગલતી થઈ હશે, પરન્તુ આવો સંગ્રહ પહેલવહેલો જ હોવાથી અનેક મુશ્કેલીઓનો ખયાલ કરીને સ્નેહી ગૂર્જરાત તેને દરગુઝર કરશે એવી આશા છે.

બનતા સુધી હરેક લખનારની અસલ જોડણી કાયમ રાખી છે, જોકે ઉર્દુ શબ્દોમાં પણુ નુકતા મૂકવાની નવી રીત દાખલ ન કરતાં, જ અને ઝ એ બે પ્રચલિત વ્યંજનોનો જ પ્રાસંગિક ઉપયોગ કર્યો છે.

હરેક ગઝલનો 'રાહ' બતાવ્યો હોત તો ગાનારને સરલ થાત; પણુ સંગીતની કલાનો એટલો પરિચય નહીં હોવાથી આ સેવામાં એ સાધન ઉમેરી શકાયૂં નથી: અને ગઝલનો અસલ રાહ તો એક જ છે, જે દિબાચામાં શોધકો જોશે.

તખલ્લુસથી લખનારનાં પૂરાં નામ, સાલ વગેરે વિગત નોંધી હોત તો વાંચનારની જીજ્ઞાસુ વૃત્તિને સંતોષાત, કદાપિ

સાહિત્યના ઇતિહાસને તે ઉપયોગી થાત, છતાં સંગ્રહકાર એ વિગતમાં ઉતર્યો નથી: હકીકત એ છે કે, તખલ્લુસથી લખનાર જાતે જ જ્યારે વ્યક્તિના વિશેષ નામને મહત્ત્વ ન આપતાં, તેને હેતુપૂર્વક તખલ્લુસના પડદામાં રાખવા ચાહે છે, ત્યારે એ પડદો કેવળ કુતૂહલની ખાતર ચીરવો એ આપણને બિલકુલ છાજતું નથી, તેમ જ વ્યક્તિના ઇતિહાસ વિના પણ પ્રેમાત્માને વસ્તુપ્રાપ્તિ તો, અલબત્ત, સંભવિત છે.

જેમની ગઝલોનો આ ગ્રન્થમાં સંગ્રહ છે તેમના ઉપરાન્ત અન્ય વિદ્વાનો – પત્રકારો અને ગ્રન્થકારોને પણ આ ગઝલિસ્તાન વિવિધ પ્રકારે આભારી છે: શરીરે બુઝુર્ગ છતાં, ગૂર્જર ભાષાની સેવામાં જાણે યૌવનનો ઉત્સાહ બતાવતા પ્રસિદ્ધ સાક્ષર રા. રા. રણછોડભાઈ ઉદયરામે “ફારસી કાવ્યરચના”નો ઉપયોગી લેખ આ ગ્રન્થને જોડી આપ્યો છે; પ્રૉ. મણિલાલના અંતિમ ઉદ્‌ગારોની ગઝલ પર તેમના હૃદયની ગતિના સુપરિચિત સાક્ષર પ્રૉ. આનન્દશંકર ધ્રુવે આ ગ્રન્થમાં ટીકા લખી આપી છે; કવિ નર્મદની કૃતિ પર ટિપ્પણ લખીને માર્ગદર્શક ટીકાની શુરૂવાત રા. રા. ભાઈ રામુ ...તરામની કલમે કરી છે; રા. રા. કૃષ્ણલાલ ઝવેરી તરફથી પણ આ કાર્યને અંગે કીમતી વિચારોનું પોષણ પ્રાપ્ત થયું છે; રા. રા. મણિશંકર ભટ્ટ તથા રા. બ. રમણભાઇ નીલકંઠ તરફથી, જેમ જીવનના મહત્ત્વના પ્રસંગોમાં તેમ આ સંગ્રહ તૈયાર કરવામાં પણ, અમૂલ્ય સલાહ મળેલી છે; રા. રા. ભાઈ જીવનલાલ અમરશી મહેતાએ પણ આ પુસ્તક તૈયાર કરવામાં મિત્રભાવે ઘણી મદદ કરેલી છે: અને તે ઉપરાન્ત બીજાં ઘણાં સ્નેહી ભાઇબહેનોએ શ્રમ વેઠીને વખતોવખત ઉપયોગી મદદ હૃદયપૂર્વક આપ્યાં કરી છે. ખરેખર, એ પ્રભુતાનું સ્મરણ ઉપકૃત હૃદય સ્વાભાવિક રીતે જ અહીં નોંધી જાય છે—અને ભાઈ મણિભાઇ – જેના દ્વારા આ ગ્રન્થપ્રકાશનમાં, તેમ જ ખુદ ઝિન્દગાનીના બધા મામલામાં જે આન્તરબાહ્ય સાહાય્ય મળી છે, તે માત્ર અહીં નોંધવાથી તો અનૃણી થઈ શકાય તેમ નથી.

ગઝલિસ્તાનનું કાર્ય શુરૂ થયા પછી હિમાલય તરફના પ્રવાસમાં કેટલોક કાલ વ્યતિત થયો, અને ત્યાંથી પરત આવ્યા

આદ હૃદયને ચાહતા સ્નેહી દિલચમન, જેઓ પ્રવાસમાં આ લખનારના સહચારી અને આ ગ્રન્થ તૈયાર થયેલો જોવાને બહુ ઇન્તિઝાર હતા, તેમનો અણધાર્યો દેહાન્ત થયો, તેથી આ પ્રસિદ્ધિનું કાર્ય લાંબી મુદત સુધી ઢીલમાં ર હ્યું. આમ અકાલીન વિલમ્બ થવાથી જે પ્રેસમાં આ ગ્રન્થ છપાયો છે, તેણે પણ તકલીફ અને અગવડ વેઠયાં છે અને તે માટે તેના માયાળુ મૅનેજરનો અહેસાન ઝાહેર કરવો મુનાસિબ છે.

છેવટે, આપણ સૌને દોરનાર તો એક જ – પરમ પ્રેમતત્ત્વ છે, અને વાંચનારી આલમ કરતાં પોતે વધારે જાણે છે એવૂં સંગ્રહકારે માન્યૂં નથી અને તે માનતો નથી એ પણ કહેવૂં જોઇયે. તેના દ્વારા જે સેવા રુજૂ થાય છે તે પોતા સમાન બીજાં હૃદયોને માર્ગમાં ઉપયોગી થવાની એક જ પ્રેરણાથી થાય છે; અને બેલાશક સંભવિત છે કે તેને હાથે કોઈ પ્રસંગે સ્ખલન કે પ્રમાદ થયાં હોય, તેના પ્રયત્નમાં કંઇ અપૂર્ણતાઓ રહેલી હોય અથવા કોઇ સ્થાને તેનાથી અન્યાય્ય કે ધૃષ્ટતા થયેલાં વખતે લાગે અને પરીક્ષકોને ખામીઓ વધારે દેખાય, તો નમ્રતાપૂર્વક પ્રાર્થના છે કે મૂલ હેતુ તરફ નિગાહ કરીને સહૃદયો ઉદારતાથી દરગુઝર કરવા કૃપા કરશે – અથવા જરૂરની કંઈ સૂચના કરવાને કોઈને પ્રેરણા થાય તો કશા સંકોચ વગર લખી મોકલવા તસ્દી લેશે: અને ગઝલના મજનૂંઓ તો જાણે જ છે કે:–

"The same love that tempts us into sin,
"If it be True Love, works out its redemption"

'જે પ્રેમ આપણને પાપમાં લોભાવે છે, તે જ જો સાચો પ્રેમ હોય તો મુક્તિ સાધી આપે છે.' બુલ્વર લિટન.

પણ, બસ. વધારે પ્રસ્તાવની શી જરૂર છે? વાંચનારને સાથેનાં ઘણાં પાનાં હજી વાંચવાં છે. ઓ વ્હાલાં ભાંડુઓ! ઓ પ્રેમસ્વરૂપો! વાંચો, વિચારો અને પ્રેમના વિશુદ્ધ પરમાત્મ-સ્વરૂપમાં લીન હો, એવી આપના આ સેવકની દુવા છે. આમીન.

ચિત્રાલ, તા. પાદરા :
૧૧ : ૨ : ૧૩

सागर.



# શુદ્ધિપત્ર

( અગત્યની ભૂલો જ સુધારેલી છે. )

| પૃષ્ઠ | | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૩ | (ઉપોદ્ઘાત) | ૨૮ | નિશ્કંચનભાવ | નિશ્કિંચનભાવ |
| ૨૧ | ,, | ૧૮ | बृ. उ. | बृ. उ. |
| ૨૩ | ,, | ૯ | तदार्पिता | तदर्पिता |
| ૨૩ | ,, | ૧૨ | व्रजगोपीकानाम् । | व्रजगोपिकानाम् । |
| ૨૬ | ,, | ૧૩ | સ્થલ | સ્થૂલ |
| ૨૬ | ,, | ૧૯ | ઝાખી | ઝાંખી |
| ૨૮ | ,, | ૧૩ | પ્રયાસમાં | પ્રવાસમાં |
| ૩૦ | ,, | ૩૧ | ચાનકા: | -ચાસીનકા: |
| ૩૧ | ,, | ૩૦ | પજે | પૂજે |
| ૩૨ | ,, | ૧૫ | મિજાઝ | મિજાઝી |
| ૩૫ | ,, | ૨૭ | તકિલની | તકિલે |
| ૪૧ | ,, | ૩ | અંજલિ | અંજિલ |
| ૪૩ | ,, | ૨ | ચંદ્રમાજી; | મંદ્રમાં જી; |
| ૫૨ | ,, | ૧૫ | રસમૂતિ | રસમૂર્તિ |
| **ગઝલ** | | **લીટી** | **અશુદ્ધ** | **શુદ્ધ** |
| ૧ | | ૩ | વળી | વીજે |
| ૩ | | ૨ | વ્રજમાં | વજમાં |
| ૧૪ | | ૩૦ | બે દરકાર | બેદરકાર |
| ૧૬ | | ૧૯ | કિવા મહાજીની | કિવામ હાજીની |
| ૧૮ | | છેવટે નામ નથી ત્યાં | | બાલ. |
| ૨૨ | | ૧ | અકલો | એકલો |
| ૨૩ | | ૧૧ | ભયુ | ભર્યું |
| ૨૫ | | ૨૧ | પામને, | પા મને, |
| ૨૬ | | ૨ | શુ આજે ! | શું આ આજે ! |
| ૨૬ | | ૪ | શું આજે ! | શું આ આજે ! |
| ૩૫ | | ૪૫ | હૃદય ફળમાંજ | હૃદય ફળ ! માં જ |
| ૩૫ | | ૬૭ | કહે | કરે |
| ૪૨ | | ૨૯ | ગ્રહા | ગ્રહો |
| ૫૩ | | ૪૦ | હમોનુ જગત | હમોને તો જગત |
| ૫૭ | | ૨૧ | હિનાન | હિનાના |
| ૬૧ | | ૪ | છોડી | છોડો |
| ૬૧ | | ૨૦ | જે બન્યું | છે બન્યું |
| ૬૨ | | ૧૯ | આપકારીઓના | અપકારીઓના |
| ૬૫ | | ૨૩ | ‘ક્રૂરતાને, | ક્રૂરતાને |

| ગઝલ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૭ | ૩ | આકરીન, | આફ્રીન, |
| ૭૦ | ૧૯ | કદી | કૂદી |
| ૭૭ | ૪ | તળી ! | પૂતળી ! |
| ૯૪ | ૧૦ | ભુમાં | ભૂમાં |
| ૯૫ | ૧૮ | દે તું | દેતું |
| ૯૯ | ૫ | વ્હાવી | વ્હાલી |
| ૧૦૦ | ૧૧ | જાન | મન |
| ૧૦૪ | ૧૧ | જડિ | જડિત |
| ૧૦૫ | ૬ | ગતિ | ગણિ |
| ૧૦૫ | ૨૦ | હું એમ ખપીશ | એમ ખપીશ |
| ૧૦૭ | ૩ | કરૂપ | કુરૂપ |
| ૧૧૩ | ૯ | માશકના | માશૂકના |
| ૧૧૯ | ૧ | સમ. | સમ |
| ૧૨૪ | ૧૩ | પાડી | તોડી |
| ૧૨૪ | ૩૫ | હમેશાં | કશાં ના |
| ૧૨૫ | ૧૦ | ઘટે | ઘૂંટે |
| ૧૨૭ | ૧ | તેને | તને |
| ૧૪૨ | ૯ | દમ બદલ | દમ બ દમ |
| ૧૪૨ | ૧૫ | ઉત્સુત | ઉત્સુક |
| ૧૪૬ | ૨૩ | પ્યારી, | પ્યાસ, |
| ૧૪૭ | ૨ | દિવાનો | દિવાની |
| ૧૪૯ | ૭ | પૂઝતી | પૂછતી |
| ૧૬૩ | ૧૮ | આર્યં | અયિ ! |
| ૧૬૪ | ૬ | જો દે | ભેદે |
| ૧૭૩ | ૧૭ | ફ્રજાવીશું | ફ્રુજાવીશું |
| ૧૮૩ | ૬ | દિલ | દિલે |
| ૧૮૭ | ૨ | હું | હૂં |
| ૧૯૧ | ૩૦ | મુનસિબ | મુનાસિબ |
| ૧૯૭ | ૨૧ | દાબી | ડાબી |
| ૧૯૭ | ૨૨ | કૈંઈ | કાંઈ |
| ૧૯૮ | ૧૯ | અગદ | અગર |
| ૨૦૩ | ૧૦ | શમાવાને. | શમાવને. |
| ૨૧૨ | ૧૧ | પણ ધૂધવે | ધૂધવે |
| ૨૧૩ | ૬ | ચલી; | ચળી; |

| ગઝલ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૧૩ | ૧૮ | ફિકરી | ફિકરી |
| ૨૧૩ | ૨૦ | ત્હમને એ | ત્હમને ન એ |
| ૨૧૩ | ૨૪ | ધર્મને એ ગમતુ | ધર્મને ગમતું |
| ૨૧૪ | ૧૪ | ઘોલકી | ઘોલકી |
| ૨૧૪ | ૪૪ | વીરાગે | અરાગે |
| ૨૨૮ | ૯ | ત્હે | ત્હેં |
| ૨૨૯ | ૩૨ | ન્વરંગી ! | નવરંગી ! |
| ૨૨૯ | ૬૬ | સાગર ઝખ્મી | ગર ઝખ્મી |
| ૨૩૧ | ૧૫ | રુજૂં | રુજૂ |
| ૨૩૪ | ૧૨ | કહો | ખડી |
| ૨૩૪ | ૨૦ | કુદાં | કુદા |
| ૨૩૬ | ૮ | ઝિન્દગાગી | ઝિન્દગાની |
| ૨૫૫ (પૃષ્ઠ) | છેલ્લી | तस्मै अन्यता | तस्मै अ-न्यता |
| ૨૬૬ (,,) | ૧૮ | કરે છે. | કહે છે. |
| ૨૭૬ (,,) | ૨૮ | ઇશ્ક | ઇશ્કનું |
| ૨૮૨ (,,) | ૨ | ફૂલસૌન્દર્ય | ફૂલસૌન્દર્ય |

## સંગ્રહકારનાં બીજાં પુસ્તકો

# કલાપી અને ત્હેની કવિતા

કલાપીનાં કેકારવનૂં વિસ્તારી વિવેચન. નામદાર ગાયકવાડ સરકારનાં કેળવણીખાતાએ આ પુસ્તક ઈનામ તથા લાઈબ્રેરી માટે મંજૂર કર્યૂં છે. મૂલ્ય બાર આના.

# થાકેલૂં હૃદય

સો પૃષ્ટનૂં એક પ્રેમકાવ્ય : .... મૂલ્ય બાર આના.

# સ્નેહજીવન વિશે થોડાક વિચારો

થોડા સમયમાં છપાશે ... .... મૂલ્ય આઠ આના.

# ગૂજરાતી ગઝલિસ્તાન

પાકૂં સોનેરી પુઠૂં .... .... મૂલ્ય સવા રૂપિયો.
સસ્તી સામાજિક આવૃત્તિ .... મૂલ્ય બાર આના.

# હૃદયકુઞ્જ

'કુઞ્જ'નાં કાવ્યોનો સંગ્રહ : ટીકા અને સાગરના ઉપોદ્ઘાત સાથે પાકૂં સોનેરી પુઠૂં ... મૂલ્ય એક રૂપિયો.

મળવાનૂં ઠેકાણૂં :—

રા. રા. મણિભાઈ દામોદરદાસ ત્રિપાઠી,
ચિત્રાલ તા. પાદરા. ( વડોદરા સ્ટેટ. )

રા. રા. જીવનલાલ અમરશી મહેતા,
શ્રી સત્યનારાયણ પ્રેસ ડિસ્ટ્રિક્ટ કોર્ટ પાસે, અમદાવાદ.

ॐ॥

प्रेमधर्माय नमः। प्रेमस्वरूपाय नमः ॥

# દિબાચો યાને ઉપોદ્‌ઘાત

## ( ગૂજરાતીમાં 'ગઝલ'નું સાહિત્ય )

---

સચ્ચિદાનન્દસ્વરૂપ સનમ ! ત્હારૂં અદ્‌ભુત પ્રેમખેલન નાનાવિધ પ્રકારે સર્વત્ર અને સર્વકાલે ચાલ્યાં કરે છે: ત્હારી બ્રહ્મલીલા અગમ્ય છે, છતાં ત્હારી કૃપાને પાત્ર થયેલ બ્રહ્મવેત્તા, સિદ્ધ અને ત્વલ્લીન પ્રેમભક્ત દુનિયાને સ્વાનુભવપ્રસાદ આપે છે કે પૃથ્વીના પટ પર કંઇ કંઇ ફેરફાર દશ્ય થવા છતાં, ત્હારા સર્વમય સ્વરૂપનો તેજઃપુગ-જ—હકના નૂરનો પ્રવાહ તેનો તે જ છે. મનુષ્યનું હૃદય ઐહિક નશ્વરતાને બદલે ત્હારા મીનોઇ શરાબ તરફ જેમ જેમ ઢળતું જાય છે તેમ તેમ ત્હારી વિરાટ મૂર્તિના ઝળહળતા જ્યોતિની સ્વાનુભવપૂર્ણ ઝાંખી તેને અવશ્ય થવા લાગે છે અને ક્રમે ક્રમે તૂં પોતે તેને ત્હારારૂપ બનાવી દે છે: ત્હારી જાદૂઇ નશાદાર પ્યાલી પીધેલાં—ત્હારા જ તાનમાં મસ્ત કોઇ સુભાગી હૃદય અન્તર્મુખી વૃત્તિથી ત્હારા અનાદિ રાસખેલનમાં લીન રહે છે અને એ અનિર્વાચ્ય રસ-સંગીતની વિલક્ષણ સારીગમના દિવ્ય શ્રવણાલાપમાં આશ્ચર્યવત્ બની ગળી જાય છે.

અયિ અદ્વિતીય રાસેશ્વરિ! અયિ સર્વોપરિ સુન્દરિ સનમ! ત્હારા મુબારક કદમની પાક સુરખીથી પોતાના અન્તરના આંગણાને કાયમનૂં શણગારવામાં જ ત્હારા ખરા ભક્તનૂં જીવન સાર્થક છે; ત્હારાં સ્તુતિકીર્તનો વડે પોતાનૂં પવિત્રીકરણ કરીને ત્હારી અનાદ્યનન્ત લીલા ગાયાં કરવામાં જ ત્હારા દિવાનાની ઝિન્દગીનો કુલ ઉપયોગ છે. અયિ અખંડ સૌભાગ્યવન્તિ! આબેહયાતની ખુદ મલિકા! ત્હારા અજાયબ જામમાં 'ફના' થઈ જવામાં જ મનુષ્યના તમામ પ્રયત્નોની સફલતા છે. ત્હારૂં મધુરૂં પ્રેમનામ અમને સર્વને ત્હારી ઇચ્છાનુસાર શાસક અને નિયામક હો!

અને, ચાલૂ સદીમાં તો લગભગ આખી આલમનાં કદમ ૐકારના એ પરમાત્મખેલનના અણુછતા પણ સ્પષ્ટ આવાઝ તરફ વળેલાં છે; આપણા સંબન્ધની પાશ્ચાત્ય પ્રજામાં તેમ તેના સંબન્ધની બીજી પ્રજાઓમાં, આ ભારતવર્ષમાં તેમ ગૂજરાતમાં પણ પ્રેમની બલિહારી બહુ બહુ પ્રકારે બોલાવા લાગી છે. ખરે, પ્રેમનાં પૂજારી હૃદયોને આ હકીકત આશ્વાસન સાથે સંતોષ આપે એવી તો છે.

પ્રેમધર્મનૂં શાસન જ માનવ જાતિના જીવનનૂં મૂલ તત્ત્વ છે; અને આત્માની એ પૂર્વ સ્મૃતિ દરેક રાષ્ટ્રમાં પ્રેરિતો દ્વારા યુગે યુગે તાઝી કરાવવામાં આવે છે. अयमात्मा परमानन्दः એવૂં આત્માનૂં સ્વરૂપ સ્હમજાવનાર અદ્વૈત વેદાન્તના એતદ્દેશીય વિવરણકાર, Love is God એ સૂત્રને મૂલ શબ્દ તરીકે સ્વીકારનાર પાશ્ચાત્ય દ્રષ્ટા અને "અનલ હક" નો બ્રહ્મમન્ત્ર પુકારનાર ઇસ્લામી મહાત્મા; એ બધાઓ જગતને પ્રેમધર્મનૂં જ અનુશાસન આપવાને ચાહે છે. 'દયા-ધર્મ' શિખવનાર ગૌતમ બુદ્ધ અને નવા જીવનનો ગુહ્ય રહસ્યવાદ પ્રબોધનાર સ્વેડનબર્ગ પણ જગત્‌ને પ્રેમધર્મ જ આપે છે. ગૌતમની પ્રતિકૃતિ જેવો અને ખ્રિસ્તનો સાચો સેવક લિયો ટોલ્સ્ટૉય પ્રેમનો જ સંદેશો જગત્ સમક્ષ ધરીને, શાશ્વત પ્રેમવિશ્વમાં ભળવાને આપણી વચ્ચેથી હમણાં જ વિદાય થાય છે. સ્વામી વિવેકાનન્દ અને સ્વામી રામતીર્થ જેવા પ્રેમાત્મા દેશવિદેશમાં પ્રેમધર્મની જ અદ્‌ભૂત મન્ત્રણાના અહાલ્લેક ગજાવે છે, એ આજની જ વાત છે. બાબા પ્રેમાનન્દભારતીએ છેક પાતાલમાં સ્થાપેલા શ્રીકૃષ્ણના પ્રેમમન્દિરની ભક્તિગર્જના અને પ્રેમની પર્યેષણાના જયઘોષ સ્વદેશીવિદેશી તમામ ભાંડુઓનાં આકાશમાં ગાજતા આપણે હરરોજ સાંભળીએ છીએ.

પરમાત્મા પ્રેમસ્વરૂપ છે અને તેની પ્રાપ્તિ ભક્તિ દ્વારા જેટલી સરલતાથી થઇ શકે તેટલી સરલતાથી કેવળ જ જ્ઞાન કે યોગ દ્વારા થઇ શકે નહીં, એ વાત ચોક્કસ ભાર મૂકીને દુનિયાને વારંવાર પ્રેરિત મહાત્માઓ જણાવે છે; નરસિંહ

અને મીરાં—પરમ પ્રેમભક્ત—ગૂજરાતમાં મશહૂર છે. એમના અનુભવોદ્ગારમાં પ્રેમ, પ્રેમ ને પ્રેમ ઓતપ્રોત છે. તેઓ કેટલીક સદી પહેલાં થયાં, પણ જાણીતા પ્રેમભક્ત દયારામભાઇ તો છેક હમણાં જ, એટલે ઇ. સ. ૧૮૫૨ માં જ સ્વર્ગવાસી થયા. 'જૂની ગૂજરાતી'માં પ્રેમધર્મનાં લલિત સંગીત ગાનાર તેઓ છેલ્લા છે.

ગૂજરાતી સાહિત્યમાં 'નવી કવિતા'નો આરમ્ભ થયો તે પહેલાં પ્રેમ, પ્રેમભક્તિ અને પ્રેમના દર્દની આર્ત્ત ચીસ ગૂજરાતે દયારામના દર્દી જિગરમાંથી સાંભળેલી. પ્રેમઘેલા દયારામે તે વખતના ગૂજરાતને પણ ઘેલું બનાવેલું, એમ એમની કવિતા પરથી લાગ્યા વિના રહેતું નથી. સુપ્રસિદ્ધ કવિ નર્મદ કે જેના હૃદયનો મન્ત્ર "પ્રેમશૌર્ય" અને "પ્રેમભક્તિ" છે, તેણે પ્રેમભક્ત દયારામની વાણી કદર કરેલી અને ઘણી તકલીફ લઇને એ વિરલ હૃદયના જીવનની હકીકત મેળવેલી—તેની કવિતા પણ સંગ્રહિત અને સંશોધિત કરીને ગૂર્જરીને ખોળે ધરેલી. પ્રેમધર્મનાં હિમાયતીઓની કવિ નર્મદાશંકરે, ખરેખર, એ અતિ કીમતી સેવા બજાવી છે.

'સારી કવિતા લખે તે બધા કવિ', એવી વ્યાખ્યાનો સ્વીકાર કરીએ તો દયારામ, બેશક, ઊંચા વર્ગનો કવિ ગણી શકાય: પણ તેના આન્તર જીવનની સર્વોપરિ પ્રવૃત્તિ અથવા તેના હૃદયાન્તરના મૂલ પ્રવાહની સતતતા પરથી નિર્ણય કરીએ, તો તે કવિ નહીં, પણ આશક છે—ભક્ત છે. આપણા સમકાલીન અને સુપ્રસિદ્ધ—સ્વર્ગવાસી કલાપીના સંબન્ધમાં તે કવિ કે સ્નેહી એ ચર્ચા જુદા જુદા લેખકોએ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી ઘણીક વાર કરેલી છે; અને છતાં એનો નિર્ણય જાણે ઘણાને માટે હજી અપૂર્ણ રહેલો છે. કવિતા જેની માશૂક છે તે કવિ; કાલિદાસ, શેક્સપીઅર, શેલી, ટેનીસન, પ્રેમાનન્દ અને દલપતરામ સુદ્ધાં, અલબત્ત, કવિ છે; કેમકે, કવિતા એ તેમની મનોરમા—પ્રિયતમા છે. 'કવિતા' એ કલાની દેવી છે, અને તેની ખાતર તેઓ લગભગ બધું સમર્પણ કરવાને તૈયાર છે. નરસિંહ, મીરાં, દયારામ, કલાપી

કે પ્રેમનું દર્દી કોઇ પણ જિગર એ દેવીની ખાતર પોતે હૃદય-થી સ્વીકારેલો પ્રેમજીવનનો ધર્મમાર્ગ એક તસૂ પણ, કદાપિ, છોડી શકે નહીં, અને કાલિદાસાદિ કવિતા વગરના જીવનમાં ક્ષણ પણ જઈ શકે નહીં; આવો મૂલતત્ત્વનો તફાવત બહુ સ્પષ્ટ છે ત્યારે દયારામ અને કલાપી પ્રભૃતિને કવિમાં ગણવાનો આગ્રહ શા માટે? તેમને કવિ નહીં, પણ આશક જ ગણવા એ સકારણ વાજબી લાગે છે. એમનાં હૃદયને, એમનાં જીવનને—ખુદ એમને, કવિ કહેવાથી શું આપણે ગેર-ઈન્સાફ કરતા નથી? જિગરના લોહીથી લખેલા એમના અસ્ખલિત હૃદયોદ્‌ગારમાં પાંડિત્યનું પ્રદર્શન નહીં, પણ સ્નેહનું સ્વાભાવિક દર્દ અને વિરહનું રૂદન ખુલ્લું છે. કલાના પૂજારીની પેઠે તે બહારથી નહીં પણ અન્દરથી (from Within) બોલનાર છે એ આપણે વિચારી શકીએ: કવિ પ્રકૃતિમાં ખેલતું, પ્રકૃતિથી ખીલતું અને પ્રકૃતિને પોષતું પ્રાણી છે; આશક અથવા ભક્ત પ્રકૃતિને વશ વર્તનાર નહીં, પણ તેને જીતવાને મથનાર—તેની સ્હામે થનાર છે: ઈલ્મ અગર અકલપરસ્તી એ કવિના અંતરંગમાં પ્રધાન છે; ઈશ્કપરસ્તી વગર આશકમાં બીજું તત્ત્વ ર્‌હેતું નથી. છતાં, કવિતાને આત્મગાનના અર્થમાં જોઇયે તો પ્રેમભક્તિ ગાનાર હરેક આશક, કુદરતના આલંકારિક કલાવિધાયક કરતાં, ઊંચા દર્જ્જાનો શાયર અને ઉમદા ઝિન્દગાનીનો આદમી (Nobler Soul) છે. ૐ ॥

પ્રેમી દયારામ કૃષ્ણના પરમ ભકત છે અને તેમનું હૃદય કૃષ્ણને વરી ચૂકયૂં છે; તે પોતાને કૃષ્ણની 'ગોપી' માને છે અને પોતાના 'પતિ શ્રીકૃષ્ણ' એ તેમના સર્વોપરિ સ્નેહનું સ્થાન છે—જીવનનું અન્તિમ પ્રાપ્તવ્ય છે.

ઉત્તર હિન્દમાં ઘણીક વાર યાત્રા કરેલી હોવાથી, દયારામને ઉર્દુ અને હિન્દી સાહિત્યનો સારો પરિચય થયેલો; તેમના હૃદયોદ્‌ગારમાં એ સાહિત્યની ઊંડી અસર સ્પષ્ટ જોવાય છે. કૃષ્ણને તે માશૂક, સનમ, મેહબૂબ અને દિલદાર એવાં સંબોધન કરે છે. એ પ્રેમી હૃદયના ઉભરા ગઝલમાં પણ છે:—

"લગી હૈ યાદ પ્રીતમકી, તલફકે જિયા જાવેગા:
"મુઝે સો કહો સૈયાં મેરી, મેરા જાની કબ આવેગા?

"લગા મેરે કલેજેમેં ઇશ્કકા ઝખ્મ તો ઝૂલ્મ હૈ;
"દર્દ મેરા મેહેરમ માલૂમ, આલમ સારા બેમાલૂમ હૈ !"

* * *

"કહેગી કબ ઝમાં મેરી, દયાકા પ્રીતમ ઘર આયા હૈ ?"

અને,

"એક ખુબસુરત ગભરૂ ગુલઝાર સાંવરા !
"તારિફ ક્યા કરૂં ? હૈ સબ ભાતસેં ભલા !
"ઇસ બગરકી ડગરમે મેરા ચિત્ત ચુરા ચલા !
"કહેતીં થી સબ આલમ યે હૈ નન્દકે લલા !"

* * *

"બૂઝી જો ઐસા દર્દ, બિરહ હૈ બલા—
"તો મૈં ઉસી પલક જાય પકરતી પલા !
"મિલાઓ કોઈ મહબૂબ ! દુસરી ન હૈ સલા !
"દયાકે પ્રીતમ બિન મરૂંગી કાટકે ગલા !"

આ ભૈરવી પણ સાખી સાથે—

"તિહારી ચલી ચશ્મતલ્વાર ! ઘાયલ મોહે કર ડારી !
"લાગે તબ જાને નહીં, અહો ! રસિક નેનકે બાન !
"અબ તો હિય બિચ ગડી ગયેં, વાકૂં ખેંચત નિકસેં પ્રાન !
"તિહારી ચલી ચશ્મતલ્વાર !
"રૂપનગરકી બિચમેં ચલી ચશ્મતલ્વાર !
"મૂરખ હૈ સો બચ ગયે ! ચાતુર ખાયો માર !

* * *

"રસિક નેનકેં બાનકી, અહો ! અજબ અનોખી રીત !
"દુશ્મનકો પરસેં નહીં, વે તો મારે અપનો મીત !
"તિહારી ચલી ચશ્મતલ્વાર !

* *

"અંગ અંગ પ્રત માધુરી નખશિખ છબિ અતોલ !
"દયાકે પ્રીતમ ! તિહારી બાનક પર બીક ગઇ બિન મોલ !
"તિહારી ચલી ચશ્મતલ્વાર ! ઘાયલ મોહે કર ડારી !"

દયારામની કવિતામાં પ્રેમભક્તિ અને પ્રેમજીવન ઓતપ્રોત છે, એ એમના હૃદયોદ્‌ગારના તલસ્પર્શી અભ્યાસીને વિદિત છે. બેશક, પ્રેમના સાહિત્ય માટે ઘણીક વાર થાય છે તેમ દયારામની કવિતા માટે પણ થયેલું છે. હકીકત એ છે કે, પ્રેમને હૃદયાન્તરનો તત્ત્વતઃ અનુભવ સ્વીકારવાને બદલે જ્યારે શરીરનો જ વિષય માનવામાં આવે ત્યારે પ્રેમને ખુદને ભારે અપમાન અપાય છે; દયારામે પોતાના અનુભવો—

શૃંગારમાં કૃષ્ણ અને ગોપીના પ્રેમના સવિગત ઉલ્લેખ કરેલા, તેમ જ તેઓ જાતે જન્મથી જ સ્વતન્ત્ર મિઝાજના હોવાથી તેમની કવિતા માટે અનેક તર્કવિતર્ક અને અનુમાન કરનારા પંડિતોએ યથેચ્છ અભિપ્રાય ઉચ્ચારેલા છે.

તે જ અરસામાં છોટમે પણ હિન્દીમાં થોડીક ગઝલો લખેલી છે:

દાખલા તરીકે :—

"ગઝલ એક સુન લો મેરી, કુશલતા અપાર સર્જન કેરી !
"કારિગર કૌન હૈ ઐસા, સહિત જીવ દેહ કિયા કૈસા ?
"સહસ્ર અષ્ટ માંખીકો અખિયાં ! દેખી કોઈ ગ્રંથમેં લખિયા !

* * * * *

"ઐસા અદ્ભુત તમાશા હૈ ! ખાવન્દકા ખેલ ખાસા હૈ !
"છોટમ ! ભજી લે સોહિ કર્તા ! જગતસેં કાયકો ડરતા ?"

પરન્તુ, "ગઝલ" શબ્દનો મૂલ અર્થ જોતાં આ ગઝલ સંતોષ આપશે ખરી કે? 'ગઝલ' શબ્દનો મૂલ અર્થ ફારસી લેખકો એવો જણાવે છે કે, "ગઝલ એટલે પ્રિયતમની પ્રિયતમા સાથેની પ્રેમવાર્તા." ગઝલ શબ્દ સ્ફુટ કરતાં, એક ફારસી લેખક તો એટલે સુધી કહે છે કે :—

"ઈશ્કના રાહમાં નડતી પારાવાર વેદના એ જ ગઝલની પંક્તિઓ; ગઝલમાં ખાસ કરીને પ્રિયતમાના વિરહથી થયેલી પ્રેમીની દર્દી દશાનું નિરૂપણ, તેનો વિરહાક્રન્દ, પ્રેમમૂર્તિના સ્વરૂપનું સતત સ્મરણ અને તેનું બયાન, તેના દર્શનની ઉત્કટ આતુરતા, તેના વગરની તેની અસ્વસ્થતા, પ્રેમી જિગરની બળતરાના ઉભરા–દુ:ખ ભર્યું રૂદન વગેરે અવશ્ય હોય છે અને જેમાં એ ન હોય તે ગઝલ ગઝલ નામને પાત્ર નથી."

આ વ્યાખ્યાનુસાર જોઇશું તો ગૂજરાતીમાં લખાયલી અને લખાતી ઘણીક કલાપૂર્ણ, સુરચિત ગઝલોને વસ્તુતાએ ગઝલ કહેતાં આપણે અટકવું પડશે; કેમકે ગઝલનું શરીર તે 'ગઝલ' નથી પણ તેનો પ્રાણ–તેનો આત્મા તે જ ગઝલ છે. 'ગઝલ' તે છન્દોબદ્ધ રચનાનું નામ નથી, પણ અમુક રચનાના સૂક્ષ્મ ભાવશરીરનું નામ છે : એ જ ફારસી લેખક ઉમેરે છે કે, "પ્રિયતમાના વિરહથી થયેલી દુ:ખદ દશા ઉપરાન્ત પ્રેમી હૃદયના વખ્તોવખ્તના નમ્ર કાલાવાલા, પ્રિયતમા તરફથી તેની સુનવણી અને તેનાં જુદાં જુદાં પરિણામોનો અનુભવ પણ

ગઝલમાં આલેખાયલો હોય છે. પ્રેમભકિતના મધુપાનમાં મસ્ત થયેલા હૃદયની મસ્તી અને પ્રેમને અનુકૂલ વસન્ત ઋતુના બહારનું વર્ણન પણ ગઝલોમાં આવે છે.' ફારસી તથા ઉર્દુમાં લખાયલી ગઝલો જોતાં આ અભિપ્રાયનું વાસ્તાવકપણું સ્પષ્ટ થાય છે.

દયારામની ગઝલો હિન્દીમાં હોવાથી આ સંગ્રહમાં દાખલ કરેલી નથી, તોપણ એ બળતા હૈયામાંથી આવેલા ગઝલના ઉદ્‌ગારો ખરેખર જ આબાદ ગઝલો છે. ગઝલમાં પહેલવહેલા ગૂજરાતી લખનાર તરીકે આપણે સ્વ. દયારામભાઈને ગણવા જોઇયે. અહીં દયારામનું ઝખ્મી જિગર ગઝલમાં ઇશ્ક પુકારે છે. જુવો:—

"મદન મોહન પ્યારે મેહબૂબ મેરા હે:
"દિદાર હુવા જબસેં દયાદિલમેં ડેરા હે!
"ઈશ્કઝખ્મકી મારી ભયી મૈં દિવાની:
"કોઇ બેલી નહીં સાહેલી, શૌખી દિલકી યે જાની!
"ઇશ્કમય ઉસી પર વોહી મેરા જીવન:
"હુઇ ખલ્ક સારી ખારી કછુ લગતા હે ન મન!
"એક યાદ મીઠી બતિયાં: છતિયાં ફાટ જાતી હે:
"કછુ કહેનેમેં નહીં આતા: નૈનાં ભરભર આતી હે!
"મતલબકે ગરઝી આલમ, જાન કહેલાતે હે:
"દયા પ્રીતમ બેપર્વાહી બલિહાર કહેલાતે હે"

આવા ચુનન્દા આશકને કવિ કહેવામાં શું અન્યાય સ્પષ્ટ નથી? તે 'આશક' છે, બેશક.

ગઝલ શું છે?

તેના મૂલ ઉત્પાદકો આપણને સૂચવે છે તે પ્રમાણે તે પ્રેમવાર્તા છે; તેના આન્તરમાં ઉતરતાં પ્રતીત થાય છે કે, ગઝલ એ ગાણાનું નામ નથી પણ ખરી ગઝલ ગોયા ધર્મ-સ્તોત્રને સમરૂપ આત્મગાન છે.

'મ—ફા—ઈ—લુન—મ—ફા—ઇ—લુન' એ માંપની રચનાના છન્દને આપણે સામાન્ય રીતે ગઝલ તરીકે જાણીએ છીએ, પરન્તુ મસ્ત બાલ આપણને કહે છે કે 'ગઝલ' એ એક ગાણાનું નામ છે એવું સ્હમજવામાં ભૂલ છે. તે ગાણાનું નામ નથી

પણ "કવિતાના વિષય સંબન્ધી સામાન્ય નામ છે અને છન્દનું નામ 'હઝ્ઝ્ જ મુસમ્મન' છે." એ 'હઝ્ઝ્ જ' છન્દ જેને આપણે ખોટી રીતે ગઝલ કહીએ છીએ તેની રચના માટે તે સૂચના કરે છે કે :—

"ફારસી પ્રમાણે ચાર ચાર અક્ષરી ચાર ગણ દરેક ચરણમાં આવવા જોઇએ. ગણપ્રમાણ: –SSS (લગુગુગુ) છે. આપણા શાસ્ત્રની પ્રસ્તારપદ્ધતિ પ્રમાણે આ પ્રમાણેના સમપદ છંદનું પ્રમાણ આવે, પરન્તુ છંદશાસ્ત્રનો પ્રસ્તાર અત્યંત છે, એટલે નામ પડેલું ભાગ્યે હોય આપણી ત્ર્યક્ષરી રીત લાગુ કરતાં આ છંદનું પ્રમાણ નીચે પ્રમાણે આવશે:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| –SS | S–S | SS | –SS | S–S | SS |
| ય | ર | ગુગુ | ય | ર | ગુગુ |

પ્રથમ બે પાદ અંત્યાનુપ્રાસવાળાં હોવાં જોઇએ; વળી બે પાદનો એક શ્લોક ગણાય છે તે પ્રમાણે દરેક શ્લોકનું બીજું ચરણ પ્રથમ શ્લોકની સાથે અંત્યાનુપ્રાસવાળું હોવું જોઇયે આવા પંદર શ્લોક (બયેત્) અગર તેથી ઓછા વત્તા લખવાનો રિવાજ છે ચરણમાં આઠ અક્ષરે યતિ હોય છે, જો કે યતિ વિષે ફારસી છંદશાસ્ત્રમાં વિવેચન મારા જોવામાં આવ્યું નથી. યતિ હોય તો વધારે સારૂં."

પરન્તુ ગઝલના શરીરની ઘટના અને તેના પોશાક તથા અલંકારનું–છંદની ઇબારત વગેરે ઉપયોગી બાબતોનું અભિજ્ઞાન આપણા સુપ્રસિદ્ધ વિદ્વાન્ મહાશય રા. રા. રણછોડભાઇ ઉદયરામે સાથેનાં પૃષ્ટો પર જે લેખપ્રસાદ આપ્યો છે તે દ્વારા આપણને થઇ શકશે.

ઇસ્લામી રિયાસતની સત્તા ભારતવર્ષ પર સ્થાપિત થયાને લીધે દેશના આન્તરબાહ્ય સ્વરૂપમાં જે પલટો થયેલો તેમાં તેના વાઙ્મય સાહિત્ય પર પણ પરોક્ષ અને પ્રત્યક્ષ અસર થયેલી અને ગઝલ તેનું પણ પરિણામ છે.

છતાં, આપણે ગઝલનો પ્રાણ–તેનું આન્તર શોધવાને પ્રવૃત્ત થઇયે એ વધારે ગુણકારક છે–આત્મોપકારક છે.

અન્તરંગમાં ગઝલનો સંબન્ધ ખાસ કરીને પ્રેમજીવન અને પ્રેમયોગ એ પ્રેમભક્તિના ધર્મપ્રવાહની સાથે છે, એ અસલ હકીકત જ્યાં સુધી યથાર્થ સ્વરૂપમાં–વિસ્તાર અને ઊંડાણથી સ્હમજાય નહીં, ત્યાં સુધી ગઝલમાં પ્રસ્ફોટન પામેલા હૃદયોદ્ગાર પણ મૂલ રૂપમાં સ્હમજાય નહીં એ દેખીતું છે.

'પ્રેમ એ જ પરમાત્મા છે' અને 'જાતે પ્રેમી થયા સિવાય પરમાત્મપ્રાપ્તિ સ્વાનુભવસિદ્ધ થતી નથી,' એ નરસિંહ, મીરાં, દયારામ, કલાપી તેમ જ બીજા મહાત્માઓના અનુભવોદ્‌ગારોનો ટૂંકામાં સાર છે; સિદ્ધાર્થ થવા ચાહનારે જીવનનો એ ઉદ્દેશ સ્વીકારવો જોઇયે, એવૂં પ્રેમી હૃદયોનૂં માનવૂં છે. પ્રેમભકિત દ્વારા પ્રભુપ્રાપ્તિના પ્રયાસો ભિન્ન ભિન્ન પ્રકારે જુદી જુદી પ્રજામાં થયેલા ઝાહેર છે: ખ્રિસ્તી પ્રજા પ્રેમસ્વરૂપ ઇસુને પ્રભુનૂં સમરૂપ સ્વીકારે છે અને ખરૂં ખ્રિસ્તી હૃદય પ્રભુ ખ્રિસ્તના શાશ્વત પ્રેમસ્વરૂપમાં, પ્રેમયોગ અને પ્રેમભકિત દ્વારા લીનવિલીન થઇ 'બલિ' બને છે અને પ્રભુમાં ભળે છે; ભારતવર્ષમાં લાંબા કાલથી પ્રેમસ્વરૂપ શ્રી કૃષ્ણના ભકતો તેમને પૂર્ણ પુરુષ ગણે છે અને તેમના તરફના વ્રજની ગોપીઓના પ્રેમને પરમાત્મપ્રેમ માને છે.

ખ્રિસ્તનૂં કે કૃષ્ણનૂં સ્થૂલ શરીર આજે વિદ્યમાન નથી એ સ્પષ્ટ છે; છતાં, તેમની ભાવનામય મૂર્તિને કાલ્પનિક લક્ષ્ય (Ideal) તરીકે પરમ પૂજ્ય અને અનન્ત ઐશ્વર્યયુકત સ્વીકારી—પરમાત્મા ગણી—ભકતોનાં કોમલ અને દિવ્ય શ્રદ્ધાથી યુકત હૃદયોએ પ્રેમભકિત કરેલી છે—કરવામાં આવે છે. વૈષ્ણવ સંપ્રદાયમાં તો શ્રીકૃષ્ણની ખુદ પરમેશ્વર તરીકે જ પ્રેમભકિત ધર્મ્ય ગણાય છે અને તે એટલે સુધી કે ખરો ભકત શ્રી કૃષ્ણ સિવાય ઈતર કોઇને 'પુરુષ'ની ભાવનાથી જોતો જ નથી. તે માને છે કે, બધી જ ગોપીઓ છે, અને 'પતિ' તો પરમ પુરુષ એક જ શ્રીકૃષ્ણ છે અને તેમને (એટલે સાક્ષાત્ પરમાત્માને) પામવાને દરેકે તેની 'ગોપી' બનવૂં જ જોઇયે—કૃષ્ણની 'ગોપી' બની જઇને જે એમની પ્રેમભક્તિ પૂર્ણ આસ્થાથી અને 'પોતાનૂં ભાન ભૂલી જઇને' કરે તે જ કૃષ્ણમય—કૃષ્ણસ્વરૂપ થાય.

ભક્તિમૂર્તિ મીરાંબાઈની ધર્મભાવના આ પ્રકારની જ છે. તે પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણની 'ગોપી' છે અને હૃદયથી તેમને વરેલી છે—બીજા કોઇને તે 'પુરુષ' જોતી જ નથી; કૃષ્ણની ભાવનામૂર્તિમાં તેને પરમાત્માની આસ્થા અને ઝાંખી છે અને

તેની સાથે તેના હૃદયની લગની લાગે છે—પ્રેમ જાગે છે અને આધિ–ઉપાધિ તમામ તે ત્યાગે છે: પોતાના પ્રભુ–ઇષ્ટ પતિ–પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણની જોગણ બની, આન્તરબાહ્ય સર્વસ્વ તેમને સમર્પિત કરી તેમને એકને જ તે આરાધે છે. પોતાના પ્રભુનાં પુરાણપ્રસિદ્ધ લીલાસ્થાનોનાં દર્શન કરતાં કરતાં શ્રી કૃષ્ણની વ્હાલી વિહારભૂમિ–વિલક્ષણ વૃન્દાવનમાં તે આવે છે અને ત્યાં મહાત્મા જીવા ગોસાંઇનો નિવાસ સાંભળીને, તેમને 'હરિજન જાણીને' તે નિમન્ત્રણ મોકલે છે. જીવા ગોસાંઇ સ્રીનૂં મ્હોં નહીં જોવાનો નિયમ પાળતા હોવાથી નિમન્ત્રણનો અસ્વીકાર કરે છે. ફકત શ્રીકૃષ્ણને જ પુરુષ માનતાં મીરાંબાઇ જીવા ગોસાંઇને કહેવરાવે છે :–

"આજ લગી હું એમ જાણતી જે વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક:
"વૃન્દાવન વસી હજી પુરુષ રહ્યા છો! તેમાં ધન્ય તમારો વિવેક!
"મીરાંમન મોહનશૂં માન્યૂં."
(મીરાં ચરિત્ર–દયારામ).

તેનાં પ્રેમયોગી ચક્ષુઓ ફકત એકને જ પુરુષની ભાવનાથી પૂજે છે. પ્રેમયોગ એનો આત્માનુભવ છે.

ભકત પોતે 'ગોપી' બની જઇને, હૃદયની પૂર્ણ આસ્થાથી પ્રભુને જ પોતાનો પ્રેમસ્વરૂપ સ્વામી સ્વીકારે છે અને તેની સાથે હૃદયની લગની લાગતાં, પ્રેમયોગ–ભકિતયોગ જામી જાય છે અને પરિણામે તે તેને પામે છે.

વૈષ્ણવ સંપ્રદાયને અનુરૂપ, ભકિતના આ વિધિને સમરૂપ, પણ, બાહ્યમાં તેનાથી ભિન્ન પ્રકાર, ઇરાન, અરબસ્તાન વગેરે ઇસ્લામી મૂલ્કોમાં ભારતવર્ષની પેઠે જ પ્રચલિત છે. મીરાં, નરસિંહ તથા કૃષ્ણને ઇષ્ટ અને પ્રભુ માનનારા બીજા ભકતો જેમ પોતે પોતાને 'સખી' અને પ્રભુને 'પ્રિયતમ' માને છે, તેમ ઇરાન વગેરે દેશોના ભકતો પ્રભુને પ્રેમસ્વરૂપ પ્રિયતમા–માશૂક માને છે. કૃષ્ણનાં ભકતોની પેઠે જ, તેઓ પ્રભુનાં દર્શન માટે હૃદયની લગની લગાડીને પૂર્ણ પ્રેમથી તેની ભકિત કરે છે. આવા ભકતો "સુફી" ઉપનામથી મશહૂર છે. એવી જ "સુફીવાદ" ની કંઇક અસર દયારામભાઇની ઉર્દુ–હિન્દી ગઝલોમાં થયેલી લાગે છે. તેમણે જેમ સખીભાવે

કૃષ્ણને પતિ, પ્રીતમ વગેરે સંબોધનો કર્યા છે, તેમ સુફી આશકોની પેઠે તેમણે મહબૂબ, માશૂક, દિલદાર વગેરે સંબોધનો પણ કૃષ્ણને કરેલાં છે. સુફીવાદમાં ભકત તે આશક છે અને પ્રભુ તે માશૂક છે. આશક અને માશૂક એટલે ભક્ત્ અને પ્રભુ.

પરન્તુ, દરેક ગઝલમાં ભકત અને પ્રભુ વચ્ચેના પ્રવાહનો જ ઉલ્લેખ હોય એવું નથી હોતું. કેટલીએક ગઝલો એવા પ્રકારની પણ હોય છે કે જેમાં સ્ત્રીપુરુષના સામાન્ય માનવ સંબન્ધની જ વાત કરેલી હોય છે. માનવ પ્રેમને 'ઇશ્કે મિઝાજી' કહેવામાં આવે છે અને કેવળ ભાવનામય અમૂર્ત પ્રભુને મૂર્ત કલ્પીને — અથવા વેદાન્ત પ્રમાણે સ્વરૂપને લક્ષીને સનમ–પ્રિયતમાનું સંબોધન કરેલું હોય છે, તેવી પ્રીતિને 'ઇશ્કે હકીકી' યાને ઇશ્કે ઇલાહી ( ઈશ્વરી પ્રેમ ) કહે છે.

અલબત્ત, સુફીઓએ લખેલી આરબી, ફારસી અને ઉર્દુ ગઝલોમાંથી પણ પ્રભુપ્રેમની અને માનવ પ્રેમની ગઝલો પિછાનીને જુદી પાડવાનું કામ બહુ મુશ્કેલ છે; કેમકે શબ્દ-સંદર્ભ, ભાવનાની વ્યંજના — હૃદયના ઉદ્ગારોનું સામાન્ય સ્વરૂપ બન્ને પ્રકારની ગઝલોમાં લગભગ સમાન જ હોય છે. સાહિત્યના વિદ્વાન્ વિવેચકોથી પણ પ્રભુપ્રેમની અને માનવ પ્રેમની ગઝલો જુદી પાડીને તેમની પરીક્ષા કરવાનું બની શકે તેમ નથી; એ કાર્ય તો આન્તર દૃષ્ટિના માહાત્મ્યનું છે—કે જે ભક્તિયોગને માર્ગે બ્રહ્મકૃપાના પારણામ તરીકે સ્વયં ઉદ્ભવે છે.

સુફીવાદની સાથે "ગઝલ"નો ખાસ સંબન્ધ છે. સુફીના સિદ્ધાન્તો આરમ્ભમાં વૈષ્ણવ સંપ્રદાયની પ્રેમભક્તિને, તેના પ્રેમકીર્તનને સમરૂપ હોઇ છેવટે કેવલાદ્વૈત વેદાન્તમાં પરિસમાપ્તે છે. સુફીવાદની હકીકત વિસ્તારથી જાણ્યા વિના, ઇશ્કની ગઝલોને ઇન્સાફ આપવાની પૂરી પાત્રતા આપણે પામી શકીએ નહીં, અને તેથી તેનો સાર અહીં વિચારી જવો જોઇયે.

"સુફી" એ શબ્દનો અર્થ ( સુફ્=ઉન, એ ઉપરથી ) ઉનનો જામો પહેરીને ફરનાર, એવો થાય છે, અને એ ઉપરથી રૂઢ અર્થ, સુફી એટલે પવિત્ર મનુષ્ય, એવો કર-

વામાં આવે છે. આર્યધર્મનાં જુદાં જુદાં શાસ્ત્રોમાં કર્મકાણ્ડ, ઉપાસના, જ્ઞાનકાણ્ડ, યોગદર્શન ઇત્યાદિ માર્ગો દ્વારા બ્રહ્મનો વિચાર કરવામાં આવે છે, છતાં વિશુદ્ધ હૃદયે માત્ર પ્રેમની જ લગની લગાડીને સતત ભજનકીર્તનમાં રત રહેતાં ભક્ત હૃદયો શાસ્ત્રોને ગણકાર્યા સિવાય પોતાનું પ્રેમવિશ્વ જુદું જ રચે છે; અને આવાં ભક્ત હૃદયોનાં ઘણાં દૃષ્ટાન્તો ભારતવર્ષની ભિન્ન ભિન્ન ભાષાઓના સાહિત્યમાં મોજૂદ છે. સુફીવાદનો અનુયાયી આશક પણ તે જ મિસાલે સનમની લગની અને પ્રેમભક્તિમાં લીન રહે છે. આપણા સાહિત્યમાં જાણીતાં થયેલાં ભક્ત હૃદયોની માફિક લોકૈષણા, વિત્તૈષણા, શાસ્ત્રૈષણા, પુત્રૈષણા વગેરે બધી વાસનાઓને સુફી આશક પ્રેમનાં ભજનકીર્તન અને પ્રેમયોગની લીનતા દ્વારા ક્રમાનુક્રમે ઓગાળી દે છે અને પ્રભુના એક જ વિચારમાં ઝિન્દગીનું તે સર્વસ્વાર્પણ કરે છે.

વૈષ્ણવ સંપ્રદાયનો સાચો અનુયાયી– ગોપી બનેલો ભક્ત જેમ પ્રભુપ્રેમનાં ભજનમાં–તેનાં ગાનતાન અને નૃત્યમાં જ મશગૂલ રહે છે તેમ સુફી આશકો પણ ‘ નાચનારા ’ (Dancing Poets) કહેવાય છે. આવા ભક્તો દુનિયાદારી પતાવીને. સનમના ચિન્તવનમાં–ઝૂકાવે છે–નાચે છે–ઉનનો જામો ( એટલે ફકીરની કફની જેવું લાંબું પહેરણ ) પહેરે છે અને બંસી બજાવે છે તથા ગઝલ–કવ્વાલીની બેતો લલકારતા અથવા ચિન્તવનમાં હાલમસ્ત ઝિન્દગી ગુઝારે છે.

સુફી આશક સનમનું ચિન્તવન કરે છે તે સ્થિતિને “ તસવ્વર ” અથવા “ તફક્કર ” કહે છે. શાસ્ત્રમાં મન્દાધિકારીઓ માટે સ્થૂલ નિયમોનાં જે બન્ધનો છે તેને જેમ પ્રેમમાં ડૂબેલાં ભક્તિનિમગ્ન હૃદયો ગણકારતાં નથી પણ પ્રેમયોગમાં જ મત્ત રહે છે, તેમ સુફી આશકો પણ શાસ્ત્રની પુરાણી વાતો કરતાં આત્માનુભવને વધારે મહત્ત્વ આપે છે. શાસ્ત્રાજ્ઞાને શબ્દશઃ સ્થૂલ અર્થમાં જ સ્હમજીને તેને અનુસરવાની કર્મકાણ્ડની પૂજનવિધિ વગેરેને “ શરીઅત ” કહે છે: સુફીઓ કર્મકાણ્ડના એ પગથિયાને ઉલ્લંઘી જઇને એથી આગલ્યા પ્રદેશની મુસાફિરી કરનાર હોય છે. એ પ્રદેશ તે તત્ત્વવિચારની સાથે પ્રેમભક્તિનો છે અને તેને “ તરિકત ” કહે છે.

"સુફીવાદ" એ ઇસ્લામનો ગુહ્યવાદ (Mysticism) મનાય છે. તેના સ્થાપનાર હઝરત મહમ્મદ પયગમ્બર સાહેબના જમાઈ અને પહેલા ખલિફ હઝરત અલી સાહેબ ગણાય છે. હઝરત અલી સાહેબના ૪૫ શિષ્યો સુફીવાદની આન્તર દીક્ષા લઈને આર્ય સંન્યાસીઓની પેઠે ધ્યાનપરાયણ નિવૃત્ત જીવન ગાળતા. સંન્યાસી જેમ પોતાને માટે તીર્થયાત્રા ઇત્યાદિ આવશ્યક માન્યા વિના, આત્મા–પરમાત્માની એકતાનું જ ચિન્તન કર્યા કરે છે, તેમ "સુફી" પણ ઇસ્લામી પયગમ્બરો કે કાબા-કુરબલા ને મક્કા મદીનાની કશી પર્વા કરતો નથી. સુફી આશકોમાં બસરાનાં રબિયા નામનાં એક પાક બાનુ હિઝરી સનની બીજી સદીમાં થયેલાં છે. તેમનું જીવન કેટલેક અંશે મીરાંબાઈને મળતું છે. કાબાનું મન્દિર–જેને ઇસ્લામીઓ બહુ પવિત્ર ગણીને માન આપે છે તે જોઇને તેમણે કહેલું કે:—

"હું તો માત્ર ઈંટો અને પત્થરનું મકાન જ જોઉં છું. એનાથી મ્હને શો લાભ છે? ઓ માલેક! મ્હારે તો માત્ર ત્હારી જ ગરઝ છે"

બાહ્યાકૃતિઓને તેમ જ બાહ્ય વિધાનોના આડમ્બરને ઇશ્કના ચુસ્ત આશકો લેખામાં ગણતા નથી, પણ અન્દરના મૂલ્ક તરફ તેમના હૃદયનો ઝોક હમેશનો હોય છે.

પ્રેમભક્તિ અને પ્રેમયોગની લીનતાને રસ્તે આગળ વધતાં, સુફીવાદ સિદ્ધાન્તની બાબતમાં જીવ અને બ્રહ્મની એકતાના તત્ત્વવિચારને પ્રાધાન્ય આપે છે, અને એ એકતાનો સ્વાત્માનુભવ પામવાને આશક પોતામાં રહેલી દેહાત્મભાવનાઓને પરાસ્ત કરવાને હમેશ જ મથતો હોય છે: વેદાન્તમાં જેને અભેદસાક્ષાત્કાર કહે છે તેવો સ્વાનુભવ એ હરેક સુફીનું અંતિમ પ્રાપ્તવ્ય હોય છે, અને તેને માટે હૃદયની પાત્રતા પરત્વે દરેક પ્રવાસીને જુદા જુદા અનુભવો તેના આન્તરમાં ક્રમાનુક્રમે થતા રહે છે. વેદાન્તની પરિભાષામાં બોલીએ તો, સર્વાત્મભાવ, સર્વરૂપભાવ અને નિષ્કંચનભાવ એ પ્રવાસી હૃદયના આત્માનુભવનો ક્રમ છે. મુમુક્ષુતા એટલે આર્ત્ત જીજ્ઞાસાનો હૃદયાન્તરમાં ઉદ્ભવ થયા વિના વસ્તુપ્રાપ્તિ માટે સાધકની પાત્રતા સ્વીકારાતી નથી, તેમ સુફીવાદના ઇશ્કમાં પણ હૃદયની તમામ

લાગણીઓનું એક જ કેન્દ્રમાં વહન વૃદ્ધિંગત થયા વિના આશકનું જિગર કદાપિ લાયક થતું નથી. સુફીવાદ પ્રેમને જ જગતનું ઉત્પત્તિકારણ અને નિર્વાહક તત્ત્વ માને છે અને છેવટે જ્ઞાનને પ્રેમથી અભિન્ન અનુભવે છે. આશક જાતે પ્રેમી બની જઇને પોતાનું તમામ વ્યક્તિત્વ ( દેહાત્મભાવ ) પ્રેમમાં ( બ્રહ્મમાં ) ગુમાવી દે છે: શબ્દાન્તરે કહીએ તો, તે પોતે 'પોતા'ને ભૂલી જવા માંડે છે અને જાતે પ્રેમ બનવા માંડે છે. પ્રેમની આ છેલ્લી સ્થિતિના જ્ઞાનને ( હક=સત્ય ઉપરથી ) 'હકીકત' કહે છે.

આશકના જિગરને માશૂકની જુદાઇનો સખ્ત 'ઝખ્મ' થયેલો હોય છે અને એવા 'ઝખ્મ'ની વેદના આપણને ભક્તિમૂર્તિ મીરાંબાઇએ પણ કહેલી છે: સ્વાભાવિક છે કે 'ઝખ્મ'ના 'દર્દી'નું ચિત્ત અનેક આકર્ષક વસ્તુઓ તરફ વાળવામાં આવે, તોપણ, 'ઝખ્મ' જો કારી અને આત્મા પરનો હોય તો તે 'ઝખ્મ'નું 'દર્દ' તે કદાપિ વિસરી શકે નહીં. મુમુક્ષુ જેવો સંસ્કારી તેવી આત્મોન્નતિમાં તેની ગતિ અને પ્રાપ્તિ. પ્રેમના પ્રવાસીને હૃદયાન્તરમાં ઊંડો 'ઝખ્મ' થયેલો હોવો જોઇએ—ખરા મુમુક્ષુને જ્ઞાનની તૃષા—પ્રભુપ્રાપ્તિની તીવ્ર વાઞ્છના એટલી બધી આર્ત્ત હોવી જોઇએ કે તે બધા અનિત્ય પદાર્થોની અસત્યતા પૂરેપૂરી સ્હમજીને તેનાથી નિવૃત્ત થયેલો હોવો જોઇયે; અને એવો માત્ર પ્રેમનો જ પિપાસુ—ઇશ્કનો આશક—પ્રેમબ્રહ્મના ચિન્તવન સિવાય બીજી બધી જ બાબતોમાં સ્વાભાવિક રીતે જ બેદરકાર હોય છે. પ્રેમ, જેને સુફીઓની પરિભાષામાં "શરાબ" કહેવામાં આવે છે તેનું ઉમેદવાર દિલ દુનિયાની ચલિત ચીઝોની કિમ્મત ફૂટલી કૌડી જેટલી પણ ગણતું નથી: તે તો ફક્ત હૃદય અને હૃદયાન્તરની ...શાસ્ત્રા આત્મભાવના અને આત્માનુભવને અધીન રહી પ્રેમબ્રહ્મની આન્તર બંસીના સૂર પર નૃત્ય કરતું ઊંડાણમાં ને ઊંડાણમાં આગળ વાધતું જ હોય છે.

'તઝ્કિરત્-ઉલ-ઑલિયા'માં જણાવ્યા પ્રમાણે, એક જ્ઞાની મહાત્માએ એક સુફી મઠની મુલાકાત લેતાં જણાવેલું કે,

આખી દુનિયાનું ઈશ્વરવિષયક જ્ઞાન એકત્ર કરીએ તો પણ મ્હારા જ્ઞાનની બરાબર થઈ શકે નહીં, તે છતાં, મ્હારૂં પોતાનું જ્ઞાન પણ સુફીઓ સાથે સરખાવતાં ઓછું છે.' મહાત્મા ઇમામ અહમદના શિષ્યોએ સુફીઓ તરફ આક્ષેપ કરતાં તેમને માટે કહેલું કે, 'તેઓ માત્ર અન્ધશ્રદ્ધાને અનુસરે છે અને તેમનામાં પ્રકાશની ન્યૂનતા છે.' મહાત્મા ઇમામે જવાબ દીધો કે, 'નહીં; તેઓનામાં જ્ઞાનનાં ઊંડાં મૂલ છે.' શિષ્યોએ ફરી કહ્યું, 'એક ભાગેલા ફલની છાલ સિવાય બીજા કશાની તેઓ ઇચ્છા કરતા નથી.' મહાત્માએ કહ્યું કે, 'આખી પૃથ્વીમાં સુફી જેવી ભવ્ય વાઞ્છનાવાળા મ્હેં બીજા કોઈને જોયા નથી; એક ભાગેલા ફલના છોતરા વિના આ દુનિયાની બીજી કોઈ પણ વસ્તુની તેમને કશી જ અપેક્ષા નથી. બેશક, તેઓ નિસ્પૃહી છે.' પ્રેમ અને આસ્થા એ સુફીવાદનું આવશ્યક લક્ષણ છે અને આત્મજ્યોતિનો સાક્ષાત્કાર એ તેનું પરિણામ છે.

આપણા પ્રાચીન કાલના ભકતોનાં હૃદયગાનનો મુખ્ય વિષય જ જેમ પ્રભુભક્તિ છે, તેમ સુફીઓની ગઝલો પણ જીવાત્મા અને પરમાત્માનો સંબન્ધ જ ગાય છે. સુફી તત્ત્વજ્ઞાન એટલે 'તરિકત' અથવા 'મારિફત'માં રાજયોગ સુદ્ધાંનો સમાવેશ થાય છે. સુફીઓ માને છે કે આત્માથી પરમાત્મા અભિન્ન છે. જીવાત્મા 'ઈશ્વરમાંથી' બનેલો નહીં, પણ ખુદ 'ઇશ્વરનો' બનેલો છે અને અગ્નિની ચીનગારીઓ મૂલ અગ્નિથી જેમ જુદી નથી—સમુદ્રના તરંગો જેમ સમુદ્રથી જુદા નથી—તેમ જીવાત્મા પરમાત્માથી જુદો નથી એવો સુફીનો તત્ત્વસિદ્ધાન્ત છે. સુફીવાદના સિદ્ધાન્તોમાં સગુણ અને નિર્ગુણ ભક્તિનું ક્રમિક નિરૂપણ અને અનુસરણ છે.

ઈશ્વરી આવાઝે જીવોને પૂછ્યું કે, 'શું તમે પરમાત્મા સાથે સંબદ્ધ અને અદ્વૈતમાં નથી?' જીવોએ કહ્યું "બલી" એટલે 'હા', આવી એક વાર્તા પરથી સુફીઓનાં લખાણમાં 'બલી' અને 'નેસ્તી' (એટલે 'શું તું તે નથી?') એવા શબ્દો જે વેદાન્તનાં **तत्त्वमसि** મહાવાક્યના વ્યંજક છે તે વારંવાર આવે છે. 'અનલ હક' એ **सोऽहम्** વ્યંજક છે. તેઓ માને છે કે:—

પરમાત્મા અનાદ્યનન્ત, સૌન્દર્ય અને પ્રેમસ્વરૂપ અને સચરાચરવ્યાપ્ત છે અને તેના સિવાયનો સ્નેહ એ માયા માત્ર છે: અહીં જણાતી સૌન્દર્યની અને સ્નેહની મૂર્તિઓ પ્રભુનાં પ્રતિબિમ્બો છે–તેના સૌન્દર્યના આદર્શો છે: આખું જગત કરોળિયાની જાળ જેવું છે: સ્વરૂપાનુભવ માટે બહુ લક્ષક ચિત્તને એક સ્થાને સ્થિત કરવાની જરૂર છે અને એવી ઘનીભૂત થયેલી હૃદયભાવનાના પ્રબલ પ્રવાહથી પ્રેમયોગ સિદ્ધ થઈ શકે છે. પ્રેમ–યોગ ( Concentrated Love ) એ સુફીનું મહત્ત્વનું સાધન છે.

છતાં, સુફી સન્તમહાત્માઓ જેઓ જગત્‌ને નિયમનમાં મૂકવાને તેની સાથે સંબન્ધ રાખે છે, તેઓ જગત્‌ના હિતની ખાતર અધિકારભેદને પણ સ્થાન આપે છે; બધાં હૃદયોની એક સરખી પાત્રતા હોતી નથી અને તેથી જેઓ સુફીવાદની દીક્ષા સ્વીકારે છે તેમને માટે કેટલાક સન્તમહાત્માઓએ અમુક ક્રમ ઠરાવેલો છે. “ ફના–ફી–શય; ફના–ફી–શેખ; ફના–ફી–રસુલ; અને ફના–ફીલ્લાહ: ” એ ચાર પગથિયાં સુફી ઇશ્કનાં ક્રમિક આરોહણો છે. ‘ ફના–ફી–શય ’ એટલે કોઇ પણ ચીઝમાં ગૂમ થઇ જવું; અને એ ન્યાયે જોતાં ખરા હૃદયની ‘ મૂર્તિપૂજા ’ સાથે સુફીવાદને કશો વિરોધ નથી: અલબત્ત, મૂર્તિપૂજાને નામે હાલ ભારતવર્ષમાં જે બાહ્યાડમ્બર પ્રચલિત છે તેને તો સુફીઓ વ્યર્થ અને અર્થહીન જ ગણે છે. મૂર્તિપૂજા જો પૂર્ણ પ્રેમથી કરવામાં આવે–મીરાંબાઈની પેઠે એવી ભાવભક્તિથી કરવામાં આવે કે તે કર્યા સિવાય હૃદય જીવી શકે જ નહીં, તો જ તે સાર્થક છે – બાકી આપણા દેશમાં મન્દિરો અને મૂર્તિપૂજાનો જે રિવાઝ ગતાનુગતિક ચાલ્યો આવે છે એવા કૃત્રિમ અને ફરઝિયાત દમ્ભમાં તો સુફી આશકને કશી આત્મોન્નતિ લાગતી નથી. એવી સ્થૂલ શૃંખલાઓથી તેનું હૃદય દૂર રહે છે. અલબત્ત, સુફીઓ કદાપિ ધર્મના ઝઘડામાં પડતા નથી, પણ કેવળ ઉદાસીન રહે છે; તેમને જગત્‌ની સાથે કશી લેવાદેવા નથી પણ લીનતા અને ચિન્તવન એ જ એમનું સ્વાભાવિક કાર્ય છે અને તેથી હૃદયને–આત્માને જે ઝાંખી હલાવે તેની ભક્તિ અને ઉપાસના બીજી સર્વ બાબતોને ભોગે તેમને મંજૂર છે.

"ફના–ફી–શેખ" એટલે ગુરુ, જેને તેઓની પરિભાષામાં 'સાકી' (એટલે પ્રેમનો મદિરા પાનાર) કહે છે તેની સેવામાં સ્વાર્પણ કરવું.

બેશક, હકીકતના અનુભવ સુધી આગળ વધેલા સુફી મહાત્માઓનો સિદ્ધાન્ત એ જ છે કે, બધાઓ ગુરુઓ છે અને બધાઓ શિષ્યો છે; પરન્તુ એવી આન્તર દશાનો સ્વાનુભવ થાય નહીં ત્યાં સુધી તો પ્રેમનું જ્ઞાનામૃત પાનાર મહાત્માની લીનતા અને આસ્થાથી ભક્તિ કરવાનું સુફી સન્તો આવશ્યક માને છે. એ ગુરુભક્તિ તે માર્ટિન લ્યુથરના દંડને પાત્ર નહીં, પણ ધનઞ્જયના કૃષ્ણ તરફના આદરનું સમરૂપ છે. "ફના–ફી–રસુલ" એટલે પયૂગમ્બરમાં પોતાપણું ગૂમ કરી દેવું. ઉપરની બે સ્થિતિઓમાંથી પસાર થનાર આશક પયૂગમ્બરનાં વચનોને તેના સામાન્ય અર્થમાં સાધારણ જન-સમાજની પેઠે નહીં, પણ મૂલ અર્થમાં સાંકેતિક રહસ્યો ઉકેલીને પોતામાં સ્પષ્ટ ઉકેલવાને પાત્ર થાય છે અને છેવટે તે "ફના–ફીલ્લાહ" એટલે "પ્રભુમાં સર્વસ્વસમર્પણ" કરવાને પાત્ર થાય છે. તે આત્મામાં જીવે છે.

આ છેલ્લા "હાલ"નો આત્માનુભવ થતાં સુફી આશક જીવંનમુક્ત થાય છેઃ **ब्रह्मवि ह्मैव भवति** એ તે અનુભવે છે. એવાં મુક્તાત્મા તરીકે બાયઝિદ્, જુનૈદ, મનસૂર, અબુલ ખયૂર, જલાલુદ્દીન રૂમી વગેરે સુફીઓ મશહૂર છે.

તે "નવું જીવન–બ્રહ્મજીવન" પામે છે. 'ફના' પછીની એ દશાને સુફીની પરિભાષામાં "બકા–બાદ–ઉલ્–ફના" કહે છે.

સુફીવાદ એ સામાન્ય બાબત નથી, પણ ગમ્ભીર સિદ્ધાન્તોની ગૂઢ રહસ્યયુક્ત ધર્મભાવના છે, અને તેથી તેમનું હૃદયગાન ઉકેલવામાં સાહિત્યના જ્ઞાન કરતાં સ્વાત્માનુભવ વધારે ઉપયોગી છે એ સ્પષ્ટ છે. પ્રભુને કાલ્પનિક આદર્શમૂર્તિ (Beau Ideal–સનમ) કલ્પીને લખાયલી પ્રેમધર્મની ગઝલોમાં તે પ્રત્યક્ષ ન છતાં, તેના ગાલની લાલી, તેના અધરની સુરખી, તેના કદમની મેંદી, ચુમ્બનવ્યવહાર, તેનું શરાબી જામ, તેનો મેળાપ કરાવી આપનાર સાકીનું શરાબખાનું

વગેરે વખ્તોવખ્ત આવે છે. સુફીઓ જણાવે છે કે, આ સઘળા શબ્દો અમુક પરિભાષાના ( Technical Terms ) છે અને તેનો અર્થ અતિશય ગૂઢ છે—કેટલાકોએ તો આવા ગૂઢ શબ્દોનો એક જુદો જ શબ્દકોષ તૈયાર કરેલો છે. એમાં જણાવ્યા મુજબ 'નિદ્રા' શબ્દનો અર્થ ધ્યાનલીનતા—સમાધિ છે; 'ખુદ્દાએ' એટલે 'સનમની સીઠી નઝર' છે; શરાબનો અર્થ 'પ્રેમની ઉન્મત્તતા' છે; 'ચુમ્બન' નો અર્થ 'સનમની નિકટતા'નો છે; 'સાકી' એટલે 'ગૂરુ'; 'અધરરસ' એટલે 'અપરોક્ષાનુભવની ઝાંખી'; 'ગાલની લાલી' એટલે 'પ્રભુના સૌન્દર્યનૂં—તેની પ્રેમકૃપાનૂં અનુભવદર્શન' અને 'વાયુલહરિ' એટલે 'પ્રભુની પ્રેમકૃપાનો સુન્દર પ્રવાહ; એ પ્રમાણે સ્હમજવામાં આવે છે : છતાં, બધા સુફીઓ આ પારિભાષિક શબ્દો અમુક એકસરખા અર્થમાં જ વાપરે, એવો કશો નિયમ નથી. ઉદાહરણ તરીકે "શરાબી જામ"નો અર્થ કેટલેક પ્રસંગે "આખૂં વિશ્વ" એવો કરવામાં આવ્યો છે; કેટલેક પ્રસંગે "આશકનૂં દિલ" એવો કરવામાં આવ્યો છે અને કેટલેક પ્રસંગે "પ્રભુની કૃપા" એવો પણ કરવામાં આવ્યો છે. ધ્યેય સ્વરૂપ બ્રહ્મની કાલ્પનિક મૂર્તિ હોવાથી, તેના સૌન્દર્યના, તેના પ્રેમના અને પ્રવાસીને તેના માર્ગમાં અનુકૂલતા અને ઉત્તેજન આપનારા હરકોઇ પ્રેમવ્યંજક શબ્દો, ગમે તે ભાવાર્થમાં વાપરવામાં આવે તોપણ તેથી અર્થ વિપર્યય થવાનો ઓછો જ સંભવ છે.

સુફીવાદની ઉત્પત્તિ કુરાને શરીફમાંથી થયેલી મનાય છે, છતાં સામાન્ય દૃષ્ટિથી જોતાં તેમાંના સિદ્ધાન્તોથી સુફીવાદ ભિન્ન તત્ત્વ સ્વીકારનારો છે એ નિઃસંશય છે. જીવાત્મા અને પરમાત્માનો ભેદ ઇસ્લામી મઝહબમાં ખુલ્લો છે અને સુફીવાદ તો અદ્વૈતવાદી છે. કેટલાક વિવેચકો એવૂં પણ માને છે કે સુફીવાદનૂં મૂલ આર્યોનાં ઉપનિષદો ઉપરથી લેવામાં આવ્યૂં છે, અને એ માનવૂં કંઇક કઠિન છતાં, બેલાશક સંભવિત છે.

સુફીવાદ જે ધર્મતત્ત્વો માને છે તેનૂં પ્રાપાતિક અવલોકન કરતાં, દરેક પ્રજામાં જૂદે જૂદે વખ્તે સુફીવાદના સિદ્ધાન્તો પ્રકારાન્તરે દાખલ થયેલા છે એ જોઇ શકાશે. ગ્રીક પ્રજામાં

સુફીવાદના સિદ્ધાન્તોને મળતા જ વિચારો પ્લેટોના કાલમાં પ્રચલિત થયેલા. રોમન પ્રજામાં પણ એ સિદ્ધાન્તો બહુ પરિચિત થયેલા; સુફીવાદનું રહસ્ય સ્હમજાવનાર ભક્તમહાત્મા મૌલાના જલાલુદ્દીન મહમ્મદ સાહેબ ઘણો કાલ રોમમાં રહેલા અને "રૂમી"ના ઉપનામથી જ પ્રસિદ્ધ છે. સુફીવાદનો પૂર્વભાગ ભારતવર્ષમાં વૈષ્ણવ સંપ્રદાયની પ્રેમભક્તિ દ્વારા, બંગભૂમિમાં થયેલા ભક્તમહાત્મા ગૌરાંગપ્રભુની ઉપાસના દ્વારા અને એમ અનેક રીતે પ્રવર્ત્તેલો છે અને પ્રવર્ત્તમાન છે; અને તેનો ઉત્તર ભાગ વેદાન્તના ગૂઢ સિદ્ધાન્તોના અનુસરણમાં સ્પષ્ટ છે. આપણી ગૂજરાતી ભાષામાં પણ નરસિંહ મહેતા, ધીરો, અખો, છોટમ, પ્રીતમ વગેરેનાં ભજનોનું તેમ જ નાનક, કબીર વગેરે મહાત્માઓની (હિન્દી)વાણીનું મનન કરતાં સુફીવાદના ઉત્તર ભાગનો સારો ખયાલ આવી શકે એમ છે. સ્વામી રામતીર્થ જગત્ સમક્ષ સુફીવાદની પૂર્ણતાનો આદર્શ જ રજૂ કરે છે, એ તેમનાં લીન અભ્યાસીઓને વિદિત છે.

આ અટપટા સંસારની વિચિત્ર જાળમાં રહેનાર મનુષ્યને તેમાંથી નિવૃત્ત થવું અને સ્વાભાવિક પ્રેમભાવના વડે, એકીકૃત હૃદયવૃત્તિથી પ્રભુ તરફ—અરે ! કોઈના તરફ પણ સ્નેહની અચલ લગની લાગવી એ બહુ વિરલ છે. કશા પણ હેતુ વગર કોઈ કોઈને ચાહે—હૃદયાર્પણ કરી દે એ ઐહિક જગતની વ્યાવહારિક નિયન્ત્રણામાં તો બનવું બહુ મુશ્કેલ છે. અલબત્ત, અહેતુક સ્નેહનાં ભવ્ય અને જ્વલન્ત દૃષ્ટાન્ત થોડાંક તો હરકોઈ પ્રજાના વાઙ્મય સાહિત્યમાં કાયમની સુરખીથી લખાયલાં પ્રકાશિત છે: યુસૂફ—ઝલેખા, શીરીં—ફરહાદ, લયલાં—મજનૂં અને વામેક—ઉઝરાના દાખલા ફારસી તથા ઉર્દુ સાહિત્યમાં જાણીતા છે. અલબત્ત, તેઓ બધાં પૂર્ણતાનાં અનુભવી નથી, પણ, પરમ પ્રેમયોગી છે—માનવ પ્રેમ (ઇશ્ક મિઝાજી) માર્ફત ઈશ્વરી પ્રેમ (ઇશ્ક હકીકી) પામનારાં છે, અને, આ તુફાની ભવસાગરમાં આપણી ડગમગતી કીશ્તીઓને દીવાદાંડી મિસાલે દિલાસા સાથે દિશા બતાવનારાં છે: પરન્તુ તેમના જેવું હૃદયાકર્ષણ થવું એ હરેકને સુસાધ્ય નથી. જે

હૃદયને અલૌકિક પ્રેમનું દર્શન થયેલું છે તેની આન્તર દશા ખરેખર અદ્ભુત જ હોય છે. તે બીજા કશાથી કદાપિ પણ લેપાયું નથી જ. એવા દિવ્ય દર્શન સિવાયનો વ્યક્તિ તરફના પ્રેમનો તરફડાટ તે પ્રેમ નહીં પણ માયા જ છે, અને સ્વાભાવિક રીતે થવું જોઇએ તે પ્રમાણે તે ચિરસ્થાયી ટકતો નથી . અને હૃદયવૃત્તિ છેવટે તો પ્રભુ તરફ વળે છે.

સુફીવાદ માને છે કે, પ્રેમબ્રહ્મ સચરાચરવ્યાપ્ત છે અને તેનું વિરાટ સ્વરૂપ જોવું, પૂજવું અને છેવટે તેમાં લીન થઇને ગુમ થઇ જવું, એ જ આ શરીરધારણનો મહાન હેતુ છે. "ઇશ્ક હકીકી" અને "ઇશ્ક મિઝાજી" એવા બે ભેદો યદ્યપિ હૃદયના પ્રેમપ્રવાસની ગતિ પિછાનવાને પાડવામાં આવ્યા છે, તથાપિ વસ્તુતાએ તો એનો પ્રવાહ એક જ છે. શાહજાદો મજનૂં—જે પ્રેમમૂર્તિ લયલાંમાં પ્રભુદર્શન પામે છે અને તેના સ્મરણ અને તપમાં ઝાડ સાથે ઝાડ બની જાય છે— તે મજનૂં જોગીના ઇશ્કને વિવેચકો "ઇશ્કમિઝાજી"ના વર્ગમાં મૂકે, તોપણ, સ્પષ્ટ છે કે, દુનિયાદારી તમામ અને સઘળા મનોવિકારો સુદ્ધાં એકદમ છોડી દઇને તેણે પોતાના સર્વસ્વાર્પણનું બલિ પ્રેમયજ્ઞમાં હોમ્યૂં હતું અને તે હોમવા માટે નહીં પણ એવી રીતે જાતે હોમાયા વિના—તપ અને ચિન્તવન સિવાય—બીજી કોઇ હાલતમાં એ ઇશ્કના દિવાનાથી રહી શકાયૂં નહીં માટે હોમ્યૂં હતું. ખરે, એ મહાત્માની આન્તર દશા તત્ત્વયોગીની હોઇ પ્રજ્ઞાનચક્ષુનો તે સાચો ઉમેદવાર હતો, એ નિર્વિવાદ છે: ઈશ્વરી પ્રેમ પીધેલી તે જોગીની આંખો દુનિયાની સામાન્ય નઝર જોઇ શકે છે તેવી લયલાંને જોતી ન હતી અને ન જુવે એ સ્નેહને સ્વાભાવિક છે. રાધા અથવા મીરાં જે દર્શન કૃષ્ણમાં કરી શકે, તુલસીદાસ જે દર્શન રામચન્દ્રમાં કરી શકે, જે દર્શન હરકોઇ ભક્ત પોતાના ઇષ્ટ—પ્રભુમાં કરી શકે તે જ પરમાત્મદર્શનની ઝાંખી એ જોગીને થયેલી અને તે તેમાં જ લીનવિલીન રહ્યો: તેનું 'દર્દ' તે સામાન્ય નહીં, પણ જીવાત્માનૂં 'દર્દ' છે અને તેથી તે તપ સિવાય બીજી કોઇ દશામાં જીવી શકે નહીં, એ દેખીતૂં છે.

બાહ્યમાં તો "ચખ ડાલ માર ધનકો, કૌડી ન રખ કફનકો!" એવો તે ફકીર થયેલો જ, પણ એથી અતિ વિકટ તેણે એ કરેલું કે, તેના આન્તરની તમામ ભૂમિકાનો કબજો ભોગવટો તેનો પોતાનો નહીં પણ તેની ધ્યેય મૂર્તિનો હતો–અને હર-કોઇ આશકને એ જ કરવાનું છેઃ અને એવું સર્વસ્વાર્પણ થયા પછી આશકમાં શું રહે છે? 'હું' નહીં પણ 'તૂં'; અને આપણે વિચારી શકીએ કે એ 'તૂં' તે બીજો પુરુષ સર્વનામ નહીં, પણ પ્રત્યક્ષ પુરુષ નામ જાતે જ. પ્રેમ, પ્રેમ અને પ્રેમનો પ્રબલ પુકાર કરતો આશકનો આત્મા પ્રેમયોગના પ્રભાવે પ્રકૃતિથી પર કંઇક અનુભવતો આગળ માર્ગ કાપતો જ વધ્યાં જાય છે અને નવા જીવનનો–પોતાનો અસલ વતનનો મુકામ શોધી કહાડી ત્યાં કાયમનો ઠેરે છે. કુરાને શરીફમાં લખેલું છે કેઃ–

'હૂં એક ઢંકાયલા ઝવાહિરની પેઠે છૂપેલો હતો;
'મ્હને મ્હારા બળતા તણખાએ ખુલ્લો કર્યો.'

એ મુજબ આત્મદર્શનનો અનુભવ તે પામે છે. ઉપનિષદ્ પ્રમાણે બોલીએ તોઃ–

'पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥' बृ. उ.

તદનુસાર 'પૂર્ણમાંથી પૂર્ણ જાય છે ત્યારે જે અવશિષ્ટ રહે, તે પૂર્ણ' સ્વરૂપનો અનુભવ આશકને થાય છે. જીવની સ્થૂલ દૃષ્ટિએ આરોપેલું જગત્પણું પૂરેપૂરું બાદ કરતાં પૂર્ણ બ્રહ્મનું વિરાટરૂપ જ રહે છે, દેહાત્મભાવનાનું 'હૂં' લય પામે છે–अहंब्रह्मास्मिનું સર્વસામાન્ય "હૂં" જાગે છે જે પૂર્ણ છે. તપ અને યોગ દ્વારા સુફી સ્થૂલેચ્છાઓને ક્રમે ક્રમે જીતવા માંડે છે અને માટીનું શરીર તે માટીનું જ છે, જે પદાર્થોમાં સુખ માનવામાં આવે છે તે પણ માટીના શરીરની પેઠે માટીના છે, અને હકીકતમાં માટીની કશી જ ગણના નથી એ વાત તેના હૈયામાં કાયમને માટે લખાઈ જાય છે. દુનિયાનો સુફી આશકો સાથેનો વિરોધ, અલબત્ત, કાયમનો તો નહીં જ પણ લાંબા કાલનો તો છે જ. સુફી આશક નવી દૃષ્ટિ–"ફના–ફીલ્લાહ" પછી બકાના 'હાલ'–માં આવે ત્યાં સુધી એવો વિરોધ રહે એ

સહજ છે, બલ્કે ત્યાં સુધી એવૂં વૈમનસ્ય એ જ પરસ્પરનૂં લક્ષણ છે. વ્યક્તિમાં સમષ્ટિને અને તેના નિયામકને જોવાની અદ્‌ભુત આંખ આશકને પ્રેમે પોતે જ નઝર કરેલી હોય છે અને આશક જાતે જ્યાં સુધી 'ખફા'ના હાલમાં આવે ત્યાં સુધી આખી દુનિયાને પોતાની આંખો લગાડવાને અસમર્થ હોય છે; તેની એ લાચારી તે ઘણીક વાર ગઝલોમાં રડે છે એ આપણે જોઈએ છીએ. આપણા દેશના ભકતોનો અને દુનિયાનો એખલાસ કેટલો છે તે પણ આપણને વિદિત છે.

ભગવદ્‌ગીતા કહે છે કેઃ—

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ ९ : २२.

"અનન્ય પ્રેમમાં નિત્યે જે હૈયા અભિયુક્ત છે,
"પોતે પ્રેમપ્રભુ ત્યા તો યોગક્ષેમ વહ્યા કરે"

એવૂં અનન્ય ચિન્ત્વન અને એવી પર્યુપાસના સુફી કરે છે; અને પતંજલિ ભગવાન્ યોગદર્શનમાં योगश्चित्तवृत्ति निरोधः ॥ એવૂં યોગનૂં જે મૂલસૂત્ર પ્રબોધે છે તે આશકને 'ઝખ્મ' અને 'દર્દ'ની વેદનાને પરિણામે સ્વતઃસિદ્ધ થાય છે, તેથી તે સનમના પ્રેમકીર્તન સિવાય બીજૂં કશૂં ચાહી શકતો નથી. તેના મનને નિગ્રહિત કરવાને કે નિયમનમાં રાખવાને શાસ્ત્રાજ્ઞાઓની જરૂર પડતી નથી, કેમકે ખુદ આત્માની સાથે તેને સીધી આડત બંધાયલી હોય છે; અને એનૂં આન્તર જીવન ગોયા એક પરમહંસ વા સંન્યાસીના જીવનને અનુરૂપ બની રહેલૂં હોય છે. પોતાપણૂં ફના કરવૂં એ સુફીવાદનૂં તારતમ્ય છે અને તે સિવાય પ્રેમનો કે ચાહવાનો કશો જ હેતુ નથી કેમકે પોતામાં રહેલાં વાસનાઓ અને વિકારો કાયમ રાખીને તો પ્રેમને પાત્ર કોઈ જ થયૂં નથી અને થઈ શકે નહીં એ સિદ્ધાન્ત છે.

ઉપરાન્ત, ચુસ્ત સુફીનાં આવશ્યક લક્ષણ અને પ્રાધાન્ય વિચારીએ તો, વિશુદ્ધ હૃદય, અસીમ ઔદાર્ય, આત્મનિગ્રહ, બ્રહ્મચર્ય, સતત ચિન્ત્વન, વાસનાક્ષય, આત્માર્પણ અને પ્રેમલક્ષણા ભક્તિ એ એનૂં આન્તર જીવન છે. ભક્તિમાર્ગના આચાર્ય નારદમુનિ પ્રેમભક્તિ સ્હમજાવતાં કહે છે કેઃ—

ॐ॥ सा न कामयमाना निरोधरूपात् ।
ॐ॥ [illegible]त्वात् ॥
ॐ॥ निरोधस्तु लोकवेदव्यापार स न्यासः ।
ॐ॥ तस्मै अनन्यता तद्विरोधिषूदासीनता च ।
ॐ॥ अन्याश्रयाणां त्यागो अनन्यता ।
ॐ॥ लोकेवेदे तदनुकूलाचरण तद्विरोधि[illegible]दासीनताच ।
ॐ॥ भवतु निश्चयदाढर्यादूर्ध्वंशास्त्ररक्षणम् ।
ॐ॥ अन्यथा पातित्य शंकया ।
ॐ॥ नारदस्तु तदर्पिताखिलाचारता ।
[illegible] व्याकुलतेति
ॐ॥ अस्त्यवमेव[illegible] ।
ॐ॥ यथा व्रजगोपीकाना[illegible] ।

ભાવાર્થ કે:—

"ભક્તિ કામના સિવાયની હોવી જોઇયે, (નિરૂદ્ધ ચિત્તે કરેલી તેથી) નિરોધરૂપા હોવી જોઇયે, ભક્તિ પરમપ્રેમરૂપા એટલે પોતાનું ભાન ભૂલી જઇને લીન અને ઉન્મત્ત ભાવનાથી થયેલી હોવી જોઇયે. લોક, વેદ અને વ્યવહારનો ત્યાગ અને ઇષ્ટ પ્રેમમૂર્તિમાં અનન્યતા અને તદ્વિરોધી બાબતોમાં ઉદાસીનતા એ પ્રેમીનો નિરોધ છે. ઈષ્ટ સિવાયનો અન્યાશ્રયનો ત્યાગ કરીને ભક્તિ અનન્ય થવી જોઇયે. લોક અને વેદમાં જે ઇષ્ટ પ્રેમને અનુકૂલ હોય તે જ કરવૂ–તદ્વિરોધી બાબતો તરફ ઉદાસીનતા રાખવી : પરન્તુ ભક્તિમા નિશ્ચયની દ્રઢતા થયા પહેલાં શાસ્ત્રનું રક્ષણ (પાલન) કરવું જોઇયે, અન્યથા પતિત થવાની શંકા છે. નારદનૂ કહેવૂં એવૂં છે કે કર્મ માત્ર તદર્પિત કરવાં અને તેના વિસ્મરણથી પરમ વ્યાકુલ થવૂ, (એ ભક્તિ છે) એ એવૂં જ છે–વ્રજગોપિકાઓના પ્રેમ જેવો પ્રેમ–તે ભક્તિ."

સુફીવાદના અનુયાયીઓની પ્રેમભક્તિનું અભિજ્ઞાન ભક્તિ-માર્ગના પ્રણેતા નારદમુનિ ઉપર પ્રમાણે કરાવે છે અને આશકોની ગઝલોમાં આપણે એ લક્ષણો આબાદ રીતે જોઇયે છીએ.

આશક કોને ચાહે છે, તે શેને પૂજે છે અને શા માટે પૂજે છે એ વગેરે પ્રશ્નો સિદ્ધાન્ત સ્હમજવામાં સાહાય્યક નથી–મહત્વના નથી, બલ્કે અભ્યાસીને જરૂરના પણ નથીઃ જોવાનૂ એ છે કે આશકની આંખ તેના ઉપાસ્યમાં શૂં જુવે છે અને તેનૂં પોતાનૂં વ્યક્તિત્વ તે પ્રેમયજ્ઞમાં કેવી રીતે ફના (Self-annihilation) કરે છે. આર્યાવૃત્તના પ્રાચીન અને અર્વાચીન ભક્તોની કોમલ વૃત્તિથી થયેલી અને થતી દ્રઢ

હૃદયની ‘મૂર્તિપૂજા’ને પણ હસનીય અને નારકી દશાના જ લક્ષણ જેવી જે માની શકે તેને તો પ્રેમીની મૂર્તિપૂજાનો સિદ્ધાન્ત ભાગ્યે જ ગમ્ય થઇ શકે; કેમકે ‘ઉપાસક’ અને ‘ઉપાસ્ય’ વચ્ચેનો સૂક્ષ્મ પ્રવાહ જગતની સ્થૂલ દૃષ્ટિનો કે બુદ્ધિનો નહીં, પણ પ્રેમી આત્માના પ્રત્યાક્ષાનુભવનો જ માત્ર વિષય છે. તે પ્રવાહ યોગી હૃદયનો તેના હૃદય તરફ વહેતો બ્રાહ્મ પ્રવાહ છે અને વિશુદ્ધ પ્રેમભક્તિ વડે તે નિરન્તરનો પવિત્ર છે. જો તેમાં કામ, મોહ કે વિકારની સ્વસ્નેહમય જરા પણ છાંટ રહેલી હોય છે, તો તે પ્રવાહ આગળ ચાલી શકતો જ નથી અને આશકને કશો આરામ મળતો નથી, ફક્ત કડવાં આંસુ સિવાય બીજી કશી બરકત તેને થતી નથી, એ ખુલ્લી વાત છે.

વ્રજની ગોપબાલાઓ, મીરાંબાઇ, બિલ્વમંગલ, દયારામ અને બીજાં ઘણાં ભક્તહૃદયો કૃષ્ણને સર્વસ્વ માનીને આત્માર્પણનો પ્રવાસ કરે છે. મહાત્મા તુલસીદાસ કૃષ્ણને નહીં પણ રામચન્દ્રને હૃદયથી પ્રભુ માને છે અને ગોકુલવૃન્દાવનમાં કૃષ્ણની મૂર્તિને નમવાની પણ ચોકખી ના કહે છે: મજનૂં દિવાનો લયલાંમાં પરમાત્મદર્શન કરે છે અને ખુદ ખુદાની પણ પર્વા કરતો નથી. પરમહંસ રામકૃષ્ણનૂં હૃદય મહાકાલિની મૂર્તિનૂં ઉપાસક છે અને તેમાં લીનતા દ્વારા તે સ્વાત્માર્પણનૂં બલિ પ્રેમયજ્ઞમાં હોમીને આત્માનુભવ પામે છે. તેમના જ શિષ્ય સ્વામી વિવેકાનન્દ મહાકાલિની મૂર્તિને નહીં, પણ પોતાના ગુરુ રામકૃષ્ણદેવને જ અદ્વિતીય ઉપાસ્ય માને છે: કેટલાક આશકો અજમેરના પીર ખ્વાજા સાહેબને જ સર્વસ્વ માને છે અને ઉપાસે છે: કેટલાક હઝરત મહમ્મદ પયૂગમ્બર સાહેબને અને કેટલાકો સુફીવાદના મૂલ સ્થાપક હઝરત અલી સાહેબને ધ્યેય માને છે. કેટલાકો પરમાત્માની મનોકલ્પિત મૂર્તિને લક્ષ્ય કરીને પ્રેમયોગ વડે ભક્તિ અને ચિન્ત્વન કરે છે અને ઉષ્મા દ્વારા માર્ગ પામીને પ્રકાશમાં ભળે છે; એક પયૂગમ્બરની કથા એવી પણ કહેવામાં આવે છે કે જે સાંભળીને હાલની બુદ્ધિમાન પ્રજાને કદાપિ હસવૂં પણ આવે—કહે છે કે તેમણે એક મુમુક્ષુને પાડા તરફના દૃઢ પ્રેમ પરથી ઇશ્ક હકીકીની તાલિમ

આપી હતી અને તેમાં તે પ્રેરિત પુરુષ સફલ થયા હતા: °બાબા પ્રેમાનન્દભારતી તો એટલે સુધી કહે છે અને બેશક તે સાચૂં છે કે, હૃદયને જે વધારેમાં વધારે પ્રિય લાગે તેને ચાહવૂં અને જો કોઇ વ્યક્તિને ચાહવાનૂં ન બની શકતૂં હોય તો પ્રેમ એ શબ્દની મૂર્તિ કલ્પીને, લક્ષ્યસ્થાને તેને રાખીને ચોગી થવૂં અને એ તલ્લીનતાથી પણ પરમાત્માના પુણ્ય-પ્રકાશનો આત્માનુભવ અવશ્ય થશે. ઉપરાન્ત, આપણી ભાષામાં પ્રભુને માતા તરીકે પરમ પ્રેમથી ઉપાસના કરનારાં કેટલાંક કાવ્યો લખાયલાં છે, અને તેમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને બીજા અવતારો એ દેવીના જ છે, એમ ભકતોએ સ્તુતિ કરતાં ગાયેલૂં છે. (જુવો: વલ્લભનો ગરબો, બૃ. કા.)

મિઝાજી અને હકીકી ઇશ્કના સંબન્ધ વિશે મૌલાના જામી "યૂસુફ-ઝૂલેખા" વિશે લખતાં એક પ્રસંગે કહે છેઃ—

"શુનીદમ શુદ મુરીદે પેશ પીરે,
"કે બાશદ દર સલુકશ દસ્તગીરે;
"બ ગુફ્ત અર પા નશુદ દર ઇશ્કત અઝ જાયે,
"બી રવ આશક શવ વાગેહ પેશે મન આયે,
"મ તાબ અઝ ઇશ્ક રૂ ગરચે મિજાઝેસ્ત,
"કે આ બેહરે હકીકત કાર સાઝેસ્ત;
"બ લોહ અવ્વલ અલેફબેતે ન ખ્વાની.
"ઝે કુરા દરસ ખ્વાનદન કય તવાની?"

ભાવાર્થ કેઃ—

"મ્હે સાંભળેલૂં છે કે કોઇ શિષ્ય મહાત્માની પાસે દીક્ષા લેવા ગયો: ગુરુએ કહ્યૂ કે, તૂં કોઇને ચાહતો નથી માટે શિષ્ય થઈ શકશે નહીં કોઈના પર પણ આશક થઇને તૂં આવે તો ત્હને દીક્ષા આપૂ: ઈશ્કમિજાઝીની તો ત્હને ખબર નથી તો હૂં ત્હને હકીકતની તાલીમ શી રીતે આપૂ? પાટી પર "અલેફબેતે" નહીં ઘૂટે તો ત્હને કુરાન વાચતા શી રીતે આવડશે?"

અહીંઆં અપરા પ્રીતિના સાધનને પરા ભક્તિ માટે આવશ્યક ગણવામાં આવ્યૂં છે.

હદીસ શરીફ જેમાં ઇસ્લામી પયગમ્બરોની સવિસ્તર તવારીખ છે તેમાં ઉલ્લેખ છે કેઃ—

"અલ્ મિજાઝો કન્તરતુલ-હકીકતે; અલ ઇન્સાનો મીર અતુલ ઈન્સાન."
"ઈશ્કમિજાઝી એ ઈશ્કહકીકીની સીડી છે; ઈન્સાન એ ઇન્સાનને જોવાનો આયનો છે."

આ ઉપરથી જોવાનું છે કે, વ્યક્તિ તરફનો પ્રેમ પણ જો સામાન્ય નહીં પણ અનન્ય અને અલૌકિક હોય, તો તે ઇશ્વરી પ્રેમના સાક્ષાત્કારમાં ઘણી વધારે મદદ કરે છે. એ જ ગ્રન્થમાં કહેલું છે કેઃ—

"અલ્ ઈશ્કો જુનોજુન રફ્દો બીના ઉલ્ અકલેઃ",
"અલ્ ઈશ્કો નારૂન ફિલ્કલ્બે તહર્રકો મા સેવલ્લ મેહબૂબે"

એટલે,

"ઈશ્કનું લક્ષણ જ છે કે અક્કલની બીનાને તે ઉખાડી નાંખે છેઃ ઈશ્કની આગ એવી છે કે તે મેહબૂબ (યાને પ્રિયતમા) સિવાય બીજું બધું ભસ્મ કરે છે."

અમેરિકાનો સુપ્રસિદ્ધ વેત્તા એમર્સન પણ આને ઘણે અંશે મળતા વિચારો જણાવે છે. તે કહે છે કે સ્નેહનું દર્શન આત્માને પૂર્વસ્મૃતિ કરાવે છે અને ક્રમે ક્રમે સ્થલ બાબતો છૂટતાં ચાહનાર પરિણામે વિશ્વવ્યાપક—સર્વસામાન્ય પ્રેમ સુધી પહોંચે છે અને આત્મદર્શન પામે છે. આત્માને ચાહનાર જાતે આત્મા બને છે. (જુવોઃ Emerson, On Love.)

હકીકત એવી છે કે, હૃદયને કોઇ પણ સ્થાને ભવ્યતા—સુન્દરતા—કાન્તિની દિવ્યતા—પ્રભુતાનું જ્વલન્ત દર્શન થવું જોઇયે. એ 'ઝખ્મ' યાને ઝાખી જો વિશુદ્ધ અને અલૌકિક હોય છે તો જ ચાહનારના આખા આન્તર તન્ત્ર પર કાયમની અસર કરે છે, કેમકે, તે પ્રકૃતિથી પર હોય છે : અને આવો આત્મીય પ્રેમ હોય તો જ તે ચાહનારને માનવસ્નેહમાં પણ પ્રભુપ્રેમનો પ્રત્યક્ષ અનુભવ કરાવે છે. અલબત્ત, 'પોતાપણું' તમામ ઓગાળ્યા વિના સામાન્ય માનવ સ્નેહનો કશો જ વિશિષ્ટ અર્થ નથી એ સ્પષ્ટ છે, કારણ કે, સ્નેહ એટલે જ સાત્ત્વિક સેવા—સ્નેહ એટલે જ "હું" મટીને "તું" થવું; અને માનવ સ્નેહના મામલામાં એ અતિશય વિકટ છે. અશારીરિક આત્મત્વ (Platonic Love) ની પ્રેમભાવના માનવ સ્નેહમાં કાયમની રહેવી એ બહુ જ મુશ્કેલ છે. કામ, મોહ અને સ્વસ્નેહના વિકારોનાં વિકટ પ્રલોભનો માનવ સ્નેહમાં પળે પળે આવે છે,

અને એ પરીક્ષણોમાં ટકી રહેવું એ વિરલાં હૃદયોથી જ બની શકે એવું છે. સ્ત્રીપુરુષના સ્નેહને માર્ગે અનેક પ્રકારનાં પ્રલોભક બલો ખડાં હોય છે અને એ દુશ્મનોનું માતબર લશ્કર આશકને આગળનો માર્ગ સ્હેલાઇથી મેળવવા દેતું નથી: આથી તે અતિશય ભયંકર છે. સુફીવાદના મિજાઝી ઇશ્કને નામે ચાલનારાં હૃદયોને ખરેખર બહુ જ સંભાળવાનું છે.

ઇશ્કની ગઝલો લલકારનારાં જિગરોને આ પ્રસંગે આવશ્યક ચેતવણી આપવાનું ધર્મકર્તવ્ય છે કે, સ્નેહનાં કાવ્યો સ્ત્રીપુરુષના વિલાસી સ્વચ્છન્દોને પોષણ આપવાને કદાપિ લખાયલાં નથી; સુફી આશક તો એવાં વિલાસી વર્તનોનો ખરેખરો દુશ્મન છે અને હરકોઇ નીતિવેત્તા ( Moralist ) સ્વચ્છન્દ, વ્યભિચાર અને વિલાસને ધિક્કારવામાં જેટલો આગ્રહી હોઈ શકે તેના કરતાં તે ઘણો વધારે આગ્રહી અને પવિત્ર છે. એકપત્નીવ્રત પાળનાર સામાન્ય ધર્મબુદ્ધિના વ્યાવહારિક મનુષ્ય કરતાં, સુફી ઇશ્કના આશકનું હૃદય ધર્મ, નીતિ અને તત્ત્વની બાબતમાં ઘણું વધારે આગળ વધેલું હોય છે: ભોગવિલાસની નઝરથી 'જોવું', એ જ સુફી ઇશ્કના રાહદારી માટે ગમ્ભીર પાપ છે, અને તેથી કહેવું જોઇયે કે દુનિયામાં કોઇ પણ પ્રકારની નિરંકુશ બદી હોય તો તેને ઉમેરવાને નહીં, પણ મનુષ્યમાં રહેલા ઇશ્વરી બલનો પ્રવાહ તેના પોતાના મૂલ તરફ વાળવાને જ આવા સાહિત્યનો ઉપયોગ છે. સ્નેહ એટલે આન્તરનું અર્પણ; સ્નેહ એટલે શરીરનો નહીં, પણ આત્માનો આવિર્ભાવ અને સ્નેહનું દર્શન એટલે પ્રભુતાનું દર્શન. વ્યક્તિમાં એવું દર્શન થવા છતાં, આશક પોતાની પ્રિયતમાને કદાપિ પણ ભોજ્યા માનતો નથી—માની શકતો નથી, એ ખાસ કરીને લક્ષમાં રાખવું જોઇયે. સ્નેહ અથવા ઇશ્ક એ ભક્તિ છે અને આશક તે ભક્ત છે; અને ભક્તને તો પ્રભુનાં દર્શન થયા પછી પોતામાં પોતાની નાલાયકાત અને પ્રભુની અગાધ મહત્તા સિવાય બીજા વિચારો આવવાને અવકાશ જ નથી. આપણે જોઇયે:—

"સનમકા નૂર દેખા હય, ખુદાકા નૂરકે બદલે;
"હુવા હય દાગેદિલ રોશન, ચેરાગહ તૂરકે બદલે:

* * * * * *

" અનલહક્કે ચવઝ્ લબ પર, અનલમહબૂબ જારી હો;
" ચ્હડાયેં દાર પર મુઝકો, અગર મનસૂરકે બદલે. (ગઝલે દાર્ગ.)

( પરમાત્માના જ્યોતિને બદલે સનમનૂં નૂર જોયૂં છે; તૂરના પહાડ પર પયગમ્બરને થયેલી ઝાંખીને બદલે મ્હને દિલ્લમાનો ડાઘ સ્પષ્ટ થયો છે. "હૂં બ્રહ્મ છૂ." એ મન્ત્રને બદલે ' હૂં મેહબૂબ—સનમ છૂ ' એ મન્ત્ર મ્હારા હોઠ પર ચાલૂ રહો; અને મનસૂરને બદલે મ્હને સૂલી પર ચ્હડાવી દો )

" અરે ! કાતિલ તીખૂ તે જિગરને રેસનારૂ છે:
" પરન્તુ પ્હાડનું હૈયું ખુદાએ આ ઘડેલુ છે " (કલાપી.)

( હૃદયને ' ઝખ્મ ' કરનાર શસ્ત્ર—ઇશ્કનો ઝખ્મ કરનારૂ તેનૂ નેત્ર—એટલૂ તો તીક્ષ્ણ છે કે હૃદયને પૂરેપૂરૂ ચીરી નાખે; પણ મ્હારૂં હૃદય જ કઠોર ગોચા પહાડનૂ બનેલૂ છે.)

પોતાનૂં અન્તરવલોકન—પ્રતિપક્ષીની દૃષ્ટિ કરે એવૂં—આબાદ થવૂં જોઇયે; અને તો જ આન્તર પ્રયાસમાં આગળ વધી શકાય, અને આત્મવઞ્ચિત થવાનો—ઉલટે રસ્તે જઇને દુઃખદ બનાવો શોચવાનો પ્રસંગ ન આવે. પ્રવાસના ક્રમમાં પ્રત્યેકની પાત્રતા અને પ્રત્યેકના અનુભવો સમાન નથી હોતા એ પણ ખયાલમાં રહેવૂં જોઇયે. " હૂં પૂર્ણ છૂં " એ શબ્દો પ્રેમસ્વરૂપ ઇસુ ખ્રિસ્ત, શ્રીકૃષ્ણ, જનક, શુકદેવ, મનસૂર વગેરે દિવ્યાત્માના સ્વાનુભવની પ્રેરિત વાણી છે, પણ એ જ શબ્દો હિરણ્યકશિપુ, રાવણ, નમરૂદ કે ફિરૉનના મુખમાં આત્મવિઘાતક—ઇશ્વરદ્રોહી છે એ સ્પષ્ટ છે. પોતાના હૃદયનૂં—હૃદયભાવોનૂં સૂક્ષ્મ પૃથક્કરણ કરવૂં એ ખિલકૂલ સ્હેલૂં નથી. ' સનમ તો હાઝરાહુઝૂર છે, પણ આશકના ઇશ્કની કસૂર યા કમીનાને લીધે જ તે પરદેનશીન રહે છે: સજીવન—ચૈતન્યમૂર્તિ માત્ર સનમ જ છે—આશક તો ગોચા જાન વગરની ચીઝ—મુરદ્દ છે', એ મૌલાના રૂમી સાહેબના કહેવા ઉપરાન્ત, આપણે મનન કરવા યોગ્ય એક સન્તના અનુભવોદ્દ્ગાર છે કેઃ—

' સાહેબકે દરબારમે, કમી કાહુકી નાહિ:
' બન્દા મૌજ ન પાવહી, ચૂક ચાકરી માહિ '

c. f. ' Ye suffer from yourselves, none else compels,
' None other holds ye that ye live and die.'

સરખાવોઃ—उद्धरेदात्मनात्मानं नात्मानवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ भ. गी. ६.५.

મસ્નવીમાંથી નીચેની એક વાત આપણને ઉપયોગી છે:

કોઇ આશકને એક પ્રસંગે તેની પ્રિયતમાનાં દર્શનની તક મળી. તેણે તેને હૃદયથી ચાંપીને ભેટવાને બદલે પોતાના ખિસ્સામાંથી એક કાગળ કહાડયો અને તેને વાંચી સંભળાવવા માંડયો. તે કાગળમાં એ જ માશૂકના રૂપની, તેના પૂર્ણત્વની અને તેના વિયોગમાં તે તેને કેટલા બધા પ્રેમથી ચાહતો તેની તારિફની તથા પોતાના દર્દની ગઝલો લખેલી હતી. તે સાંભળતાં માશૂકે તેને કહ્યું કે:–'હવે તો તમે સાક્ષાત્ મ્હારી પાસે જ છો અને તેથી વિયોગના આવા વિલાપો અને દુઃખના ઉભરા વાંચવામાં અત્યારે વખ્ત ગાળવો એ એનો અવળો ઉપયોગ છે. આપણને રૂબરૂ મળવાની જે લ્હાણ મળી છે તેનો આ પ્રમાણે અવળો ઉપયોગ કરવો એ સાચા પ્રેમીને ઘટતું નથી. આ ઉપરથી તો સ્પષ્ટ થાય છે કે, તમારા પ્રેમની ખરી વસ્તુ હું નથી પણ તમે ખરેખર જ જેને ચાહો છો તે વસ્તુ તો તમારી પોતાની જ હાલમસ્ત દશા અને તેને લગતી તમારી પોતાની જ કવિતાના આલાપો છે. પાણીથી વિખૂટી પડેલી માછલી લાંબા કાળ પછી જેવી રીતે પાણીને જુવે તેવી રીતે હું તમને જોઉં છું, પણ તમે તો મ્હારાથી જાણે તે રોકી રાખો છોઃ આ તો એવું છે કે જાણે હું અત્યારે લાહોરમાં હોઉં અને તમારૂં કોઈ પ્રેમપાત્ર લંકામાં હોય! હૃદયનો જેના તરફ ખરેખરો પ્રેમ હોય છે તે તો એવો હોય છે કે, હૃદય માત્ર પ્રેમપાત્રને એકને માટે જ ખાલી હોય છે. તમારી બાબતમાં તો સ્પષ્ટ છે કે, તમારૂં હૃદય મ્હારે માટે ખાલી નથી! તમારા હૃદયમાં મ્હારે માટે જગા હોય તેના કરતાં તમારી પોતાની ગઝલો માટે વધારે જગા છે!'

આ માશૂકના ઉદ્‌ગારો દ્વારા આશકોને બહુ ઉપયોગી નસીહત મળે છે. ખરા આશકની દશા તો આવી છેઃ–

'પ્હડે ન ઈલ્મકી પોથી! 'અલિફ બે પે' ન હમ સીખે!
'ફકત એક ઈશ્કકી મક્તબમેં હમ નામે સનમ સીખે!'

તાત્પર્ય એ છે કે, સુફી આશકે ક્રમે ક્રમે પોતામાંની વાસનાઓનો ક્ષય કરીને મુક્ત થવા તરફ નિશાન રાખવું જોઇયે–તેણે 'સાફી' થવું જોઈયે–આસપાસની તમામ સ્થિતિઓથી અલિપ્ત–

સાફ-પ્રેમસ્વરૂપ બનવાને જ તેણે મથવું જોઇયે. અનેક બાબતો તરફ ભટકતી વૃત્તિવાળું ચિત્ત "પ્રેમયોગ" માટે નાલાયક છે. દુનિયાદારી અને ઇશ્કને બન્નેને મેળવવા માગનાર અને બન્નેમાં એક્કેક પગ રાખનારને સુફીવાદના ઇશ્કમાં ફત્તેહ મળવાનો કેટલો ઓછો સંભવ છે એ આપણે જોઇ શકીએ છીએ. માત્ર સુફીવાદમાં જ નહીં પણ પ્રભુના બધા માર્ગોમાં એવી જ વિકટતા છે. પ્રેમસ્વરૂપ ઇસુખ્રિસ્તે પણ આપણને એવું જ કહેલું છે:—

"No man can serve two masters · for either he will hate the one and love the other, or else he will hold to the one, and dispise the other. Ye cannot serve God and mammon." Holy Bible, P. 771. New Testament, VI : 24.

"બે માલેકોની સેવા કોઈ માણસ કરી શકે નહીં: કેમકે તે એકને કાં તો ધિક્કારશે કે બીજાને ચ્હાશે; અથવા તો એકનો પક્ષ કરશે અને બીજાનો દ્વેષ કરશે દેવ અને દોલત બન્નેને તમે નહીં સેવી શકો."

હોલી બાઈબલ, પૃ. ૭૭૧. નવીન સન્ધિ, ૬: ૨૪

સુફી આશકની ભક્તિ નીચેના પ્રેમકીર્તનમાં આપણે જોઇયે :—

તેરી ઉલ્ફતમેં મર મિટના, શહાદત ઈસ્કો કહેતે હય:
તેરે કૂચેમે હોના દફન, જન્નત ઈસ્કો કહેતે હય.
તુઝીકો દેખના, તેરી હિ સુનના, તુઝમેં ગુમ હોના:
હકીકત, મારિફત એહલે તરિકત ઇસ્કો કહેતે હય.
રિયાસત નામ હય તેરી ગલીમેં આનેજાનેકા:
તસવ્વરમેં તેરે રહેના, ઇબાદત ઇસ્કો કહેતે હય.
જો તુઝમેં ઔર તૂ જિસમેં ફિર ઉસકો ઢૂંઢના કયસા?
યે હિ હય બેખબર ગફલત, જહાલત ઇસ્કો કહેતે હય.
પ્હડા કલમા બૂતોને ઔર ગવાહી દી દરખ્તોને:
નબૂઅત ઈસ્કો કહેતે હય: રસાલત ઇસ્કો કહેતે હય.
રહા મુઝમેં અશિકલે રૂહ પર સૂરત ન દિખલાઈ:
ઇસે કહેતે હય બેગેરત, મૈયત ઇસ્કો કહેતે હય.
કટાયા સરકો સિઝ્દેમેં, યે હિ ઉમ્મતકી ખાતિર મૈં:
શહાદત ઈસ્કો કહેતે હય: ઇબાદત ઈસ્કો કહેતે હય.
નઝર આયા હય જો જલવા, મૈંને તાહ વ યાનકા:
ખા ખા કર કસમ કુરાને, સૂરત ઇસ્કો કહેતે હય
તેરા આશક, તેરા શયૂદા, તેરા મફતૂ વ જાંદાદહ્:
તેરા ખાદિમ, તેરા બન્દા, હિદાયત ઈસ્કો કહેતે હય.
(ગઝલે હિદાયત.)

એનો ભાવાર્થ આ પ્રમાણે છે:—

ખપી જવૂં પ્રેમમાં ત્હારા, સમર્પણ એ હમે કહીએ.
દફ્ન થવૂ શેરીમા ત્હારી, હમારૂ સ્વર્ગ એ કહીએ.

સ્તુતિ ત્હારી જ બસ ! સુણવી, ત્હને જોતાજ ગૂમ થઇયે :
મીમાસા, સાખ્ય ને તત્ત્વો, બધૂ એમાં હમે કહીએ

સફર ત્હારી ગલીમાં તે, શાહનશાહી હમે કહીએ :
રહેવૂં ચિન્તને ત્હારા, પરાભક્તિ હમે કહીએ

તૂંમાં છે જે–તૂં છે જેમાં, પછી શૂં શોધવૂં તેને ?
ખબર નહીં એ જ અજ્ઞાની અગર ગાફિલ્ હમે કહીએ

ઋચા આ વેદની શિખ્યા, બધૂં બ્રહ્માંડ સાક્ષીમાં :
અસલ એ શબ્દ બ્રહ્માનો, પ્રભુવાણી હમે કહીએ.

નિરાકારે રહે અન્દર મગર દર્શન ન દે દિલબર :
વગર તૂં તે નફ્ટ જીવતર અગર મૃત્યુ હમે કહીએ.

ચરણ ચુમતાં કપાવ્યૂં શિર, સનમના પ્રેમની ખાતિર :
સમર્પણ એ હમે કહીએ : પરાભક્તિ હમે કહીએ

પીધૂં જે જ્યોતિ પ્રીતિનૂં, નિરજન નેતિ નેતિનૂં :
ખરેખર ! વેદના સોગન ! પ્રભુ એ–એ હમે કહીએ.

દિવાનૂં ઘેલૂં તુજ પ્રેમી : ત્વદર્પિત પ્રાણતનમનધન :
... ...નો રાહ એ કહીએ.

પ્રેમભક્તિ, એ બેશક, કોમળ, પવિત્ર અને મહિમાવન્તાં ભક્તહૃદયોની દિવ્ય શ્રદ્ધાનું પરિણામ છે અને વિરલ હૃદયમાં જ તે સ્વયં સ્ફુરણ પામે છે, એટલુંજ નહીં પણ હરકોઈ લૌકિક નિયન્ત્રણથી તે હમેશ પર હોય છે; છતાં પ્રેમને નામે જ્યારે દેશની અધોગતિ થવા લાગે છે ત્યારે કુદરતના નિયમ મુજબ ‘ કરસનદાસ ’ જેવાં સાચાં અને વીર હૃદયો એ દુર્દશાનું ભાન કરાવવાને આગળ આવે છે અને આવવાં જ જોઇયે. ખરૂં છે કે, શ્રદ્ધા એ બુદ્ધિનો વિષય નથી, છતાં, ધર્મને નામે ફરજિયાત અથવા અર્થહીન અનુકરણ તો કેવળ અનિષ્ટ છે. એથી સત્યનાં દ્વાર ખુલ્લાં નહીં, પણ બન્ધ થાય છે–પ્રકાશનો માર્ગ સંકોચ પામે છે, અને જાણ્યે અજાણ્યે પણ પ્રેમને એટલે પ્રભુને આપણાથી અન્યાય થાય છે. વસ્તુસ્વરૂપનું રહસ્યજ્ઞાન પામ્યા વિના ઇશ્કને નામે પ્રવાસી હૃદયો વિમાર્ગે વહી જવાની ધાસ્તી રહે છે અને તેથી આટલું બેલાશક બોલવાની ફરજ લાગે છે. મિજાઝ ઇશ્ક ગમે તેને ચાહે એમાં પ્રતિબન્ધ [illegible] નથી–દેવી મીરાંની પેઠે તે [illegible]

ને [illegible]

દયારામભાઇ પછી એમના હૃદયને કંઇ અંશે સમરૂપ હૃદય આપણે કવિ નર્મદમાં જોઇયે છીએ: કવિ નર્મદે પ્રેમની મસ્ત અને જુસ્સાભરી બાનીમાં 'ઇશ્ક' ગાયો, બજાવ્યો અને ગૂજરાતને સંભળાવ્યો છે. અલબત્ત, તેના હૃદય પર કીટ્સ, બાયરન અને બીજા ઇંગ્લિશ કવિઓની તથા દયારામ જેવાની અસર થયેલી છે તેવી ફારસી કે ઉર્દુ લેખકોની અસર થયેલી તેના ઉદ્ગારોમાં જણાતી નથી. તેણે 'ગઝલ' નહીં ગાયેલી એવું નથી; 'ગઝલ' તેણે બેશક, ગાયેલી પણ તેના જેવા વીર હૃદયને 'પ્રેમશૌર્ય'ની ગર્જના પુકારવામાં 'લાવણી'ની રચના વધારે અનુકૂળ પડેલી અને તેથી રૂઢ અથવા હાલ જે 'ગઝલ' ગણાય છે તે માપ (Metre)માં તેણે લખ્યું નથી.

"ચલો! ચલો! શું વાર લગાડો! જલ્દી પીવા માડો!"

વગેરે એના પ્રમત્ત ઉદ્ગારો ઝાહેર છે.

કવિ નર્મદના પ્રતિભાશાલી હૃદયે જ ગૂજરાતને "હૃદય" આપ્યું છે—જીવન આપ્યું છે, એમ કહેવામાં કશી અતિશયોક્તિ ગણાશે નહીં. નવી ભાવના, નવા વિચારો, નવી શૈલી અને નવા જુસ્સાની કવિતા તો આપણને નર્મદે જ આપી છે. જાણવા અને નોંધવા જેવું એ છે કે, "લાગણી" એ શબ્દ જ Feeling ઉપરથી પહેલવહેલો ગૂજરાતી ભાષાના શબ્દકોષમાં દાખલ કરનાર કવિ નર્મદાશંકર છે.

પરન્તુ, ગૂજરાતી ભાષામાં ખરેખર ગઝલ લખનાર તો મસ્ત બાલ છે. એ વિરલ વ્યક્તિએ આપણી એટલી તો કીમતી સેવા કરેલી છે કે તેની કદર કરવાની આપણ બન્ધુઓની અશક્તિ આપણે સ્વીકારવી જોઇયે. ફારસી શાયર હાફેઝ જે ઇરાનનો મહાન્ કવિ (Prince of Persian Poets) ગણાય છે, તેનું સાહિત્ય ગૂજરાત હુઝૂર રુજૂ કરવાનો એમણે કરેલો પ્રયત્ન કેટલો ઉપકારક છે? સુફીવાદ વિશે પણ એ જ મહાન્ પુરુષે આપણને પહેલવહેલી માહિતી આપી છે. ઈસ્લામી રિયાસતના કેટલાક ઐતિહાસિક ગ્રન્થોનો તરજૂમો પણ એમણે કરેલો, 'ભારતીભૂષણ,' 'બુદ્ધિપ્રકાશ' અને 'કૃષ્ણમહોદય' એ વગેરે સામયિક પત્રોનું તન્ત્ર પણ કેટલોક કાલ ચલાવેલું. આપ

નવીન કાવ્યસાહિત્યમાં ફારસી ઢબ મુજબની ઈશ્કની શાયરી મસ્ત બાલથી શુરૂ થાય છે.

મસ્ત બાલનું જિગર નીડર, પ્રામાણિક, સ્વતન્ત્ર અને વિશુદ્ધ છે, એ તેમના ઉદ્‌ગારોમાં પ્રપાત પામનારને સ્પષ્ટ થશે. 'હરિપ્રેમપઞ્ચદશી' અને 'કલાન્ત કવિ' એ તેમનાં પ્રેમ-કાવ્યો હરેક પ્રેમી હૃદયને મનન યોગ્ય છે. સુફીવાદની ઝળક તેમની ગઝલોમાં બહુ સ્પષ્ટ છે અને તે ઇશ્કનાં રાહદારીઓને થોડૂંક હૃદય ખર્ચ્યે સુગમ થઇ શકશે. ખરેખર, એ હૃદય આપણું રાહબર થવાને પાત્ર છે. 'કલાન્ત કવિ'માં સુફી આશકે કરેલી ભક્તિ છે—ભક્તિયોગ છે.

તેમના સમકાલીન અને મિત્ર મર્હૂમ પ્રૉ. મણિલાલે પણ સુફીવાદના ધોરણ પર થોડીક ગઝલો લખેલી છે. 'મસ્તી' અને 'દર્દ' બન્ને એમની ગઝલોમાં પ્રધાન છે અને ઇબારતની બાબતમાં પણ મસ્ત બાલની છાપ પ્રબલ છે. એમનો કાવ્ય-સંગ્રહ સટીક છે અને પ્રૉફેસરે જાતે એમાં તાત્ત્વિક રીતે વેદાન્ત-વિચારો સ્હમજાવેલા છે. વેદાન્ત અને સુફીવાદનો સંબન્ધ કેટલો નિકટ છે, એ પ્રૉ. મણિલાલના હૃદયોદ્ગાર સ્પષ્ટ કરે છે. (જુવો માર્ગદર્શક ટીકા. ગૂ. ગ.)

મર્હૂમ ડૉકટર હરિ હર્ષદ ધ્રુવની હૃદયરંજક ગઝલોમાં ઈશ્ક અને ઇશ્કની મસ્તી કરતાં શ્રૃંગારરસનું દર્શન વધારે છે; દયારામનો શૃંગાર અને નર્મદનો જુસ્સો એમાં સ્પષ્ટ છે. બેશક, તેમાં દર્દ છે, છતાં આપણે જોઇ શકીએ કે એ દેશપ્રેમી અને રસથી ઉભરાતા હૈયાનાં કવનોને સુફીવાદની ગઝલો સાથે કશો આન્તર સંબન્ધ નથી. "હયૂરાને–હિન્દ" એ મથાળા નીચે તેમણે કેટલીક સ્વદેશપ્રેમની ઉછળતી ગઝલો લખેલી અને 'ચન્દ્ર'માં છપાયલી છે, પણ તે આ સંગ્રહમાં પ્રસિદ્ધ કરવાનૂં ઉચિત લાગ્યૂં નથી.

ઇશ્કના દફ્તરમાં કલાપીનૂં નામ તો મશહૂર અને ચિર-સ્મરણીય છે. એ વિશે વધારે વિવેચનની અહીં અપેક્ષા છે કે? એના કોમલ અને વિશુદ્ધ હૃદયની તલ્લીન લાગણીથી ગવા-

૧ ઇશ્કે ગૂજરાતના ગરીબ બગીચાને સુહાવ્યો છે અને તેના

પડઘા તો સંભળાયાં જ કરશે. ખરેખર, કલાપી એક અલૌકિક પુરુષ છે. સત્તર–અરાડ વર્ષની વયે તેણે લખેલી પહેલી જ ગઝલ "ફકીરી હાલ" તેના હૃદયની મહાન્ ભવ્યતાની પ્રતીતિ કરાવવાને બસ છે. ઇશ્ક સિવાય જેણે આખી ઝિન્દગાનીમાં બીજૂં કશૂં જ પુકાર્યૂં નથી, ઇશ્ક સિવાય જેણે બીજૂં કશૂં જ કર્યૂં નથી અને ઇશ્કમાં જ જેણે ઝિન્દગાનીની કુલ કુરબાની કરી છે તે અદ્ભુત ઝિન્દગીને આપણે શી રીતે ઇન્સાફ આપીશૂં ?

તેની ગઝલોમાં કલાનૂં પ્રાધાન્ય નથી; તે તો લાગણીનો શિરોમણિ આલેખક છે. લાગણી એ તેની ગઝલોમાં મુખ્ય તત્ત્વ છે અને ઇશ્કી આદમીની ઝિન્દગાનીનૂં પણ એ લક્ષણ ચોક્કસ કાલ સુધી હોય છે જ. કલાપીની ગઝલોમાં ખરૂં જોતાં કવિની કલા નહીં પણ લાગણીને વશવર્તિની–તેના દર્દની પ્રબલ પ્રેમોર્મિઓ છે. પ્રેમયોગમાં લીન થવૂં અને લીનતા-દ્વારા અન્તે એમાં જ લય પામવૂં, એ કલાપીની ગઝલનો સાર છે-ઇશ્કનો પણ એ જ સાર છે: પ્રેમ, પ્રેમયોગ; ભક્તિ; લીનતા અને લય; નવૂં જીવન–શાન્તિ–મુક્તિ–નિસ્ત્રૈગુણ્ય.

કલાપીના પવિત્ર અને સુન્દર હૃદયોપવનની નવી પ્રસાદી 'માલા અને મુદ્રિકા' આપણને હમણાં જ જડે છે: અલબત્ત, એમાં અમુક વઝનનાં મુખમ્મસ યા કવ્વાલીની બેતો નથી; છતાં, ખુદ આત્માને ગાવાની આબાદ ગઝલ–ગઝલની 'માલા' અને સફલ પ્રેમની 'મુદ્રિકા' એમાં પાને પાને આશક જુવે છે, અને ફિદા થાય છે. સાધુબાન્ધવ પઢિયારે 'પ્રેમ, પ્રેમ ને પ્રેમ' પ્રકટ કર્યા પછી, આવી વિરલ પ્રસાદી આપણને હમણાં જ મળે છે. લગ્નસ્નેહની જે ખામીથી સરસ્વતીચન્દ્રનૂં મહાભારત ખરેખર દૂષિત લાગે છે તેનૂં કારણ અને વારણ આ નવલ અને મંગલ ગઝલથી ગૂજરાત કદાચ જોઈ શકશે એવી આશા છે. ૐ॥

સ્વ. જટિલ, અરવિન્દ અને તકિલની થોડીએક ગઝલો લખેલી છે, અને તે સરલ છે. સ્વ. અમૃત નાયકની પણ થોડી જ ગઝલો ઉપલબ્ધ થઇ શકે છે. તેની કૃતિ ઉર્દુને અનુરૂપ છે અને ઇશ્કનો તેને અભ્યાસ અને સ્વાનુભવ છે, એ આપણે જાણી શકીએ છીએ.

સ્વ. દીનબન્ધુ મસ્ત બાલના સમકાલીન, કંઈ અંશે શિષ્ય અને સાહિત્યપ્રવૃત્તિમાં સાહાય્યક છે; એમની બે જ ગઝલો સંપાદિત થઈ શકે છે અને તેમાં ખરી 'ગઝલ'નો આવિર્ભાવ છે, એ આપણે જોઇયે છીએ.

પ્રસિદ્ધ ગૂર્જર ગ્રન્થકાર મર્હૂમ ગોવર્ધનરામે વધારે ગઝલો લખી નથી પણ સરસ્વતીચન્દ્ર અને સ્નેહમુદ્રામાં પ્રેમનાં ચિત્રોનૂં આલેખન બની શકેલા તમામ કલાકૌશલ્યથી કરેલૂં છે. તેમની નવલકથામાંની બન્ને ગઝલો રસ, દર્દ અને ઊંડૂં હૃદય બતાવે છે. ફારસી કે ઉર્દુ ભાષાના વિશેષ શબ્દપ્રયોગ વગરની છતાં એ ગઝલો મનોરંજક અને સુશ્લિષ્ટ છે. કલાની હેવી કેટલી સમર્થ છે તેનો અચ્છો નમૂનો એ કલમ રુજૂ કરે છે. ઇશ્કના ચુસ્ત આશકો પરમ સત્ય (હકીકત) તરીકે પ્રેમ અને ધર્મ એવી બે જુદી ભાવનાઓનો બેશક, ઈન્કાર કરે છે; પરન્તુ એ કલાવિધાનમાં નવલકથાના લેખકે સત્ય કરતાં સહીસલામતીનો માર્ગ વધારે પસન્દ કર્યો છે: અલબત્ત, ગૂજરાતના એક અપૂર્વ નવલિક (Novelist) તરીકે મર્હૂમ ગોવર્ધનરામ માટે આપણને ઘટતૂં માન છે અને હોવૂં જોઇયે, પરન્તુ હકીકતની નઝરે તપાસતાં આપણે જોઇ જ શકીએ કે, એ કથાના પ્રેમી નાયકને ગ્રન્થકારે ફરીથી કરાવેલૂં અયુક્ત લગ્ન કેવળ કૃત્રિમ અને અશક્ય છે, એટલૂં જ નહીં, પણ એથી એને પ્રેમપ્રવાહમાં નિપતિત બનાવીને કુશલ કલાચાતુર્ય જ્યારે ધર્મ અને હિતને આગળ કરીને એની તરફેણમાં વકાલત કરે છે, ત્યારે તો ખરેખર વિચિત્ર લાગે છે–છતાં એ વિષય અત્યારે બહુ આવશ્યક નથી. સાંભળવા પ્રમાણે ગોવર્ધનરામે 'મુખમ્મસ'-ના મિઝાન પર 'ગઝલ' રચવાને પ્રયત્ન કર્યો હતો; પણ એમણે વધારે 'ગઝલો' લખેલી જણાતી નથી. એમની 'સ્નેહમુદ્રા' પણ સ્નેહપાત્ર છે.

ઇશ્ક મનુષ્યની ઝિન્દગાનીનો અતિશય ગમ્ભીર પ્રશ્ન છે, અને હવે તો આપણો ઉલ્લેખ ભૂતવર્તમાનમાથી ચાલૂ વર્તમાનની બહુ નજીક આવી પ્હોંચ્યો છે, તેથી હવે આપણે અટકવૂં જોઇયે.

હયાત લેખકોની ગઝલો વિશે બોલવું એ, કદાચ, તેમની ઝિન્દગી માટે બોલવા બરાબર થાય અને તેથી બસ.

'ગૂજરાતી ગઝલિસ્તાન' જોતાં આપણુને એ વિચાર આવ્યા સિવાય રહેતો નથી કે મૂલ ફારસી અને ઉર્દુ ભાષામાં ગઝલોનું સાહિત્ય જોતાં ગૂજરાતી ગઝલિસ્તાન 'કુચ્છ બિસાત'માં નથી—'આબેહયાત' જેવા ઉર્દુ ગ્રન્થો જોતાં બાહ્ય અને આન્તર બન્ને પ્રકારે ગૂજરાતી ગઝલોનો સંગ્રહ કશા દમ વગરનો લાગે છે. અલબત્ત, સ્વર્ગવાસી લેખકોમાં બાલ, મણિલાલ, કલાપી, નાયક વગેરે દ્વારા તેમ જ હયાત લેખકોમાં રા. રા. દેરાસરી વગેરે થોડાક લેખકો દ્વારા આવેલી 'ચીઝ' આશકોને બેનમૂન બખ્શિસ છે, અને બેશક એમાંના ઘણા હૃદયોદ્‌ગારો ચૈતન્યવાહી અને પ્રેમની પરાકાષ્ટા ખુલ્લી દર્શાવનારા છે. પ્રેમ તેઓ જાતે હો અને સર્વત્ર વિસ્તરો. અસ્તુ.

ગૂજરાતી ગઝલિસ્તાનમાં આપણી કેટલીક બહેનો પણ પ્રેમગાન ગાય છે, એ આપણે ઘણી લાગણીથી જોઈયે છીએઃ ઇશ્કનાં મુબારક તખ્ત મિસાલ એમનાં કોમલ હૃદયમાંથી આપણુને જે પ્રસાદ મળે છે તે પણ કેવો છે!

"જગત્ બાગે તું વેપારી, ખરીદી તારી છે ન્યારી;
"બધું ત્હારૂં, નથી મારૂં, હરિ-સુખરૂપ જે ચારૂ."

સૌ. હરિસુખગૌરી, ગૂજરાતી ગઝલિસ્તાન, પૃ. ૨૧૭

એ ઉદ્‌ગારો ત્રિભુવનને બાગ કલ્પીને તેના માળીને સંબોધેલા છે, અને તેમાં શ્રદ્ધા છે, સ્નેહ છે, અર્પણ છે.

ગઝલનું લક્ષણ દર્દ અને મસ્તી એનું પણ રૂદન અને નિરૂપણ ગૂર્જરી દેવીઓ કરે છેઃ—

"હવે સંન્યાસ આ ધાર્યો, ધરી કફની જ્યહાં અંગે!
"કહો ત્યારે હવે શાને, રહેવું સ્વાર્થની સંગે?
"ભલે! રણમાં વસી, વનમાં, જીવન મ્હારૂં બધું ગાળું!
"ગણી ખોટા–સદા ખોટો! સકલ સંસારને જૂઠો!
"અરે! યોગી! વિયોગી હું, સદા છુ પ્રેમની યોગી;
"નહીં યોગી! સદા યોગી! સદા સંન્યાસિની હું તો!"

સૌ. કાન્તા, ગૂજરાતી ગઝલિસ્તાન, પૃ. ૨૧૬

અને,

"શૃંગાર કે સૌન્દર્ય, રસ કે પ્રીતિ હૃદયે છે નહિં,
"વૈરાગ્ય વાધ્યો ઉરમાં ને સ્નેહજ્યોતિ ઈશની.

"મ્હારે હવે સંસારમાં શું સ્નેહથી છે શોધવું ?
"ચિન્તામણી આ દેહથી ચિન્તામણી હું મેળવું.

* * * *

"મિથ્યા બધો સંસાર આ પરપંચનો દરબાર છે,
"મિથ્યા બધી ઘટમાળ ને મનુ પરમ મૂરખરાજ છે.
"મનુષ્યો તણી જગ સફર ઉભી હું કિનારે જોઉં છું,
"ડુબી ગયાં, કો ડુબતાં, ડુબી જશે, હું રોઉં છું.
"ડુબ્યાં ઘણાં, ડુબે ઘણાં, ડુબી જશે આ દુનિયા,
"તોપણ, અરેરે ! રંક જીવો હુંપણું નહિં ત્યાગતાં.

* * * *

"મૃત્યુભૂમિના લોકની પ્રીતિ નકામી લાગતી,
"હું શુષ્ક થઇ તેથી કહો, પણ શુષ્ક સૃષ્ટિ ભાસતી.
"મ્હારા હૃદયનો પ્રેમ જે શૃગારરસને રેલતો,
"વિરમ્યો હવે સ્વામી દયાળુ શ્રી હરિના ચરણશો."

* * * *

સૈ. જ્ઞાનમણી. ગૂજરાતી ગઝલિસ્તાન, પૃ. ૨૨૦

આમાં 'દર્દ' છે, 'હૃદય' છે, પ્રેમ છે, પ્રેમશૌર્ય છે, પ્રજ્ઞાનભાનુંનાં આછાં–ઉજમાળાં કિરણોનો આશા આપતો પ્રકાશ છે અને એ ગઝલ છે: આપણે જોઇ શકીએ કે ગૂજરાતી ગઝલિસ્તાનમાં નમૂનેદાર 'ચીઝ'માં એની ગણના છે.

પ્રેમનાં યોગી હૃદયને ભક્તિ અને જ્ઞાનના પ્રવાસમાં કોઇ કોઇ વાર કંઈ અદ્ભુત પરમાનન્દ ( Ecstasy )ની આત્મોર્મિનો સ્વાનુભવ થાય છે, અને એવી મસ્ત દશામાં જે અનિર્વાચ્ય ઉલ્લાસ તેની રગે રગે વહે છે તેનૂં નિરૂપણ કરવૂં એ અશકય છે: એ હાલમાં કંઇક સ્પષ્ટ અને અપરોક્ષ અભેદાનુભવ જેવૂં તેને થાય છે. 'અભેદાનુભવ જેવૂં' એમ કહેવાનૂં કારણ એ છે કે એ અનુભવ કાયમનો રહેતો નથી. અલબત્ત, એ કાયમનો નથી અથવા કેટલા કાલનો છે એની તેને પોતાને કશી ખબર તે વખતે નથી હોતી. એ અનુભવને વાણીમાં વ્યક્ત કરી શકાય એવૂં નથી અને કહેવા ચાહીએ તો, 'પ્રભુના કૃપાપ્રવાહનો આત્મામાં અનુભવ' અથવા 'આત્મામાં પરમાત્માના સાક્ષાત્કારનો અનુભવ' કે એવૂં કંઇક અધુરૂં બોલીએ તો બોલી શકાય. જુદા જુદા સુફી સન્તમહાત્માઓએ પણ પ્રસંગોપાત

આ હાલમસ્ત દશા (Ecstatic State')નો સ્વાનુભવ વિવિધ પ્રકારે નિરૂપિત કર્યો છે. આવો અનુભવ પવિત્ર હૃદયની લાંબા કાલની લીનતાનૂં પરિણામ છે–તપાન્તે જન્મતૂં આત્મદર્શન છે. મૌલાના રૂમી સાહેબ કહે છે કે, એ દશા સ્હમજવાને તો તેનો પ્રત્યક્ષાનુભવ થવો જોઇયે. ગુલ્શને રાઝ (એટલે 'રહસ્ય-નિકુન્જ')માં મહાત્મા મહમ્મદ શબિસ્તરી સાહેબ સ્હમજાવે છે કે, જ્યારે પરમાત્મપ્રાપ્તિનો ઉમેદવાર તે અસીમ ભવ્ય જ્યોતિની લગભગ છેક નજીક આવી પહોંચે છે ત્યારે તે જ્યોતિના નિઃસીમ પ્રકાશને લીધે મનની દૃષ્ટિ કેવળ બન્ધ થઇ જાય છે–અને તે વસ્લની એ દશા છે.

આવો સ્વાનુભવ થવો એ અતિ વિરલ છે. કેટલીક ફારસી, ઉર્દુ અને હિન્દી ગઝલમાં આપણે આવા 'હાલ' જોઇયે છીએ:–

'મેં ખુદ હૂ ખુદાઃ ઈશ્કકે મયખાનેમેં દેખાઃ
'જંગલમેં ન કાબેમેંઃ ન બૂતખાનેમેં દેખા.
'મનસૂર ચ્હડા સૂલીપેં, પુકારાઃ—અનલ હક !
'આશકકો મઝા હમનેં યૂં મર જાનેમેં દેખા.

* * * *

'ફના કયૂસી ? બકા કયૂસી ! જબ ઉસ્કે આશના ઠેરે !
'કભી ઈસ્ ઘરમે આ ઠેરે ! કભી ઉસ ઘરમેં જા ઠેરે !
'જો ચશ્મે ગ્હૌરસેં આઇન-એ-તૌહિદકો દેખાઃ
'તો સબ કુછ તૂંહિ તૂ હય, ~~ના~~ ન કુછ બેખુદનુમા ઠેરે ! તો
'હકીકત ખોલદી આઈન-એ-વહદતમેં તોનોકી :
'ન તુમ હમસે જુદા ઠેરે ! ન હમસેં તુમ જુદા ઠેરે!'

(ગઝલે અમીર)

'જિસ્કો હે કહતે ખુદા હમ હિ તો હે !
'માલકે અર્ઝ-ઓ-સમા હમ હિ તો હે !

* * * *

'કૌન કિસ્કો સિર ઝુકાતા અપને આપ ?
'જો ઝુકા જિસ્કો ઝુકા હમ હિ તો હે !'
'મુઝકો દેખો ! મૈં કયા હૂં તન તન્હા ક્યા હૂં ! 
'મતલા-એ-નૂરે ખુદા હૂ : તન તન્હા આયા હૂં.

* * * *

'હૂં ભી, હા ભી અનલ્હક હે, યહ ભી મંજલ અપની:
'શમ્સે ઈર્ફા કી જિયા હૂં તન તન્હા આયા હૂં'

કલાપી એક મિત્ર તરફના પત્રમાં લખે છે કે, ફારસી અને ઉર્દુ લેખકોનું હૃદય તેમને સાચૂં ( Sincere ) અને બહુ પવિત્ર લાગે છે; એમનૂં એ કહેવૂં સુફીઓની હાલમસ્ત અને લીન દશા પરથી આપણને સ્પષ્ટ થાય છે. પરમાત્મદર્શન માટે સુફીનો તરફડાટ સાચો અને વસ્તુ પામવાને પાત્ર હોય છે. તેને માલૂમ છે કે,

'નેસ્તી હસ્તી હય, યારો! ઔર હસ્તી કુછ નહીં:
'બેખુદી મસ્તી હય, યારો! ઔર મસ્તી કુછ નહી.'

અને, એવી દ્રઢ પવિત્રતાથી આત્મરત રહેનારને જ દિવ્ય નિજાનન્દ અનુભવાય છે.

'આજ ઝાંખી થઈ કંઇ યારની છે હરિ! હરિ!
'મતિ, આંખડી જાદુગારિયે છે હરી હરી!
'નિર્મળ તને પરિમળ બહેકી ઉડે ગગન!
'ખુશબો ઈશ્ક ગુલઝારની છે હરી હરી!'
(બાલ, ગૂ ગ. પૃ. ૧૪)

આ ઉદ્ગારો એવી જ લીનતાનૂં પરિણામ નિરૂપે છે; અને તે કાયમ અનુભવના ન છતાં, એક વાર આત્મામાં પ્રત્યક્ષ અનુભવાયલા છે એ તો ચોક્કસ છે.

પ્રૉ. મણિલાલના પણ એવા ઉદ્ગારો છે:—

'અન્તર આડી તૂટી ગઈ રે,
'ભાગી ભેદ ભ્રમણની ભ્રાન્ત રે;
'બધે દરશન આપને આપનાં રે—
'સન્તો–ગીત અભેદનાં ગાઇએ રે

'પ્રેમસુરત બાંધી પ્રેમથી રે,
'લાગી પ્રેમની તાળી તાન રે,
'એમ પ્રેમ મણિ નિજ ધ્યાનમાં રે—
'સન્તો–ગીત અભેદનાં ગાઇએ રે.'
(સુદર્શન, જુન: ૧૮૯૬.)

ઉપરાન્ત, પ્રેમજીવન અને અભેદોર્મિમાં પણ એવા જ ઉદ્ગારો છે. (પ્રેમમય ઉપાસ્ય બ્રહ્મ, કાવ્ય ૧૧મૂં અને અભાનોર્મિ, કાવ્ય ૧૧મૂં.)

કલાપીના ઉદ્ગારોમાં કોઇ કોઇ પ્રસંગે એવા ઉભરા આવે છે. ('ઈશ્કનો બન્દો' અને 'હમારી પિછાન.')

સ્વામી રામતીર્થ જેઓ આખી દુનિયાને અદ્વૈતાનુભવ જાહેર કરે છે એમના નિજાનન્દનો અદ્ભુત બહાર જોઈયે:

'સબ વેદ ઔર દર્શન, સબ મઝહબ, કુર્આન, અંજલિ ઔર ત્રૈપટકા,
'બુદ્ધ, શંકર, ઈસા ઔર અહમદ, થા રહના, સહના ઈન સબકા,
મુઝમે ! મુઝમેં ! મુઝમેં ! મુઝમેં !
'થે કપિલ, કનાદ ઔર અફલાતૂં, અસ્પેન્સર, કેન્ટ ઔર હેમિલ્ટન,
શ્રી રામ, યુધિષ્ઠિર, અસકન્દર, બિક્રમ, કૈસર ! અલઝબથ, અકબર,
મુઝમેં ! મુઝમેં ! મુઝમેં ! મુઝમે !

ગૂજરાતના પ્રાચીન ભક્તોએ પણ વિલક્ષણ અનુભવાત્મક ઉદ્ગારો રુજૂ કરેલા છે:—

'ભેખકી ટેક ચલી ખટદર્શન, ભેખ નહીં તહાં ટેક કીનાકી ?
'ટેકકી ટેક ચલી જો દશોદિશ, ટેક હમારી તો હે જો ફનાકી:
'લૂંડ કહો, કોઉ ભંડ કહો, પાખંડ કહો, અરૂ કહો જો ભિખારી !
'સજ્જન કહો, દુર્જન કહો, અરૂ ચોટ્ટ કહો, કોઉ કહો બ્રહ્મચારી !
'કાહુકો પાવ ટિકે નહીં તહાં લો, જહાં જાઈ કીની અખે જો પથારી !

* * * *

'માલા ન પ્હેરૂં, ટીકા ન બનાઊં, શરણે ન જાઉ મેં કોઉ કીકીકા,
'આપા ન મેટુ, થાપા ન થાપૂ મૈં મદમાતા હૂં મેરી ખુશીકા;
'બેહિસ્ત ન દોઝખ દોઉ ન ચાહૂં, ન ચાહૂં નામ ન રૂપ કીસીકા,
'હૈં નહીંકી સંધ્ય પરી જો અખાકી, જાનેગા જે કોઇ ઉર ઉસીકા !'
(સન્તપ્રિયા, અખો.)

અને,

'વેદ વખાણે વાત, ઉપનિષદ્ અન્તે સદા;
'તે સ્વામી સાક્ષાત્, લખ્યો અખાના ભાગ્યમાં.
'સહજે ઉઘડી સેર, ખૂંટફાટુ બુદ્ધિમાં, અખા !
'રહ્યો ઘેરનો ઘેર, નિહાલ થયો નિધિ ઉઘડયે'
(અખાના અપ્રસિદ્ધ દુહા.)

પ્રેમ અને ભક્તિનાં હિમાયતી અથવા અમુક સંપ્રદાયને વળગી રહેનારાં હૃદયો તરફથી આપણે કેટલીક વાર સાંભળીએ છીએ કે, અખો શુષ્ક વેદાન્તી છે, અને એને પ્રેમની કે ભક્તિની જાણે કશી કદર નથી ! આમ માનવૂં એ પ્રેમના માર્ગને અનુકૂલ છે, છતાં એ સત્ય સ્થિતિ મર્યાદાથી બાધિત છે અને પ્રેમનૂં અન્તિમ સ્વરૂપ કૈવલ્યજ્ઞાન, તેની કદર એ સ્થિતિ

કરી શકે નહીંઃ સ્વામી રામતીર્થ જે સત્ય આત્માનુભવથી વીસમી સદીમાં આપે છે, તેજ સત્યનું આત્મગાન અખાએ સત્તરમી સદીમાં કરેલૂં છે. સ્વામી રામતીર્થ પરમ ભક્ત છે અને જ્ઞાન એ ભક્તિનું જ ક્રમિક રૂપાન્તર છે. અખાને ભક્તિ કે પ્રેમની પૂરી કદર છે, એ એની વાણીમાં જ આપણે જોઇયેઃ—

'સ્વામી સર્વાવાસ, સભર ભર્યો સઘળે મળે;
'(પણ) દોહલો મળવો દાસ, ભલ ભેદુ ભગવન્તનો.'

(અખાના દૂહા.)

'બિરહા જ્યૂં મેહા, અખા! મેંહતેં સબ કુછ હોય,
'હરિઆ હરિ તો દેખીએ, જો બિરહા લાગ્યો સોય
'જ્યૂં તાંબા પરસા પારસેકો, સો કંચન હોઈ જાય;
ત્યૂં બિરહા પરસા જાહિકો, સો નર સબ હરિ હો જાય.
'ભક્તિ ભક્તકો તો ફલે, જોગ, ધ્યાન તો આય;
'જ્ઞાન, અખા! તબ ઉપજે, જો બિરહા હોઇ સમાય
'સાચા હરિજન! સબ સુનોઃ જો ચાહો દીદાર;
'ફિર ,, ફિર બિરહા માગીઓ, કહત અખા નિરધાર'

(અખાની અપ્રસિદ્ધ સાખીઓ)

અખાની અક્ષયગીતામાં ભક્તિનું નિરૂપણ જોઇયેઃ—

'કડવૂં ૧૧ મૂં

ધન્યાશ્રી

'વળી વળી કહૂં હૂં ભક્તિ વિશેષજી, જે ન દેખે હરિ વિના શેષજીઃ
'પેખે સઘળા હરિના વેષજી, તે જન ન કરે કેહેનો ઉવેખજી.

'પૂર્વછાયા (ઉથલો)

'ઉવેખ ન કરે કોયનો, આત્મા વિલાસી રહ્યો;
'જેહને શ્રી ભાગવત ગાયે ગીતા, ઉપનિષદે જે કહ્યો.
'નિત્ય રાસ નારાયણનો, દેખે તે અનન્ત અપાર;
'જિહાં જેહવો તિહાં તેહવો, નારાયણ નર–નાર.
'ગદ્ગદ્ કંઠ ગાતે થકે, રોમાંચિત હોયે ગાત્ર;
'હર્ષ, આંસુ, બહુ હેત હૃદય, પ્રેમ કેરૂં તે પાત્ર.

* * * * *

'ખાતો પીતો બોલતો દેખતો તે સઘળે રામ;
'વેંધ્યૂં મન રહે તેહનૂં, શિથિલ સંસારી કામ.
'નવનીત સરખૂં હૃદય કોમલ, કહ્યૂં ન જાયે હેત;
'આંખ માહે અમૃત ભરિયૂં, હરિભક્તિ કેરૂં ક્ષેત્ર.

અને, પ્રેમના એવા તલ્લીન ભક્તને તો અખો કહે છેઃ—

‘ ઉદય ઉજળું હે જેમ ચન્દ્રમાજી, કિરણ તેહનાં પસરે વન, વિથિ, ચંદ્રમાજી;
‘ તેમ સરખો આત્મા ભાસે કીટ, ઈન્દ્રમાંજી, એહવો પ્રકટયો હૃદયકંદ્રમાંજી.
ઉથલો
‘ હૃદયગુહામાં રામ પ્રકટયો, તેણે પાલટો મનનો થયો;
‘ માયાને ઠામે બ્રહ્મ ભાસે, સંસારનો સભવ ગયો.
* * * * *
‘ જાગ્યો ત્યા થઈ ચેતના, નિદ્રા સાથે સર્વે પળ્યું;
‘ ત્યમ તુરિયાવડે તિમિર ત્રાસે, ચિત્ત મચકયું છું તું ટળ્યું.
‘ કહે અખો, સહુકો સુણો, જેમ દારિદ્રય નથી શ્રીમન્તને;
‘ જો મહાધન હીડો પામવા, તો સેવો હરિ, ગુરુ, સન્તને.’
( અક્ષયગીતા, કડવું ૧૨મું )

આપણે જોઇયે છીએ કે, મુક્તને ભક્તિ અને જ્ઞાનનું દ્વૈત નથીઃ અને એવા અદ્વૈતાનુભવમાં પ્રેમભક્તિ, પ્રેમયોગ એ સાધકની સ્થિતિ પરત્વે ક્રમિક મુકામો છે.

અલબત્ત, સિદ્ધાન્તમાં સુફીઓ એક જ બ્રહ્મને સર્વવ્યાપક માનતા હોવાથી, કેટલાક હિન્દુઓ, મુસલમાનો અને ખ્રિસ્તીઓ વગેરે માને છે તેમ, ઈશ્વરના અમુક વિશિષ્ટ અવતારને તેઓ ‘પ્રભુ’ તરીકે સ્વીકારતા નથી. અખો પણ કહે છે કેઃ—

‘ચોજ પામે તે ચોવીસ કહો કયમ ગણે ?
‘માને મહારાજને એકમેકઃ
‘અવતાર પરઠે તો સર્વે જ સ્વામી તણા,
‘સહજ સાગર તણી લોઢ લહેરીઃ
‘અન્ય સિદ્ધાંત જોતાં તે છે મન તણા,
‘પણ મનાતીતને ન શકે હેરી.’
( અપ્રસિદ્ધ ‘સિદ્ધાન્તશિરોમણી’, અખો. )

સત્ય સાથે પૂર્ણ લીનતાથી યોગ થયા પછી જ્ઞાનનો આશક પોતે તેમાં ખોવાઇ જાય છે અને પ્રેમ વિના એવું પોતાપણું ગુમાવવાનું કદાપિ બની શકે નહીં એ સ્પષ્ટ છે. મસ્તી એ પ્રેમ અને જ્ઞાનના અદ્વૈતનું પૂર્વ સ્વરૂપ છે અને એ ભક્તિનો જ પ્રકારાન્તર છે એ સંશય રહિત છે.

‘ કલાપીનું પ્રેમરાજ્ય ’ પ્રકાશનાર હેવી પણ એવા મસ્ત હાલના અનુભવોદ્દગારનું અમૃત ગૂજરાતના હૃદયને સિંચ્યે છે એ આપણે પ્રેમ અને ઉલ્લાસથી જોઇયે છીએઃ—

'હૈયે હૈયાં દઇ મેળવી,
'અદ્વૈત વાણી વંદતાં:
'રાજ્યો હજારો છોડીને,
'હૈં આત્મરાજ્ય મહાલતાં!

'એ ગોષ્ઠી સ્મરતાં મીઠડી–
'છો જિંદગી હું ગાળતી:
'એ હુસ્નની ઝાંખી મ્હને–
'હોજો સદા આમીન એ.'

(ગૂજરાતી ગઝલિસ્તાન, પૃ. ૨૨૧)

અસ્તુ. પ્રેમની અનન્ત દયાલુતાને–નિર્માણના સુન્દર બ્રાહ્મી પ્રવાહને આપણે યાચીશું કે, ભગવતી મીરાં, પાક બાનુ રબીઆ અને અનલ જેવાં દૈવી હૃદયથી જેમ આખી આલમ તેમ ગૂર્જરી ભૂમિ પણ અલંકૃત અને પુનીત હો. ૐ॥

આ પ્રમાણે ગૂજરાતીમાં ગઝલના સાહિત્યનું દિગ્દર્શન છે. આપણે જોઇયે છીએ કે ગૂજરાતી ગઝલિસ્તાનમાં વિવિધ અનુભવાત્મક હૃદયાલાપો રજૂ થયેલા છે. અલબત્ત, ગૂજરાતી ગઝલિસ્તાનનું આન્તર સ્વરૂપ અવલોકતાં એક અતિશય મહત્ત્વની બાબત એ જોવાય છે કે, એમાં દર્દ છે, લગની છે, ભક્તિ છે અને પ્રેમનાં આનુષંગિક ઘણાં લક્ષણો છે, પણ પ્રાપ્તિનો આનન્દ–અંતિમ દશાનો ઉલ્લાસ–મુક્ત સ્થિતિનો આત્માનન્દ એમાં નિરૂપિત નથી. સ્પષ્ટ છે કે ગૂજરાતી ગઝલિસ્તાનમાં જે ઉદ્ગારો આપણે જોઇયે છીએ તે સિદ્ધાત્માના ઉદ્ગારો નથી, પણ પ્રવાસી હૃદયોના આત્મગાનની ઊર્મિઓ છે: અને બેશક એ હૃદયો સિદ્ધ કે બ્રહ્મનિષ્ટ ન હોવા છતાં, આપણા સ્નેહ અને સમભાવને પાત્ર છે. કેટલાંક હૃદયો એમાં એવાં પણ છે કે આપણે જેમને સ્વાભાવિક રીતે જ માન આપ્યા સિવાય રહીએ નહીં: આપણાં મિત્ર અને રાહબર તરીકે આપણે સ્નેહ અને માનથી સાથે રાખીએ એવાં પણ કેટલાંક ઉમદા જિગરોનો આપણને ગૂજરાતી ગઝલિસ્તાન માર્ફત થોડો–ઘણો પરિચય થાય છે. આમીન.

વિસ્તાર વધારે થયો છે પણ એ અનાવશ્યક નથી: હજી આ લેખને સલામ કરતા પહેલાં આપણે તાજું કરવું જરૂરનું છે કે,

ઈશ્કની મસ્તી–શરાબ–સનમ–સાકી' અને દિલદારનાં ચુમ્બનો કવિતામાં ગાવાં કે રદીફ–કાફિયાદાર (અનુપ્રાસાલંકારવાળી) ગઝલો લલકારીને શાયર તરીકે નામના મેળવવી એ ઇશ્કનો કે આવા સાહિત્યનો બિલકુલ હેતુ નથી: એટલું જ નહીં, પણ એ તો, એક સડેલા મુર્દાને ગોયા ટાપટીપથી શણગારીને તેની સાથે ખેલ્યાં કરવા જેવું છે. દુનિયાદારીની ક્ષુદ્ર બાબતોને–માનસિક વિકારોની વાસનાઓને કાયમની પરિત્યજીને પ્રભુ સાથે એક થવું–પાર્થિવ જીવનમાંથી પોતે પ્રેમસ્વરૂપ બનવું અથવા ખરૂં કહીએ તો, આત્મા–પરમાત્માની એકતાનો સાક્ષાત્કાર કરવો એ જ ઇશ્કનો અને આવા સાહિત્યનો ખરો ઉદ્દેશ છે; અને એ માર્ગમાં પ્રવાસીના આત્માનુભવનું સ્વયંભૂ ગાન એ જ ગઝલ છે. 'ખુદી' છોડીને 'ખુદા' થવું એ બધી ગઝલનો ટૂંકામાં સાર છે, અને ચિત્તક્ષોભને લીધે લાગતાં સુખદુઃખો જેની હકીકતમાં કશી વજૂદ નથી તેને ન ગણકારતાં માર્ગમાં જ લીન અને આત્મરત રહીએ તો જીવનસિદ્ધિ, બેશક, થઇ શકે.

હકીકતનો જે શરાબ શબ્દાન્તરે સુફીની ગઝલ આશકોનાં જિગરમાં રેડે છે, તે જ સોમરસનું પાન વેદોના કાલમાં આર્ય ઋષિઓએ કરેલું છે અને તે જ જ્ઞાનનો આસવ આર્યાવૃત્તના ભક્તોએ અને જ્ઞાનીઓએ પીધો છે–પાયો છે–પાયાં કરે છે. દેહાધ્યાસ છૂટી જતાં, દેહાભિમાન ગલિત થતાં બ્રહ્માનન્દ સ્વતઃ અનુભવાય છે, એ જ સર્વના અનુભવનો સાર છે. **एकं सत् विप्राः बहुधा वदन्ति** એ આપણે જોઇયે છીએ:–

'આપા ઓટે આપ હય, તાતેં રહ્યા લુકાઈ;
'દાદુ પ્રકટ પીવ હય, જો યહ આપા જાઇ.' (દાદુ)
'જબ મેં થા તબ તૂં નહીં, અબ તૂં હય, મેં નાહિ;
કહે કબીર નગરી એકમે, દો રાજા કહાં સમાઈ?' (કબીર)
'જ્યહાં રામ ત્યહાં કામ નહીં, કામ ત્યહાં નહીં રામ;
'તુલસી દોનોં ક્યોં રહે, રવિ–રજની એક ઠામ?' (તુલસી)

આપણી સતત આત્મકેન્દ્રગામી ઈચ્છા અને લીનતા જ આપણી પૂર્ણતા વા અપૂર્ણતામાં કારણભૂત છે, એ અતિશય સ્પષ્ટ છે. **मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः** અને એ મનને જ તદર્પિત–તદ્રૂપ અનુભવવું એ જ જીવનસિદ્ધિનો

આબાદ ઇલાઝ છે. એવૂં થતાં આપણે અવશ્ય પરમ સત્યમાં ભળી જતાં અનુભવીશૂં જ કે, પશુ, પંખી, પ્રાણી અને તરુવિટપ, અદ્રિ વગેરે જડચેતન હરેક ચીઝ એ જ સર્વોપરિ સચ્ચિદાનન્દની તારિફ ખરેખર અશ્રુતપૂર્વ ગઝલમાં નિરન્તર લલકાર્યા જ કરે છે—ગોયા—તેઓ બધાં તે પરાત્પરનાં જ અદ્ભુત સ્વરૂપો છે, અને આપણને તદ્રૂપ હોવાને સાગ્રહ પ્રેમનિમન્ત્રણ કર્યા જ કરે છે. તેની ઇચ્છાનુસાર તેનો શરાબ આપણને ફના કરો અને આપણે પોતામાં પોતે ખોવાઈ જઇયે, એ સિવાય બીજૂં કશૂં ઇચ્છવા કે ચાહવાનૂં નથી જ.

અને, જીવાત્માની એ સ્વાયંભૂ પ્રેરણાની આત્મસિદ્ધિ માટે બ્રહ્મવેત્તા મનસૂર, જે કોઇ પણ પન્થ કે સંપ્રદાયની બિલકુલ પર્વા કે હિમાયત વગર કેવળ જ નગદ ધર્મ બતાવે છે, તેને આપણે સાંભળીએ, હૃદયાન્તરમાં તેનો હરદમ પાઠ કરીએ અને તેને જ પચાવી દઇએ :—

અગર હય્ શૉક મિલનેકા, તો હરદમ લો લગાત જા:
જલા 'કર ખુદ નુમાઇકો, ભસમ તનપેં લગાતા જા. અગર૦
પકડ કર ઇશ્કકા ઝાડ્, સફા કર હુઝ્રૂ યે દિલકો.
દૂઈકી ધૂલકો લે કર, મુસલ્લા પર ઉડાતા જા અગર૦
મુસલ્લા ફાડ તસ્બીહ તોડ, કિતાબેં ડાલ પાનીમેં:
પકડ દસ્ત મયપરસ્તોંકા, ગુલામ ઉન્કા કહાતા જા. અગર૦
ન જા મસ્ઝદ, ન કર સઝ્દા, ન મર ભૂખા, ન રખ રોઝા:
વુઝૂકા તોડ દે કૂઝા, શરાબે શૉક પીતા જા. અગર૦
હમેશાં ખા, હમેશા પી, ન ગફ્લતસે રહો ઈકદમ:
નશેમે સૈર કર અપની, ખુદીકો તૂ જલાતા જા અગર૦
ન હો મુલ્લાં, ન હો બમ્મન, દુઇકો છોડ, ન કર પૂજા:
હુકૂમનામા કલન્દરકા, અનલહક તૂ કહાતા જા. અગર૦
કહે મનસૂર મસ્તાના, હક મૈને દિલમે પહેછાના:
વોહિ મસ્તોકા મયખાના, ઉસીકે બીચ આતા જા અગર૦

આમીન. ॐ ॥ प्रेमस्वरूपायनमः। प्रेमधर्मायनमः ॥
ॐ ॥ शान्तिः शान्तिः शान्तिः ॥

ચિત્રાલ, તા. પાદરા;
૧૧. જાન્યુઆરી: ૧૯૧૩.

सागर.

ગુલામી કાયમી ત્હારા, સન.. .

આમીન. પ્રેમદર્શન, પ્રેમયોગ, પ્રેમભક્તિ અને છેલ્લે પ્રેમ અને જ્ઞાનની સુન્દર અભિન્નતાનો આત્માનુભવ એ સુફી ઇશ્કના રાહનો ક્રમ છે.

અલબત્ત, સુફીઓ પ્રભુને પ્રિયા કહે છે અને મજનૂં જેવા કોઇ દિવાના પ્રિયાને પ્રભુ પણ કહે છે, પરન્તુ એ પ્રિયાને પામવું એ બચ્ચાંઓની રમત નથી—ગઝલની લીટીઓ ગોઠવીને ગાનતાનમાં મશગૂલ રહેવાથી એ પ્રિયાનો ભેટો નથી, એ તો અવશ્ય વિચારવું જોઇયે. મજનૂં પોતાની પ્રિયાને પ્રભુ કહે એટલા માટે હાડમાંસની હરેક પૂતળી પ્રભુ બનવાને અથવા પ્રભુ તરીકે પૂજાવાને પાત્ર હોતી નથી. કૃષ્ણને મીરાંબાઇએ પ્રભુ તરીકે પૂજ્યા અને પ્રેમલક્ષણાભક્તિથી હજી પણ ઘણાં હૃદયો પૂજે છે પણ એના ખોટા અનુકરણથી વૈષ્ણવ સંપ્રદાયના મહારાજો પૂજાવા લાગ્યા અને વલ્લભી સમાજે તેનું ગતાનુગતિક અનુસરણ કર્યું, એથી કેવા અનર્થ થયા એ 'મહારાજ–લાઇબલ–કેસ' નાં અભ્યાસીઓને સુવિદિત છે.

ગુલામી કાયમી ત્હારા, સ

આમીન. પ્રેમદર્શન, પ્રેમયોગ, પ્રેમભક્તિ અને છેલ્લે પ્રેમ: અને જ્ઞાનની સુન્દર અભિન્નતાનો આત્માનુભવ એ સુફી ઇશ્કના રાહનો ક્રમ છે.

અલબત્ત, સુફીએ પ્રભુને પ્રિયા કહે છે અને મજનૂં જેવા કોઇ દિવાના પ્રિયાને પ્રભુ પણ કહે છે, પરન્તુ એ પ્રિયાને પામવૂં એ બચ્ચાંઓની રમત નથી–ગઝલની લીટીઓ ગોઠવીને ગાનતાનમાં મશગૂલ રહેવાથી એ પ્રિયાનો ભેટો નથી, એ તો અવશ્ય વિચારવૂં જોઇયે. મજનૂં પોતાની પ્રિયાને પ્રભુ કહે એટલા માટે હાડમાંસની હરેક પૂતળી પ્રભુ બનવાને અથવા પ્રભુ તરીકે પૂજાવાને પાત્ર હોતી નથી. કૃષ્ણને મીરાંબાઇએ પ્રભુ તરીકે પૂજ્યા અને પ્રેમલક્ષણાભક્તિથી હજી પણ ઘણાં હૃદયો પૂજે છે પણ એના ખોટા અનુકરણથી વૈષ્ણવ સંપ્રદાયના મહારાજો પૂજાવા લાગ્યા અને વલ્લભી સમાજે તેનૂં ગતાનુગતિક અનુસરણ કર્યું, એથી કેવા અનર્થ થયા એ 'મહારાજ–લાઇબલ્–કેસ' નાં અભ્યાસીઓને સુવિદિત છે.

# ફારસી કાવ્યરચના

— ગઝલ —

'ફારસી કવિતારચના' નામની કિતાબમાં નાના પ્રકારની 'બહરો' બનાવવાનાં વઝન દાખલ કર્યાં છે, તેવા વઝનને આધારે, કોઇ સારા રાગની શૃંગારી 'બહર' પસન્દ કરીને કવિઓ ગઝલની રચના રચે છે.

દશ પ્રકારનાં લઘુ કાવ્યો ફારસી અને ઉર્દુ ઝબાનમાં રચાય છે, તેમાંનુ ગઝલ એ એક તેવું જ કાવ્ય છે. દુહાની પેઠે બહરની બે તૂકો–ચરણ એટલે 'મિસરા' રચાય છે. જેના છેલ્લા પ્રાસ મેળવવામાં આવે છે તે બહરને કાફિયાદાર કહે છે, અને એ પ્રાસ સાથે સર્વે બહરના બીજા મિસરાના પ્રાસ મેળવવામાં આવે છે, અથવા તો જે લબ્ઝ ઈયાને શબ્દ છેલ્લો રાખવામાં આવ્યો હોય તેનો તે જ શબ્દ ચાલતો રાખવામાં આવે છે. જે પહેલી બહર રચવામાં આવી હોય, તેની પહેલી મિસરા ધ્રુવપદ અથવા ટેક તરીકે પ્રત્યેક બહરની આખેરિયે ગોઠવવામાં આવે છે, તેને **મતલા** કહે છે. આ મતલા જવાબની મિસરા પણ કહેવાય છે. આવી ટેકની મિસરા દાખલ રાખવાથી રાગણીથી ગાવાને ગાનારને ઘણી સરળતા મળે છે, અને સાંભળનારને રાગની મિઠાશની સારી લહજત મળે છે.

**ગઝલ** ઓછામાં ઓછી પાંચ બેત અને ઘણામાં ઘણી ૧૫ થી તે ૨૦ બેત સુધી જૂના જમાનામાં રચવામાં આવતી હતી, અને તેને અનુસરીને દરદ, ખલીક, તેહસીન, આઝજ એવા તખલ્લુસના નામવાળા શાયરોએ પાંચ બેતની ગઝલો રચેલી જોવામાં આવે છે. કોઇ ૭ બહરની પણ રચે છે, પરંતુ પછી શાયરોએ એવો નિયમ કરેલો જણાય છે કે નવથી ઓછી નહિ અને ૧૯ થી વધારે નહિ એટલી બહરોમાં ગઝલ રચવી, તેમાં એકીની સંખ્યા જેમકે ૯–૧૧–૧૩–૧૫–૧૭–૧૯ રાખવી ઠીક ગણાય છે. આ નિયમ જેઓની જાણમાં નથી, તેઓ બેકી અંકની કે વત્તી ઓછી બહરમાં ગઝલો રચે છે. કેટલાકનું

કહેવું એમ છે કે, શાયરો તો નિયમ પ્રમાણે જ બહરો બનાવે છે, પણ પછવાડેથી ઉતારા કરનારાની ભૂલને લીધે સંખ્યામાં ફેરફાર જોવામાં આવે છે.

ઉપર જણાવી ગયા છિયે તેમ, ગઝલની રચના કરવામાં ગમે તે બહર પસંદ કરવી, પરંતુ નિયમ એવો છે કે, ગઝલ અને **કસીદા** કાવ્યની રચના કરવામાં **રૂબાઇ** નામની બહર જે પ્રકારની રચાય છે તેનો ઉપયોગ કરવો નહિ.

ગઝલની રચના કરવામાં ઇબારત સાદી જોઇયે, લહઝતદાર લફ્ઝની રસીલી ગોઠવણ કરવી જોઇએ, હલકી કે ગામડિયા રૂઢીની અસર આવવા દેવી નહિ. તેનું કારણ એમ છે કે **આશિક-માશુક**ની ગોફ્તેગોનો કિસ્સો ગઝલમાં રચાય છે, માટે **માશુક**ના કાનને કટુ લાગે એવું કાંઇ પણ હરગીઝ આવવું જોઇએ નહિ. ગઝલની રચનામાં નીચે પ્રમાણે હકિકતો ગોઠવવી જોઇએ:—

**ઇશ્કે** એટલે પ્રેમનું નાના પ્રકારનું કથન અને લાગણીઓનું ઉદ્‌ઘાટન.

**હુસ્ન** એટલે **માશુક**ના મુખડાની ખુબસુરતીનું બયાન; **આવારગી** એટલે મોહોબતના ખ્યાલમાં ફસાયલી અને રેઝળતી આશિકની હાલતની કાહાણી; **શોરીદગી** ઇયાને દુનિયાને માટે આશિકના મનમાં ઉપજતી કડવાશ, **આલાપ** એટલે **માશુક**ની જુદાઇને લીધે ઉપજતો ગમ ઇયાને વિરહવેદનાના પોકારો અને બયાન; **વલવલે દસ્તિયાક**—**માશુક**ના વિયોગના પ્રસંગમાં વલવલ કરવું-લવરી કરવી; **આરજુઈ વિસાલ**-**માશુક**ને મળવાની ઉમેદ; **તારીફ ખતોખાલ**-(ખત=ચેહેરો; ખાલ=તિલ-તલ) **માશુક**ના મુખડા ઉપર તિલનું લાંચ્છન હોય તે ઉપર ફિદા થઇને તેની તારીફ કરવી.

આવા પ્રકારની બાબતો સિવાય તે બહારની ઇલાકો નહિ રાખનારી હકિકત દાખલ કરવામાં આવે, તો ઐબ ઇયાને-ખાંપણ ગણાય છે, અને વિશેષમાં એમ કહેવામાં આવે છે કે **કલામેદદ** એટલે જરા પણ કઠોર લાગે એવું કશું પણ કથન

કરવું નહિ; જેમકે, મોત માગી લેવાના ઘેલા વિચાર દાખલ કરવા નહિ; પરંતુ કેટલાક એમ પણ કહે છે કે ઇશ્કના ફંદમાં પૂરેપૂરા ફસાવાથી જે ઘેલછા ઉત્પન્ન થાય છે, તેવાના બકવામાં એવી મોતના જેવી બાબતો બકી જવાય તેની હરકત ગણવી નહિ. પ્રભુ પ્રતિનો ઇશ્ક અથવા પ્રેમવાસના સખ્યભાવે પ્રકટ કરવાનું, તેમ જ તે માશુકની સાથે ઝઘડો મચાવવાનું સાધન પણ ગઝલ ગણાય છે.

સદરહુ બાબતોની રચનાથી રચાયલા કાવ્યને ગઝલ કહે છે, અને તે લઘુત્તમ કાવ્ય કહેવાય છે. તેને કેટલાક એમ સમજે છે કે તે કોઇ બહર–બેત અથવા છંદ કે જાતિ છે અને પોતે વઝન સમજ્યા સિવાય માત્ર રાગ સાંભળ્યો હોય, તે ધ્યાનમાં રાખી તેવા રાગની રચના કરીને તે રાગનું નામ ગઝલ એમ સમજે છે, તે ભૂલ છે.

ગઝલની પહેલી બેતને મતલા કહે છે, તેના પછી આવનારી બીજી બેતને 'હુસ્ને મતલા' કહે છે–એટલે ગોયા મતલાનું મુખ.

આખી ગઝલમાં જે સર્વથી ઉમદા (શેર) બેત હોય તેને શાહબેત કહે છે.

કવિયો પોતાનું ખરૂં નામ છુપાવીને બીજું પોતાને પસંદ પડતું ખૂણનું નામ રાખે છે તેને 'તખલ્લુસ' (Nom-de-plume) કહે છે. આ નામ છેવટની બેતમાં દાખલ કરવામાં આવે છે. તે બેતને મકતા કહે છે.

ઉપર લખી ગયા તેમ, ટેકના ચરણને પ્રત્યેક બેત–બહરની પછી જોડવામાં આવે છે; એવો સામાન્ય નિયમ છે, છતાં ઘણી ગઝલોમાં તેમ કરેલું જોવામાં આવતું નથી, પણ મતલામાં જે કાફિયો અથવા પ્રાસ રાખવામાં આવ્યો હોય, તે પ્રાસ આખી ગઝલમાં સાચવી રાખવામાં આવે છે. કોઇને ગઝલની રચનાનું જ્ઞાન નથી હોતું–તેવા શાયરો જુદા જુદા પ્રાસ લાવતા જોવામાં આવે છે તે તેમનું અજ્ઞાન છે–બાકી મસ્તાઇની લાતો ચોગરદમ નાંખતી હોય, તેવાની તો વાત જ કરવાની નથી.

બહરે રમલ મુસમ્મન મહઝૂફ: (જુવો 'ફારસી કવિતા-રચના' પૃ. ૧૨૩.)

બાબાલબા, બાબાલબા, બાબાલબ, બ બાલબા=૨૮.

બહરેરજઝ મુસમ્મન સાલિમ=શ્રી બન્ધુ જાતિ. (રણ-પિંગલ, પૃ. ૧૬૫.)

ઉદાહરણ:—

ગઝલ (૧).

આ અંગરૂપી, બંગલાનો, નિત નિવાસી, ક્યાં ગયો ?
વિખુટો ખુટો કરી મુજને અળગો કરી અળગો થયો !
આ અંગરૂપી બંગલાનો૦

[જુવો પૃ. ૨૦૮: ગૂજરાતી ગઝલિસ્તાન.]

ગઝલ (૨).

મુજ ઇશ્ક તુજ પર માશુકા ! શા સાધને હું દાખવું ?
બધું અંગ નખશિખ નિરખવા દઇ પરખવા દઇ દાખવું !
મુજ ઈશ્ક૦

[જુવો પૃ. ૨૦૯: ગૂજરાતી ગઝલિસ્તાન.]

બહરે તવીલ મુસમ્મન: અક્ષર ૧૪, ૨૪ માત્રા.

લબાબા, લબાબાબા, લબાબા, લબાબાબા.

ગઝલ (૩).

ખુદા સૌ, ખલકના પણ, અકીલો, તમારો છું:
તમારે ઘણા જણ પણ પ્રથમ તું અમારો છું.
ખુદા સૌ૦

[જુવો. પૃ. ૨૧૧: ગઝલ, ૨૧૮. ગૂજરાતી ગઝલિસ્તાન.]

વગેરે.

રણછોડભાઇ ઉદયરામ.



## આજીજી

અયિ સનમ !

આલમ સહુ આશક બને,
એવી શરાબી છાંટજે;
હરગિઝ બદીથી બચાવજે,
જામે બકા પીવરાવજે :

એ ઇશ્કની આજીજી છે.
—આમીન એ.

અયિ સનમ !

સારી જહાં ઇશ્કી બને,
એવી શરાબી છાંટજે;
હરગિઝ બદીથી બચાવજે,
જામે બકા પીવરાવજે :

આશકની આ આજીજી છે.
—આમીન એ.

અયિ સનમ !

જાદૂઇ શરાબી છાંટજે,
સારી જહાં ન્હવરાવજે;
બધી યે બદીથી બચાવજે,
લજ્જત બકાની ચખાડજે :

એ ઇશ્કની આજીજી છે.
—આમીન એ.

અયિ સનમ !

દિલરંગી મયૂ રેલાવજે,
આલમ તમામ ડૂબાવજે;
હરદમ બલાથી બચાવજે:
તૂંમાં સનમ ! જીવાડજે:

ઓ ઇશ્ક ! આજીજી ત્હને.
—આમીન એ.

કાતિલ સનમ !

ત્હારાં કદમ અહીં લાવજે :
સહુ ખલ્ક ઝખ્મી બનાવજે :
શયતાન સર્વ હઠાવજે :
જીવ્યું, સનમ ! જીતાવજે :
ઘાયલ જિગરની અર્ઝ છે.
—આમીન એ.

મુરબંસી અય !

તુજ રસધ્વનિ લલકારજે :
વ્રજ ભૂમિ વિશ્વ બનાવજે :
અસુરોથી ગોપ બચાવજે :
તું વિરાટરૂપ પધારજે :
તુજ ગીત મ્હને તું બનાવજે:
—આમીન એ.

રસમૂર્તિ અય !

બ્રહ્માંડ રસબસ રાખજે :
જગમાલિકા ઉર ધારજે :
કર ક્રૂર દૂર કરાવજે :
ઉપવન નવીન સુહાવજે :
રસબાલની આરજી છે.
—આમીન એ.

શિવશક્તિ ઓ !

બલ દિવ્ય અમને આપજે :
તપમન્ત્ર ગૂઢ ભણાવજે :
ભૂતો સ્વવશ વર્તાવજે :
તુજ ભક્તગણ ઉદ્ધારજે :
શિવશક્તિ યોગિનિ ! અર્ઝ છે.
—આમીન એ.

સખિ ચન્દ્રિકે !

ઝગઝગ જગત અજવાળજે,
પ્રતિ મુકુલ ફુલ્લ હસાવજે;
ચંપાઇ ઉર ઉર ચાંપજે,
અદ્વૈતમૂર્તિ વિરાજજે :
ૐકારમૂર્તિ ! જ્વલન્તિકે !
—આમીન એ.

હૃદયેશ્વરિ !

જરી ગા ફરી, પ્રિય રાધિકે !
' તદ્દૂર ! તદ્વત અન્તિકે ! '
મુજ ઉર રહી ગા : ગા જ કે :—
' તદ્દૂર : તદ્વત અન્તિકે. '
આજીજી છે : ગા ! ગા ! પ્રિયે !
—આમીન એ.

પરમેશ્વરિ !

નવી વેદી, દેવિ ! રચાવજે :
બલિ 'હું' : તું આહુતિ આપજે :
ઇસુ–કૃષ્ણ–ગૌતમ– લાવજે :
જય પ્રેમધર્મ પ્રકાશજે :
મજ રંક આજીજી, સનમ !
—આમીન એ.



# અનુક્રમ

# ગુજરાતી ગઝલિસ્તાન



—૧—

## ચંદા



આહા ! પૂરી ખીલી ચંદા, શીતળ માધુરી છે સુખકંદા;
પાણી પર તે રહી પસરી, રૂડી આવે લેહર મંદા. આહા.
શશી લીટી રૂડી ચળકે, વળી હીલે તે આનંદા. આહા.
ઊંચે ભૂરૂં દીપે આસમાન, વચ્ચે ચંદા તે સ્વચ્છંદા. આહા.
નીચે ગોરી ઠરે નેનાં, રસે ડૂબ્યા નરમદ બંદા. આહા.

નર્મદાશંકર.



—૨—

## દર્શનેચ્છા



દિલદારનાં દર્શન વિના, બીજું મને ગમતું નથી;
પુતળી પઠે નજદીકમાં, બેઠા વિના ગમતું નથી.
મુખચન્દ્ર ઓપે ઝળહળી, ઝરતું સુધા જ્યાંથી વહી,
તે મજ ચકોર ગરીબને, પીધા વિના ગમતું નથી.
કુદરત તણી બલિહારીના, હું રમું રંગીલો રંગમાં;
પણ હાય ! ભરછક રંગ તને છાંટયા વિના ગમતું નથી.
છો માહરા નોંધે ગુન્હાઓ, નિંદકોનો દફતરી;
પણ મસ્ત તુજ દરબારમાં, આવ્યા વિના ગમતું નથી.
એક જો તું દે ચુંબન મને, તો કરૂં કવિતા ફાંકડી;
પ્યારી ! તહારા ગુણનાં, ગાયન વિના ગમતું નથી.
મોંઘેરાં તુજ ચુંબન થકી, મોંઘી કવિતા માહરી;
પણ લેખણીને તુજ છબી, લેખ્યા વિના ગમતું નથી.

શો મોહ દુનિયાનો કરૂં ? દુનિયા દીઠી દો રંગી મેં;
પણ માહરે તો તાહરા, એક રંગ વિના ગમતું નથી.

ખટકી ખટક કર્પૂર કરે, ઝટકી ઝટક અંચળ તણી;
છટકી છટક કળ કાળજાની કળ વિના ગમતું નથી.

તુજ ગૌર શીતળ સ્વચ્છ શર્વરિ, શરદ શર્વરિનાથના;
પિયૂષ શી ગલ બાંહ તે, નાંખ્યા વિના ગમતું નથી.

એ ! તાહરી આશા દિગંતી રેખ સમ પીડાં કરે;
રે ! ક્ષણ પ્રતિક્ષણ મધુર મુખ, નિરખ્યા વિના ગમતું નથી.

અંતરદવાનળજ્વાળથી, કરૂં ભસ્મીભૂત આખું જગત્;
પણ બાગ તે તુજ ખેલનો, રાખ્યા વિના ગમતું નથી.

કંઈ સ્વાર્થ કે કારણ તહારા, પ્રેમમાં મ્હારે નથી;
પ્રેમનું કારણ પ્રેમ તે વિના બીજું ગમતું નથી.

શો સ્વાર્થ બુલબુલને ગુલાબી રંગમાં આવી વસ્યો ?
એને ઘડીભર રંગ તે, જોયા વિના ગમતું નથી.

ઝાઝું ન માગું હું ચહું, ઘડી એક મળવા કોટમાં;
પણ લેખતી ન હિસાબ તું, રોયા વિના ગમતું નથી.

પ્રતિ રાત્રિભર તુજ ભ્રાન્તિમાં, પોકાર બાલ ઊંડા કરે;
ગમતું નથી ગમતું નથી, આખું જગત્ ગમતું નથી.

બાલ.



—૩—

# દીઠી નહીં !

બલિહારી તારા અંગની, ચંબેલિમાં દીઠી નહીં;
સફાઈ તારા દીલની, મેં ચજમાં દીઠી નહીં.

મન માહરૂં એવું કુણું, પુષ્પપ્રહાર સહે નહીં;
પણ હાય ! તારે દિલ દયા, મેં તો જરા દીઠી નહીં.

એક દિન તે અલકાવલીમાં, દીઠી'તી મુખની છબી;
પણ ગુમ થઈ ગૈ તે ગુમાની, ત્યારથી દીઠી નહીં.

એ ! કંઈ જરા કર શોચ કે, મારી ઉપર શાને ગુમાન્?
મેં દેહ અર્પ્યો તોય પણ, દિલદારને દીઠી નહીં.
ગુમ્માની નુખરાબાજ ગોરી, સુન્દરીઓ મન હરે;
પણ કોઈએ એ ! યાર સમ તુજ સુન્દરી દીઠી નહીં.
એ ! વીર ! વિરહી ખોળવા, તુજને જગત્ કંઈ કંઈ ભમ્યો;
ગિરિવર ગુહા કે કુંજ કુંજે, તોય મેં દીઠી નહીં.
બાગમાં અનુરાગમાં, કે પુષ્પના મેદાનમાં,
ખોળી તને આતૂર આંખે, તોય મેં દીઠી નહીં.
સરખાવી તારૂં તન મેં, ખોળી ચમેલી વનમાં;
પણ હાય ! ખૂબી આજની, કરમાઈ ! કાલ દીઠી નહીં.
તું તો સદા નૂતન અને, આખું જગત નિત્યે જુનું;
મિથ્યા પ્રપંચે ક્યાં થકી તું ! તેથી મેં દીઠી નહીં.
તું તો ખરી જ્યાં પ્રેમ પૂરણ, પ્રેમીનાં કાળજ બળે;
એવી દયા તો એ ગુમાની ! મેં કહીં દીઠી નહીં.
મુખ ચન્દ્રમાં મેં દીઠી છે, આખી છબી આ જગતની;
પણ આંખડી મુજમાં વસી તું, તેથી મુજ દીઠી નહીં.
એ કાળજાની કોર કાં, કાપે હવે તો થઈ ચૂકી;
મેં તો પ્રથમ કાપ્યું સુપ્રેમે, તોય મેં દીઠી નહીં.
કોઈ દેવ આવી કાનમાં, દે છે શિખામણ પાંશરી;
આ જગતની જંજાળમાં, ચતુરાઈ તો દીઠી નહીં.
જ્યાં પ્રેમ મારો જળહળે, ત્યાં તેં દીધો બદલો ખરો !!
તો આ જગત્ છોડ્યા વિના, યુક્તિ બીજી દીઠી નહીં.
એક દિન મળશે તે અધર–સૂધા સબૂરી બાલ ! ધર;
હાં ! એ બધું એ છે ખરૂં, પણ હાલ તો દીઠી નહીં.

બાલ.



—૪—

# મૂર્ખની મૂર્ખાઈ

ફટ ! મૂર્ખની મૂર્ખાઈને, હું વખાણુ ઝાઝું શું કરૂં !
દિલ દગ્ધને દંભી કહે, તે દુઃખને હું શું કરૂં !
અમે પ્રેમપંથી જોગીડા, અનુરાગબાગ મહીં વસ્યા;
શ્રુતિશીર મૂક્યા પાય, પછી વિવેકને હું શું કરૂં !
દુઃખ સર્વ દારૂણુ ટાળીએ, પ્રાણુદીપ જાતો બચાવીએ;
પણુ મૂર્ખની મૂર્ખાઈનો, ન ઉપાય તે હું શું કરૂં !
કહાં પ્રેમ દુર્લભ તાહરો, ક્યાં આ બધું ગાંડું જગત્ !
મદમસ્તને દે શિખામણો ! એવા મૂર્ખને હું શું કરૂં !
તવ પ્રેમ તલ્લીન સર્વ વસ્તુ, વિષે વિલોકું હું તુજને;
ભરછક છકેલો દોડું ! હસતા, દુષ્ટને હું શું કરૂં !
મુજ મસ્તને બનશે કયમે, દોડડાહી દુનિયાની સહે !
'અપની વિચારેં ન ઓરકી, લે સીર' તેને હું શું કરૂં
શું શું મને સમજાવશો, કાજી, કુરાની, વેદિયા !
બાળી મુકયાં ઇંજિલ, કુરાનો, વેદ પછી હું શું કરૂં !
કહ્યું વારવાર હજાર કે, નથી "નીતિ" પ્રેમી કોષમાં;
સમજે નહિ સમજાવીયો, એ મૂર્ખને હું શું કરૂં !
મસ્તાન આખું જગત મદિરા, પાનવત્ ઝાઝું ધુમે;
ડોળે ડહાપણુ મસ્ત આગે, તેમને હું શું કરૂં !
પૂરી પાત્ર અંતર ઉજ્વલે, રંગી મદિરા પ્રેમનો;
મસ્તાન પાને સર્વદા, સડીયલ મદિરા હું શું કરૂં !
વ્યવહાર વિદ્યા શાસ્ત્રને, પુરાણુ, દર્શન હું ભણ્યો;
ઇંજિલ કુરાન ભણ્યો તથાપિ, તેમને હું શું કરૂં !
ભરસાગરે તોફાન વાયુ, ગર્જના ઘમઘોરમાં;
ઉપકંઠ બેસી હસે ટિટોડી, તેહને હું શું કરૂં !
જાયે મૂરખ નાહિ સીધો, મૂજ પંથમાં દષ્ટિ કરે;
નહિ યાંહિકો નહિ વાંહિકો, થાયે પછી હું શું કરૂં

મુજ પંથ દુઃખ ભર્યો મળે, પણ સુખ તહારા અધરનું;
લાલચભર્યો મારગ અવળ, લીધા પછી હું શું કરૂં !
જહાં મૂર્ખ ટોળું તાળીઓ કૂટે તહાં મસ્તાન બાલ,
શું કરૂં હું શું કરૂં, કરૂં મૂર્ખમુખ દર્શન પરૂં.

બાલ.



—૫—

## ખબર લે

ઉતાર ના કંઈ પ્યાર એ, દિલદાર સબર લે,
ગમખ્વાર જીગર ખ્વારની, કંઈ યાર ખબર લે.
ગુલિસ્તાનમાં હેરાન છે મસ્તાન આ બુલબુલ,
ભર પ્યાર નથી યાર, વફાદાર ખબર લે.
સમશાન સમું ભાન, જગત ધ્યાન છૂટિયું,
હુશિયાર છું હુશિયાર સમજદાર ખબર લે.
તુજ વાન ગોરે ધ્યાન છે મન માનમાં હવે,
પરકાર છે દિલયાર, ખબરદાર ખબર લે.
કરૂં ગાન ગોરૂં વાન ઘુંઘટમાં ન રાખીએ,
પુરવાર કરૂં પ્યાર નિગહદાર ખબર લે.
મન માનતું નથિ માનતું નથિ ભાનમાં નહીં,
ગુલઝાર અલક તારમાં સરદાર ખબર લે.
મહેમાન કર્યો માનથી અહેસાન છે દિલે,
તુજ પ્યારનો છું યાર, કરજદાર ખબર લે.
નિશિમાન્ અર્ધવાન તારૂં ગાન ગાઈને,
વહી ધાર આંસુ સાર, વારંવાર ખબર લે.
પટ અંચલે મુખચંચલે સુદૃગંચલેથી છું,
દિલદાર ગિરફ્તાર ગિરફ્તાર ખબર લે.
રહે સ્વાર્થ ના પરાર્થની બળજો જુગારી જીવ,
સહુ જાર છે સહુ જાર, વખ્ત હજાર ખબર લે.

કરી પ્રેમ કશો નેમ ઉરે કેમ ધારીએ,
કરનાર સુગમ પ્યાર બેશુમાર ખબર લે.
પિયુને સુખે સુખને દુખે દુખને ન જે ગણે,
નથી પ્યાર કુલાચાર સમજનાર ખબર લે.
મુજ ઉરનાં ભરપૂર આંસુ પૂરને હસે,
સરદાર પુર ગમારના સરદાર ખબર લે.
રસનો વિજોગિ ભોગિ રોગિ પ્રેમપંથનો,
રસ સારના રમનાર, પ્રાણાધાર ખબર લે.
ગતિ ન્યારીથી વિહારી રહ્યો હારી હારી બાલ,
લાચાર છું લાચાર, જુલમગાર ખબર લે.

બાલ.



—૬—

## દરકાર

હું કરૂં છું યાર યાર યારને ના દરકાર લગાર,
ખ્વાર છું ભર પ્યારમાં યાર ન ઇન્તિઝાર લગાર.
ઘડી ખફા ઘડી ખુશી ઘડીક ગુમાની મિઝાજ,
મરજી તમારી સાચવ્યે છું યાર ન કરજદાર લગાર
હજાર ગુલ્લાલા લઈ આવીને બતલાવશે,
રંગ આ દિલ દાગનો યાર નહિ ગુલઝાર લગાર.
મહાલક્ષ્મી મુકુટ મરકત કરવા ચહે મુજ મન,
દરકાર નથી કાંઈ થશો યાર ન દગાદાર લગાર.
મન કીર અલક જાળમાં ફસીશું ગતી કશી,
લઈ દામ નિપટમાં કરે યાર ન સારવાર લગાર.
યાર બેદરકાર સમું દુઃખ શું દુનિયા મહીં!
અંતર કોઈ તણો ભંગ યાર ન થાય વાર લગાર.
બસ દર્શિ ગાળ કહીશ કંઈક મર્મ વાણીમાં,
વાત હુકમમાં કરીશ છું યાર ન અર્જદાર લગાર.

નર્દય હૃદય કપાટ નહિ ઉચાટ કંઈ હિલે,
કોમળ વંશ કામિની યાર ન ખબરદાર લગાર.
મનસૂરને તનડે રૂધિર વહ્યું હતું પ્રિયનામનું,
મુજને તને પ્રતિ રોમ ઝાંખી થાય છાપ વાર લગાર.
`કંઈ સાચું કહે રે તને મસ્તાનના સોગન !
મનસૂરના સોગન ! તને ફુરસદ ન મળે વાર લગાર?
ઝુલેખા તણા સોગન ! તને યુસૂફના સોગન !
ઘર આવશો એક વાર કે યાર નહિ પળવાર લગાર ?
હાફિઝના સોગન ! તને ફરહાદના સોગન !
બતલાવશો મુખ માધુરીની છટક એકવાર લગાર ?
અધર અનમ ટેકી મારી ગરદનના સોગન !
ઝટ આવરે ઝટ આવરે મુજ પ્રાણ ન ખબરદાર લગાર.
નહિ તો તને છે કુટિલ તારી વાણીના સોગન !
બતલાવ રે બતલાવ રે તે યાર નિધાહ બાંકિ લગાર.
ફરહાદ શું હિસાબ માંહિ ! ભેદું ઘડીક માંહિં વ્યોમ !
બાલને કંઈ પા રે સજન તુજ મદિરા વાર લગાર.

બાલ.



—૭—

## કટાક્ષ

મધુર મધુરી આંખડીની, કટાક્ષ તે કયમ વીસરે ?
તે પુર દગલબાજી ભરી, ભર વ્યંજના કયમ વીસરે ?
રમવા કરી’તી આશ તુજ, મૃદુ ગૌર બાહુબંધમાં,
દરીઆઈ મોજે રડવડયો હું, દુઃખ તે કયમ વીસરે ?
અંતર પડેલા દરદ પર, દુશ્મન લગાડે લૂણને,
તવ પ્રેમનાં બાધક કરે, દુઃખ હાય ! તે કયમ વીસરે. ?
સર્વાંગ કોમળ કુસુમ લજવે, એહવાં તારાં લસે,
પણ અંતરે પથ્થર સમી, પ્રિય પીડ તે કયમ વીસરે ?

મુજ દુઃખનો વિશ્રામ વ્હાલી, મેં ધર્યો મુખપંકજે,
મૂક થઈ ગયો ભોગી ભ્રમર હું, બંધ તે ક્યમ વીસરે ?
તુજ કાજ બંધન બેડીના, કરૂં બંધ એક્કેકે જુદા,
પણ એક તૂટતાં સાત સંધાયે, કહો કયમ વીસરે ?
શાને થરૂં ના માન જ્યારે, માનિ તું થઈ નીવડે,
પણ નજર ગુસ્સાબાજના, રસ ભાવ તે કયમ વીસરે ?
લઈ સ્કંધ પર વીણા મધુરી, ગાઉં તારાં બિરદ હું,
પણ જીવ ચહે અમૃત અધરના, ઘુંટડા કયમ વીસરે ?
સુંદર મનોહર પ્રેમના, નિર્મળ ઝરામાં નાહીને,
નાહ્યો જગતને તૂજ માટે, ટેક તે કયમ વીસરે ?
છૂટી છૂટી પડી કર્પૂર ગૌર, કપોલ પર અલકાવલી,
રૂપ નાગણી અંતર ડશી, દુખદંશ તે કયમ વીસરે ?
બતલાવું પ્રાણ ઉપાય, ઘાયલ પ્રેમ કેરા વૈદનો,
કરી પાશ કંઠ દશ્યા વિના, ચિત્ત ઝેર તે કયમ વીસરે ?
કામી વિચાર કરે કરોડો, ચિત તથાપિ શું સરે,
પણ પ્રેમની પળ પળ કદાપી, દુઃખથી કયમ વીસરે ?
આવી લહર સુગંધિ લહેરાતી સુગંધી અલકથી,
પૈગામ આપે પણ નહિ તું, ચિત્ત તે કયમ વીસરે ?
અંતર રૂધિરરૂશનાઈએ, લખું લેખ નભપાટી ઉપર,
પ્રેમી તણા બહુ રંગ તે, શૂન્યાત્મમાં કયમ વીસરે ?
શાણા સનેહીનો સનેહી, મસ્તમાં મસ્તાન બાલ,
વીસરે કયમ વીસરે, તવ મધુર મુખ કયમ વીસરે ?

બાલ.

—૮—

## નાદાન બુલબુલ

ઉડો નાદાન મન બુલબુલ, રહો ગુલઝારમાં નાના,
વફાઈ એક પણ ગુલની, દીઠી ભર પ્યારમાં નાના.

સુણાવો ગાનની તાનો, જઇને દ્વાર દર્દીને,
અરે બેદર્દીના દર્દે, રહો દરકારમાં નાના.
રહો જ્યાં ચંગ ને ઉપંગ, વીણા નાદ વાજે છે,
ઘડી આ બેવફાઇના, રહો દરબારમાં નાના.
કદાપી રાતભર રો તું, સહી શરદી ગરીબીથી,
પરંતુ બોલ એ ત્યારે, જુલમગારે દીધો નાના.
સુકાશે તાહરૂં ગુલઝાર, પણે જો ગ્રીષ્મ આવે છે,
પ્રજળશે વિશ્વ વહ્નિથી, રહે તુજ પાંખડી નાના.
સુકોમળ પાંદડી ઉપર, ઉન્હાં અગ્નિ થકી તારાં,
અરે અફસોસ! આંસુએ, અસર કાંઈ કરી નાના.
અબોલા પ્રીતમે તારી, દશા કેવી કરી ભારી!
કરૂણાથી રડી ગાતાં, નજર કાંઈ કરી નાના.
પુજારી થઈ ચડયો દ્વારે, અરે તે દ્વારમાં તારી,
કતલ કરતાં ખરે! ત્યારે, કસર કાંઈ કરી નાના.
નથી અડકાતું ચુંટાતું, ફરે ફેરા તું પછવાડે,
ગરીબીની ગુમાનીએ, ગરજ કાંઈ ધરી નાના.
અરે! એ પ્રીતમાં આખર, ન પ્રીતમ પ્રેમિ પરખાશે,
જશે ગુલબંધ વન થાશે, ગુજર અંદર થશે નાના.
રૂવે તું રાતમાં જ્યારે, હસે ત્યારે ગુમાની ગુલ!
અરે! એને દિલે દૈવે, દયા પેદા કરી નાના.
સુગંધી વાસમાં ઉદાર, મફત છે જન્મથી તેમાં,
ન બાકી બોલની રાખી, કૃપણતામાં જરા નાના.
વિધિના ઉલટા અંકો, સુવર્ણે કયાં થકી સુરભી!
તને કોમળ અહો મન કેરિ, કોમળતા કરી નાના.
વળી જો એ સવારે સર્વ, અંગોઅંગ ખીલવીને,
જઈ ઠરશે બીજે હાથે, વફાઈ કંઈ ધરી નાના.
બળાપા બાલનાથી રાતભર, રાકાપતિ દાઝયો,
સમુદ્રે જઈ પડયો શીતળ થવા, શાન્તિ રહી નાના.

બાલ.

—૯—

# સલામતી

અંજન આંખડી ન આંજ, કપાશે સુઆંગળી !
મતી તાહરી સલામતીમાં માહરી વળી.
પડે તાહરી અલાબલા સૌ માહરે શિરે,
અહુ ધીર થઈ કોઈ ના પીડા શકે કળી.
નજરબાણુ ક્યમ ન તાહરે કરે પિડા કરે ?
ખૂચે છે તને શરીરમાં, ગુલાબની કળી !
નીચી નજર ના તું ઝાંખ, ઝાંખ માહરી ભણી !
ભલે વેધશે ફકીરને, ફિકર કશી બળી. ?
જો ! જો ! તુજ વિના સજન બધો સંસાર ડૂબશે,
પછી શી વલે થશે કંઈ ખબર તને મળી ?
ખબર ક્યમ ન લેતી માહરી શિરે તું નિર્દયા ?
દૂસી પ્રેમફંદ તાહરે મુરાદ ના મળી !
ફિકર છે કશી ફકીરની ફિકર તણી તને !
જોબન ઝૂલડે ઝૂલી તું સુમનસેજમાં ઢળી !
ગયો ખેલ ખલકનો ગયો વળી મેલ મનનો,
ઝલક ઝાંખ વા મળે ન મળે મધુર મૂર્તિ નિર્મળી !
સજન ગરીબ મારી હાલતે ઉપહાંસી કાં ધરે,
હમારા ભર્યાં ભંડારની ખબર નથી મળી !
હૃદયકોષ માંહી પ્રેમરત્ન લાવીને ધર્યું,
સમર્પણુ કર્યું તને અમુલ્ય મેં રળી રળી !
અહા ! કીમીયો વડો દીઠો એ રત્નમાં ખરો
દેખું માંહિ મદ ભરી છબી છકેલી કોમળી !
જોને પળ ઘડી ઘડી પછી દિન રાત વહી જશે,
જશે આખરે શરીર આ ફકીરનું બળી !
દાગ લાગશે હમેશનો ગરદન પરે સજન !
ઉઠી ધૂમ્ર આવશે શરીરથી બળી બળી !

જવાળ લાગશે ભડભડ કરીને શબ્દગર્જના,
પ્રિતમ! તુંહી તુંહી તુંહી! એ મેં રંગમાં ભળી.
મુકી માન માનિનિ ઘડી દે સૂખ સોબતે,
પડયો બાલ પરમ પાય પ્રિતમને લળી લળી.

બાલ.

—૧૦—

# દરદ દિલ

દરદ દિલ કયાં બતાવું જઈ? બધેથી યારી મારી ગઈ,
કવિતા કયાં સુણાવું જઈ? હવે તો વારી મારી ગઈ.
જવું તે ઘેર શાને કાજ, પરીક્ષા પ્રેમની ના જ્યાં,
નજર શાને જરા કરવી, જહાં મહેમાનદારી ગઈ.
ધરે શી દિલ કંઈ આશા, નિરાશા અંત આવી જ્યાં,
પવન પાણી મહીં પ્યારી, વફાદારી હમારી ગઈ.
જઈ મસ્તાનને પુછું, ગુરૂ ગમ ભેદ બતલાવે,
કહે રે પ્રાણથી પ્યારા, અલા શી રીત તારી ગઈ?
રહુ દિન રાત મસ્તાનો, મદિરા પ્રેમનો પીને,
હવા લાગે ન દુનિયાની! સરવ યારી વિસારી ગઈ.
બલાઓ મેં લીધી તારી, દુઃખી નિત હું સુખી તું યાર,
બધી એ પ્યારી લે પાછી, તુફાની રાત કારી ગઈ.
અહો કોઈ નામવર પંથી, દયાળુ દોસ્તદેશેથી,
મને આવી કહે કાંઈ, ખબર કો બાગ પ્યારી ગઈ?
ધરી રત્નાકરી સાડી, સજેલી સુંદરી શ્યામા,
ધરા ધૂરંધરા અર્પું, હવે ના ધીર ધારી ગઈ.
સહજ સહજે રીસાવું શું, સહજ સહજે અહો પ્યારી!
ધરે છે માન શા કાજે, હવે વય તે વિકારી ગઈ.
લઈ મંદારની માલા, ગ્રીવા ગોરી ઉપર અર્પું,
અહો! ત્યાં એ વિધિની રેખ, પર શું મેખ મારી ગઈ!

અહીં લહિ વાટડી તારી, રહી મુજ સંગ સેવાર્થે,
સખી શાણી હવે થાકી, વસંતે જો બિચારી ગઈ.
રહ્યો હું વિર્હદાવાગ્નિ, તને સંભારિ રોયો હું,
જગત્‌ને પોક મૂકીને, મને કોયલ વિસારી ગઈ.
ન થાયે નેહ તે સારો, વિરહ બૂરો પછી થાયે,
કંઈ શાણા હજારોની, મતિ એ માંહિ મારી ગઈ.
કવિતાની જરખ પર તર્ક, પાસેથી શુકન જોઉં,
કંઈ મસ્તાન પોથી ફાલ, કાજે નિત વિચારી ગઈ.
વિરહમાં પ્યારીનાં ગાનો, સુણી થઈ મસ્ત કહેતો બાલ,
બલા સર્વે હમારી ગઈ! બલા સર્વે હમારી ગઈ!

બાલ.



—૧૧—

## બોધ.

ગુજારે જે શિરે તારે જગત્‌નો નાથ તે સ્હેજે,
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ અતિ પ્યારૂં ગણી લેજે.
દુનિયાની જૂઠી વાણી વિશે જો દુઃખ વાસે છે,
જરાએ અંતરે આનંદ ના ઓછો થવા દેજે.
કચેરી માંહી કાજીનો નથી હિસાબ કૉડીનો,
જગત્ કાજી થઈને તું વહોરી ના પીડા લેજે.
જગત્‌ના કાચના યંત્રે ખરી વસ્તુ નહિ ભાસે,
ન સારા કે નઠારાની જરાએ સંગતે રૂહેજે.
રહેજે શાંતિ સંતોષે સદાએ નિર્મળે ચિત્તે,
દિલે જે દુઃખ કે આનંદ કોઈને નહિ કૂહેજે.
વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં તેને તજી દેજે,
ઘડી જાયે ભલાઈની મહાલક્ષ્મી ગણી લેજે.
રહે ઉન્મત્ત સ્વાનન્દે ખરૂં એ સુખ માની લે,
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે.

કટુ વાણી સુણે જો કોઈની વાણી મીઠી કહેજે,
પરાઈ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.
અરે! પ્રારબ્ધ તો ઘેલું રહે છે દૂર માગે તો,
ન માગે દોડતું આવે ન વિશ્વાસે કદી રહેજે.
અહો! શું પ્રેમમાં રાચે નહીં ત્યાં સત્ય પામે તું,
અરે! તું બેવફાઈથી ચઢ નિંદા તણે નેજે!
લહે છે સત્ય જે સંસાર તેનાથી પરો રહેજે,
અરે! એ કીમિયાની જો મઝા છે તે પછી કહેજે!
વફાઈ તો નથી આખી દુનીઆમાં જરા દીઠી!
વફાદારી બતાવા ત્યાં નહીં કોઈ પળે જાજે!
રહી નિર્મોહી શાન્તિથી રહે એ સુખ મ્હોટું છે,
જગત્ બાજીગરીનાં તું બધાં છલ્બલ્ જવા દેજે.
પ્રભુના નામનાં પુષ્પો પરોવી કાવ્યમાલા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામાં પહેરાવી પ્રીતે દેજે.
કવિરાજા થયો શી છે પછી પીડા તને કાંઈ,
નિજાનન્દે હમેશાં બાલ મસ્તીમાં મઝા લેજે.

બાલ.

—૧૨—

## સલૂણો મંત્ર

એવો તે શું પ્રેર્યો મોહન મંત્ર, સલુણો સાનમાં!
પ્રૌઢ પ્રેમીની પરમ પ્રેમગતિ, આવી રહી અવસાનમાં.
દેવદશા વિપરિત વીરહીને, તોયે તું નહીં સાનમાં,
ગુણગરવીલી! એમ ન રહીએ, નિત્ય મગજ મસ્તાનમાં.
પ્રેમ વીર! મેં ધીર ધરી'તી, ભરી મુજ હૃદય નિધાનમાં,
લૂંટી ગઈ લખલૂંટ લૂંટારી, દગલબાજ બેભાનમાં.
વ્યાધ કરી વધ લહે ખબર, વધની એ દયા જહાનમાં,
પ્રાણુપારધી પ્રાણ પરહરી, પડચો મૂકે સમશાનમાં.

હલાહલથી હજાર ગણું વિષ, ભર્યું કટાક્ષ કૃપાણુમાં;
પ્રેમદાવ રમતાં તેં માર્યો, ઘાવ પડ્યો મેદાનમાં.
ચપલાવત ચંચલ ચિત્ત ચમકે, ચમક ચમક ચહુવાનમાં,
પણ કયમ પ્રેમી રસિક જન ડૂલે, ભૂલે નિજ નિશાનમાં.
મધુર મધુર વચનાવલિ ધિરિ, ધિરિ પ્રવેશ કરતી કાનમાં,
મગજ કરી મસ્તાન, ભમાવે, ભણુકારે બેભાનમાં.
મોહનમય મુખ મરકલડે હું, ભમું ભ્રમર ગુણગાનમાં,
અધવચ તૂટે તાર મનસ્વી, વિણા ભરી ગુલતાનમાં.
ઘડિ ઘડિ રિસાવું પ્યારી એ, પ્રીત રીત નાદાનમાં,
કાચું દિલ પ્રેમ ન જીરવાયે, ફજેતી આખી જહાનમાં.
ચંદન શિશિર સમોવડ સ્પર્શી, મળે જો તનડે તાનમાં,
પ્રાણ કરૂં કુરબાન સલૂણી, નવલરંગ મસ્તાનમાં.
દિલડાની ગતિ કોણ કળે રે, તુજ વિણ દુઃખ નિદાનમાં,
સજન સ્નેહી છતાં જશે શું, દિન દિન કકળાણમાં.
સ્નેહ અતિશય સંકોરે, બળે તનડું વિરહકૃપાનમાં,
ખબરદાર સંભાળ લહે તવ, દાગ ન લાગે વાનમાં.
શરદ શર્વરી સમો ક્ષપાકર, કપાળ કર્પુર વાનમાં;
આવ આવ ચોટાડું ચતુરા, મઝા નહિ તોફાનમાં.
અલક છૂટા અલબેલા નાંખો, ગરદન ગૌર મહાનમાં;
નેહભર્યે નયણે નિરખું, અલબેલિ અલૌકિક સાનમાં·
સુણો ઘડીક દિલડાના દુઃખની, રહો ન પ્યારી માનમાં;
વરસાવો અધરામૃત હેલી, બાલ રમે ગુણગાનમાં.

બાલ.

—૧૩—

## પ્રિયદર્શન

આજ ’આંખી થઈ કંઈ યારની છે હરી હરી;
મતિ આંખડી જાદુગારિયે છે હરી હરી.

નિર્મળ તને પરિમળ બહેકી ઉડે ગગન;
ખુશબો ઈરિમ ગુલઝારની છે હરી હરી.
મદિરા થકી મદ મસ્ત મ્હાલતિ માનની;
કરમાં સુરાહી શરાબની છે ધરી ધરી.
ચંદ્ર ચાલ પર કુરબાન આરૂ ચકોરવત્;
પ્યારીને પદે પદ મેં ગતી છે કરી કરી.
અહા ! માન મૂકી ગુમાનિયે મિઠી આંખથી;
દિલમાં કંઈ ફરિયાદ મારી ધરી ધરી.
શત કોટિ ઉજ્વલ ચંદ્રશે ગોરે હાથથી;
ભરી પ્યાલી મસ્ત કલાલિયે રે ધરી ધરી.
અહાહા ! પડી પરછાંહિ ગોરી હથેલીમાં;
કોટિ સ્વર્ગની ઝલકાઈ આંખ ઠરી ઠરી.
કંઈ કરોડ ખાલી કરી દુકાન શરાબીની;
સુધ પ્યારીની એક પ્યાલિયે છે હરી હરી.
કોણ નિંદશે મદિરા મહારા મસ્તને;
મઝા કાંઈ જોણે લગાર એની કરી કરી.
મુજને કહે છે સજન શિખામણ મસ્તિની;
મુજ પંથમાં ગતિ મસ્તની છે ખરી ખરી.
ચંદ્ર ઊગતે અવધી કરી મળવા તણી;
ક્યારે ચંદ્ર તેહ ઉગાડશે રે હરી હરી.
ખુશ અવાજ કરતું શિરે માહરે ઉડે હુમા;
આજની નિશા પ્રિયા સંગ નક્કી ઠરી ઠરી.
આજની નિશા હરી જો કરે કે ખુટે નહીં;
ત્રિજગત્ ચઢાવું એ આખડી મેં ધરી ધરી.
રહું હું નિરંતર રંગ પ્યારીની સંગમાં;
નિરખું નયનભર મૂર્તિ મોક્ષ ભરી ભરી.
કવિતા કરી કહી બાલે તાનથી પ્યારિયે;
ખુશ થઈ શિતલ ગોરી બાંહ કંઠ ધરી ધરી.

બાલ.

—૧૪—

## જિગરનો યાર

જિગરનો યાર જૂદો તો, બધો સંસાર જૂદો છે;
બધા સંસારથી એ યાર, બેદરકાર જૂદો છે.
અરે શું જાણશે લઝ્ઝત, પવિત્રીમાં પડી રહેતાં;
પ્રિયાની પ્યાલિની મસ્તી, તણો કંઈ બ્હાર જૂદો છે.
ગણું ના રાવ રાયાને, ગણું ના આખિ દુનિયાને;
પરન્તુ જાન આ પર પ્યારિનો, અખ્ત્યાર જૂદો છે.
હજારો બોધ મંદીરો મહીં, નિત્યે ભલે થાજો;
અમો મસ્તાનના ઉસ્તાદનો, દરબાર જૂદો છે.
નથી તુજ બાપ માર્યો મેં, અરે મૂર્ખા કહાં નિંદે;
સમજ રે! બેસમજ કે, પ્રેમીનો આચાર જૂદો છે.
બધા પરકાર તોફાને, થઈ ચંચલ ચુકે નીશાન;
અમારા ચિત્તનો યારૂ, અચલ પરકાર જૂદો છે.
લિધો જે પંથ તે હું કેમ, ત્યાગું છો ભર્યો દુઃખે;
પ્રિયાનો માહરી ગરદન, ઉપર આભાર જૂદો છે.
ઘડીભર બેશ બતલાવું, શિખાવું પ્રેમનો જાદૂ ;
અમો જાદૂગરોનો યાર, જો બાઝાર જૂદો છે.
શિખે જો પ્રેમ પૂરો તો જ, અચળ અભેદ પામે તું;
નથી ત્યાં પ્રેમ જ્યાં છે ભેદ, એ વ્યવહાર જૂદો છે.
થશે શ્રીમંત ઈંદ્રાદી થકી, મુજ પંથ પર જાશે;
અરે ! એ કીમિયાનો યાર, જો કંઈ બ્હાર જૂદો છે.
કરૂં શું મોતિમાળા હું ? અનૂપમ મારિ પ્યારીએ,
કર્યો નક્ષત્રનો મારે ગળે, શણગાર જૂદો છે.
ભલે ! છો માહરા પંથે, બધાએ દુઃખને દેખે;
મને તો સૂખસાગર, લ્હેરિનો કંઈ બ્હાર જૂદો છે.
થયો જે પ્રેમમાં પૂરો, થયો છે મુક્ત સર્વેથી;
મહા મસ્તાન જ્ઞાનીના, મગજમાં તાર જૂદો છે.

નજર મારી પ્રિયા વીના, ન દેખે કંઈ જગત આખે;
બિજાના અંધકારી પ્રેમનો, તો જાર જૂદો છે.
ગુરૂ–આદેશ છે અમને, અવળ પંથે પળ્યા જઈએ;
દુનિયાથી પછી આ બાલ, બે દરકાર જૂદો છે.

બાલ.

—૧૫—

## બેકદર દુનિયા

અહીં બેકદર દુનિયા તણી દરકાર નહીં હમ મસ્તને !
ફરીએ ચહે દિલ ત્યાં અને દિલ ચ્હાય તે કરીએ અમે !
અમી બેકદર અમીરી તને ! જો ઈશ્કી આ આલમ તણી,
હમને ગમી તો ફકીરી આ પ્યારી ખલક ખાવિન્દની.
અમીરી મુબારક રહો તને ! હમને ફકીરી હમારી એ !
તુજને ગુમાન અમીરીનું ! મસ્તી ફકીરીની ઓર એ !
મ્હેલો ઉંચા વસવા તને ! આલમ બધી માલેકની–
હાજર સદા વસવા અને ફરવા હવે આ ફકીરને !
માશૂક તારી બેકદર ભરી ઇશ્કની ખારાઇથી
આ સનમની દિલદારીમાં હમ જાન અય કુરબાન હય !
થાયે ખુશી તું જે જોઇને તેને હમે હસીએ ફકીર !
હશું જો હમારી ફકીરી તું ઓ અમીર અહીં આ વસ્રના !
મોતી હીરા ગમતા તને, ઉમદા નવા પોષાકને !
લઇ ખાક ખુદાના નામની દિલ ચોળી જો પાગલ હમે.
સારંગીઓના સૂરથી ગુલતાન જો ઈશ્કગાનમાં !
ફેરી હમારી આલેકનીમાં મસ્ત તો હમ ગઁવારને.
પીપી તું પ્યાલાં શરાબનાં, માશૂકને હાથે અમીર !
પલ ભર કહી સુખ ભોગવે એ કેફની ઘેલાઈયે !.
તો જો પીએ ઉસ્તાદના આ હાથનો પ્યાલો મીઠો !
લેહેજત હવે લઈશું અમે ઉમદા અમર એ કેફમાં !

બેદિલ તું દોસ્તીની યારીમાં મગરૂર જો રહે બેકદર !
સાહેબ હમારા દોસ્ત ને મગરૂર હમ એ યારીમેં !
બાલ.

—૧૬—

## ઉઠ ઉઠ સાકી !

ઉઠ ઊઠ સાકિ ! ઉઠ મદિરારંગિ જામ ભર,
કર ગાન ગાયકા તું આવી છે ઉમેદ બર.
લઝ્ઝત ખબર નથી તને નિતના શરાબિની,
દિલદારનું દર્શન દીઠું છે જામની અંદર.
હજાર ગોરી સુંદરીઓ, ત્યાં સુધી ટકે,
ઝળકી હમારૂં સર્વ, સનૂબર નહીં બાહર.
જીવેલ જે જન પ્યારથી જન તે નહીં મરે,
લખેલ આ સંસાર તણાં દફતરો ઉપર.
મસ્તી બિરાજમાન ઘણી પ્રિતમ લોચને,
સોંપી દીધી લગામ હમે મસ્તી તણે કર.
ડર છે કે રોટી પાકની મારા મદિરા પર,
જય મેળવે રખે જહાં કયામત થશે જાહર.
કદિ રે લહર સ્હવારની તે બાગમાં વહે,
જઈ કહે સંદેશ જ્યાં હમારો નામવર.
કાં નામ બિસારે હમારૂં જાણિ જોઈને;
દિન આવશે જ્યારે ભુલી જશોજી નામ હર.
શિત સમયનું લાલાશું કરમાયું મારૂં દિલ,
તાબે થશે તું આખરે આશક તું મારી પર.
મારા કિવા મહાજીની દોલતમાં ડુબિયાં,
નભ તણો નિધી સુનાવ નવલ નિશાકર.
હાફિઝ કહે વરસાવ નયન બાલ આંસુકણ,
મનમાન્યું પંખી આવશે તુજ જાલની અંદર.
બાલ.

—૧૭—

## અગર તે યાર શિરાઝી!

અગર તે યાર શિરાઝી મ્હારૂં મન મેળાવે!
સુમર્પું હું બુખારા ને સમર તિલ શ્યામને ભાવે.
પૂરેપૂરો દેઈ દે, સાકી! મદિરા સાર;
સરિતા રુક્નાબાદનો નિર્મળ શીત કિનાર;
લતા મંદિર મુસલ્લાનાં કહો ક્યાં સ્વર્ગમાં લાવે! અગર.
પેલી છોટી ગોરીઓ ધારે પૂર્ણ ગુમાન,
કરે, અરે અફસોસ છે, બાધું શહર મસ્તાન;
હરી ગઈ દિલથી ધિરજ યાર! તુરક જ્યમ લુંટ લુંટાવે. અગર.
અમારી પ્રીત અપૂર્ણની પિયુ ખુબી બેદરકાર,
રસ સુગંધી તોય તિલ કેરી શી દરકાર;
સહજ કાંતિ રુપાળી ને મને જે મોહ ઉપજાવે. અગર.
સુંદરતા વધતી ઘણી યુસુફ કેરી નિત્ય,
મેં જાણ્યું નક્કી હવે એવી પ્રિત ખચીત?
પતિવ્રતના પટંચલથી ઝુલેખા એંચીને લાવે. અગર.
પી મદિરા સુણુ ગાનનાં તાન મસ્ત તું હોઇ,
દેખ ન દુનિયામાં કંઈ કરિ કારીગરી હોઇ;
નિપટ આ ખેલ દુનિયાનો ન ખોલ્યો ખોલીને લાવે. અગર.
પ્યારી ઉર ધરી જરા શીખ હમારી માન,
નિજ નિર્મળ અંતર વિષે નસીબવાન જવાન;
શિખામણ વૃદ્ધ દાનાની અહો પ્રિય પ્રાણથી ફ્હાવે. અગર.
મેં વચનો મીઠાં કહ્યાં, તેં કટુતાનો સાર,
પરમેશ્વર તુજ ભલુ કરૈ, પરંતુ રે મુજ યાર;
બહુ છાજે કથન કડવાં, અહો, મીઠે અધર લાવે. અગર.
રચી ગાન પર ગાન તેં, મોતી પરોવ્યાં સાર,
આવ બેસ ખુબ તાનમાં ગા ખુશ હાફિઝ યાર;
રુડી મંદાકિનીનો હાર તને આકાશ પહેરાવે. અગર.
બાલ.

—૧૮—

# દિલડું રહે નહિ હાથ

દિલડું રહે નહિ હાથ, પ્યારા મિત્ર હમારા !
મન પરમેશ્વર કાજ, છોજી વશ કરનારા.—દિલડું.
પ્રીતમ કેરી પ્રીતની, ગુપ્ત ગોઠડી હાય;
અંતરમાં અધિકી રમી, આજ ઉઘાડી થાય. પ્યારા
ચાર દિવસની ચાંદની, જગત જાદુ સમ દેખ;
કર નેકી જે યારશું, લુંટ લખોની લેખ. પ્યારા.
પવન પૂઠના ઊડજો, ભર દરિયે છે નાવ;
મ્હેર કરો ઝટ થાય જે, પિયુદર્શનનો લ્હાવ. પ્યારા.
ગઈ રાત્રિ બુલબૂલડે, ગાયું ઘણેરૂં ગાન;
ફુલ મદિરા ગુલતાનમાં, કહે ઉઠો મસ્તાન. પ્યારા.
રે ઉદાર પ્રેમી થજો, આયુષ વર્ષ હજાર;
કો દિન ગરિબ ફકીર પર, કર કંઈ કૃપા લગાર. પ્યારા.
સમજ રહી એ શબ્દમાં, ઇહિ પર સુખ જો ચ્હાય;
કારએ મિત્રશું મિત્રતા, અરિશું નમ્રતા થાય. પ્યારા.
કીર્તિ કેરી શેરીમાં, થયો મને અટકાવ;
યદપિ રુચે નહિ તૂજને, છોડ નસિબના દાવ. પ્યારા.
મદ્યપાન જમશીદનું, મુકુર સિકંદર જાણ,
જેમાં દારા મુલકની, પૂરી પડે પિછાણ. પ્યારા.
મકર ગર્વ ક્રોધી પિયુ, ગાળિ નાખશે કાય;
જેને કર પથ્થર કઠિણ, નરમ મીણ થઈ જાય. પ્યારા.
કદી હમારી ગોઠડી, હરિફ ગવૈયો ગાય;
મોટા વૃદ્ધ પવિત્ર તે, બહુ ઉન્મત્ત થઈ જાય. પ્યારા.
કડુ મદિરા બહુ પુનિત જન, ગણે દુઃખની માંય;
પણ અમને મુગ્ધા તણા, અધર સુધા સમ થાય. પ્યારા.
દુઃખના દિન તો ગાળિએ, આનંદ ઉભરા માંય;
એ કિમિયાથી ગરિબ તે, કારૂન સમ થઈ જાય. પ્યારા.

મેં પહેર્યું પોતે નહીં, મદિરરંગી વસ્ત્ર;
ક્ષમા કરો તેથી મને, પુનિત સુગુરૂ સમસ્ત. ‌ પ્યારા.

—૧૯—

# પ્રાસ્તાવિક સંગ્રહ

ગયો કો દેશમાં પ્યારો જગત અંધારૂ મૂકીને ?
ભલે બારે ઉગે ભાનુ મને મ્હારે ઉદાસી રહી !

* * *

કોઈ કહો નહીં કાંઈ મદીરા મસ્ત મ્હારાને;
નજર બદ ના કદિ લાગો વિરહના પ્રાણપ્યારાને.

* * *

રહે રે દીપની શિખા હવે જો નિશા રહી થોડી છે;
મગજે મદિરા મસ્તની હવે જો નિશા રહી થોડી છે.

* * *

અરે દીલ થઈ રહે તૈયાર સજન ભર પ્યાર આવે છે;
સુગંધી હાર ગજરાની ભભકતી મ્હેંક આવે છે;
સુરાહી એક કર બીજે પિયાલો પૂર મદીરાથી;
બગલમાં પ્રેમની પોથી કંઈ નુખરાં બતાવે છે !

* * *

ઉઠ ઉઠ મનડારે ધર કાંઈ ધીરજ ખાસી;
મળશે અધર રસ થા તો પિયુનો ઉપાસી.

* * *

અલક બંધ ખોલતાં ભલા મીઆજી યાર;
હજાર લાખ માશુકનાં ખુટે ખુત ના બઝાર.

* * *

કોઈ પ્રીતમને પ્રણામ જઈ લળી લળી કહો;
મુજ ખબર જ ખરેખરી વળી વળી કહો.

* * *

સખી કોણ એહવી તાહરી હઠીલી તુને કરી;
બદમાસને કરૂં સખ્ત સજા જો મળે ફરી.

* * *

અલી એ ખૂની ! જઈ તાહરી ફરિયાદ કયાં કરીએ;
કઈ કોર્ટ કે અદાલતે પુકાર જઈ કરીએ ?

બાલ.

—૨૦—

## બેદાદની દાદ

કહો કયાં જઈ કરવી અરે ફરિયાદ દિલ દર્દની;
ખોળી વળ્યો સહુ ખલ્ક પણ અદાલત ન દીઠી ઇન્સાફની.
નહીં રાહ કે ફિરિયાદ કોઈ સુણવા અહીં કાજી મળે,
પ્રસર્યું બધે અંધેર જહીં શયતાનના પાળા ફરે.
દુનિયા બધી દોરંગી તે ઇન્સાફ શું આપે અરે,
દંડે દુઃખીને ઉલટી બદગોઈ વણ સમજે કરે.
નહિ રાહ કે ફિરિયાદ તો બેદાદને રડવું કશું !
જોનાર કે લ્હોનાર ના જ્યાં આંસુ ત્યાં રડવું કશું !
જાણે ન જે હેવાન તે દિલદર્દની વાતો કહી,
શાણા થઈ ફરતા ભલે ઇન્સાફની ના રાહ જહીં.
લાગ્યું જહાં દિલ એક શું સો સો બતાવે દુનિયા,
રડિયે રહી જો એકને, કહાડે હસી ડહાપણ ભર્યાં.
ચાહે જિગર એકાન્તમાં જઈ બેસવા આરામમાં,
ગરદન થકી પકડી લગાડે સ્વાર્થના સહુ કામમાં.
ઘડી કાવ્યના આનંદમાં સૂર કહાડતો વાજુ લઈ,
તોડે પડી વચમાં સ્હડેલો તાર ત્યાં આવી અડી.
લ્હેજત બિગાડે ખ્વાબની ભૂંસી છબી રૂડી પડી,
ગુમ થાય પ્યારાં પૂતળાં પળભર અરે નજરે ચઢી.
બેઠો જાઇ બેહેસ્તમાં શાન્તિ જહાં વર્ષી રહી,
ત્યાંથી ઉઠાડી ઘાલતા દિનરાતની ઘાણી મહીં.

જાવું ગણાવી કેટલી દિલદર્દની ઘાણી અરે,
ગુજરે સિતમ બહુ રાંક પર પણ દાદ ક્યાં તેની મળે.
મારી હવે કરવી અપીલ માલેકની દરબારમાં,
વાગે અદલ ઇન્સાફનો જ્યાં ઘંટ હરગીઝ દાદમાં.

બાલ.

—૨૧—

## નિરાશા

કશો આધાર ના ભાળું—મળે ના ઠામ મન વાળું;
થઈ ભૂમિ ખમી કાઢું, થઈ વારિ દ્રવી પાડું,
કે અગ્નિ ખાખ ઉરાડું, હવે શો માર્ગ સંભાળું !
કે વાયુ રૂપ સહુ વ્યાપી, મઝું નભ નામને કાપી,
મળે શું એ ગલી છાની—ખુલે જ્યાં દીલનું તાળું !
દીઠું મેં જ્યારથી બીજું, તરત મન ત્યારથી ભીંજ્યું,
હૃદયમાં, લોહીમાં દીઠું, બળ્યું તે ના રહ્યું બાળ્યું
મળ્યો એ મંત્ર શો લીધો, ન એકે અર્થ જ્યાં સીધો,
અરે ! પ્યાલો કહીં પીધો, રગોમાં વિષ શું વ્યાપ્યું !
હિમે ઊગતાં ન કાં બાળ્યું, ન માયાએ ચરી ખાધું !
ચર્યું, બાળ્યું તથા વાધ્યું, ન તારે હાથ રોપાયું !
બન્યો છું મસ્ત કે ઘેલો, ગણે ડાહ્યાં મને ઘેલો,
હશે વિષ કે અમૃત રેલો, ન એકે પાસ અજવાળું !

* * *

ન જેને ઠામ છે ઠરવા, ઉની ઝાળોથી ઉગરવા;
ભીની મીઠી હુંફે ઠરવા, કહી મારું છે આ મારું !
ખરે એ મોત—નહિ 'મારું', મુવું તે શું ગયું વારૂં ?
મુકી દેવું 'મારું' 'મારું',—અરે ! તે તેજ મરવાનું.
જીવે જ્ઞાની—બધું 'મારું', જીવે યોગી તજી 'મારું';
મુવો જેણે ભજ્યું 'મારું', મુવો દ્વેષા શોધે 'મારું'.

મળ્યા વણુ કોણુ શું મૂકે, શું નાગો ન્હાય શું સૂકે;
ન દીઠું તે જરૂર ચૂકે—અરે ! 'મારું' ન મેં ભાળ્યું.
મરે મારે ચઢ આડું, પડે ખાડે ઊંધું ગાડું;
ન જેને ગાંઠ છે ભાડું, કહે તે જીવ શીદ બાળું !
કદી હસતો કદી રોતો, કદી ગાતો કદી વાતો,
કદી જ્ઞાની કદી માતો, ન ગોરૂં વા નહિ કાળું.
ન તે કોને નડે પંડે, ન કોના જીવ લે ફંદે;
ન વિશ્વાસે હણે ધંધે, અનામી નામ છે વ્હાલું.
નથી કીર્તિ નથી ભીતિ, નથી નીતિ નથી રીતિ;
ફુલે દુનિયા ભલે જીતી, નથી દુનિયા શું સંભાળું.

* * *

અમે એકાંત આનંદી, ભલે દુનિયા રહી લવતી,
અમે નિર્ભ્રાન્ત સ્વચ્છંદી—ન કોનું કાંઇ છે લીધું.
તમારી ને અમારી છે, જુદી વૃત્તિ જુદી વાણી,
તમે રાગી, અમે ત્યાગી, વિરાગી રાગી હું જાણું.
ન મારે ચિત્ત અંધારૂં, લવું જેથી હું જે ધારૂં,
ન સારૂં કે ન નઠારૂં—ન જાણે કો ભર્યું ઠાલું.
ચીરાયું સર્વ પાસેથી, ન બાકી માર બાધેથી,
વહ્યું તો યે નથી ખાલી, હજુ છે તાંતણે બાંધ્યું.
દબાવી હાથથી એને, મળે છે તેથી એ તમને,
ન તોયે કયાં તમે કયાંને—પડી એને તમારી શું?
તુટયો એ તાંતણો ચાલ્યું, મુવું કે જીવતું મ્હાલ્યું,
પછી એ પે'લું ને છેલું, બધે બેઠું રમે છાનું.
ભલે જા દીલ જ્યાં ફાવે, દુઃખી ના થા જુઠે દાવે,
બકે છો જેમ જે ફાવે, ખરૂં તુજને મળ્યું વ્હાલું.
સુરાગી વા વિરાગી વા, જહાંગીરી ફકીરી વા,
મણિ એને છે એ શીવા, કયહાં માયા કયહાં ગાવું !

મણિલાલ.

-૨૨-

# નિરાશા એ જ છે આશા

અહા ! હું એકલો દુનિયા-બિયાબાંમાં સુનો ભટકું,
રઝળતો ઈશ્કને રસ્તે અહીં તહીં આંધળો અટકું.

બતાવી રાહ આ જેણે ગયાં તે શું દગો દેઈ !
રિબાવી, રોવરાવી, ને શું રમશો ખાકથી મારી !

સ્મૃતિ આવી તમારી ત્યાં ન અશ્રુધાર રે' ઝાલી,
હૃદય રમતું ઉછાળા લે-જુવાની શું ફરી આવી !

સુણાવું લો કવિતા આ જિહું રસ નેત્રથી ઝરતો,
હૃદય હૃદયે મિલાવો તો જીવું ઉઠું પડ્યો મરતો.

અરે ! તે બાલપણના ક્યાં ગયા સાથી બધા સાચા !
ગઈ ક્યાં પ્રાણપ્યારી તે !-રહી મુજ ભાગ આ વાચા !

સુણાવું તે ય ક્યાં બેશી ! નથી કો ઠામ રોવાનું,
ભર્યું છે બેકદર દુનીયા વિષે જ્યાં ત્યાં વગોવાનું.

ભણાવી દો મને આજે, તમારી તે રીતિ જૂની,
ન જેથી દાગ દિલ લાગે ન લાગે ઝિંદગી સૂની !

બતાવો શી રીતે હસવું, હૃદય ખાલી છતે રડવું;
વચનમાં પ્રેમ બતલાવી ઈશારે પ્રેમિ દિલ હણવું !

અરે ઉસ્તાદ ! ક્યાં પાયો ? મને આ ઈશ્કનો પ્યાલો-
કર્યો સંસાર ભર સુનો, વફાઈ ક્યાં મળે ?-ચાલો !

ઉથાપ્યાં ધર્મશાસ્ત્રોને-ગણાયો જ્ઞાની પંડિતમાં,
ઠરી દૃષ્ટિ ન કો ઠામે, પ્રીતિ રીતિ અખંડિતમાં !

હશે ક્યાં સત્ય દેખાડો, હશે શું સત્ય સમજાવો;
રડી રે'વું, કદી ગાવું, મને તો એટલો લ્હાવો.

બધી દુનિયા જુવે જેથી ગયાં મુજ નેત્ર તે ફૂટી,
બધી દુનિયાનું અજવાળું મને અંધારી તે ઊઠી !

અહીં તહીં આ ભટકવામાં નથી શાન્તિ તણી આશા,
સિતમગર લે ધરી ગરદનઃ—નિરાશા એજ છે આશા.

મણિલાલ.



—૨૩—

## કીસ્મત

કહીં તું જાય છે દોરી દગાબાજી કરી, કીસ્મત !
ભરોસે તેં લઈ શાને ? આ હર્રાજી કરી, કીસ્મત !
થવા નિજરૂપ દુનિયામાં ઉતરવાનું ઠર્યું, કીસ્મત !
કરી તુજરૂપ રંજાડી લપેટી ઘા કરે, કીસ્મત !
ચલાવી પુષ્પમાલા પર નીચે સર્પો ભર્યા, કીસ્મત !
સનમ્ દીદારમાં નાખી પલક જુદાઈની, કીસ્મત
લગાડી કાર્ય–કારણુની બરાબર સાંકળો, કીસ્મત !
ભરાવ્યા ત્યાં શી રીતે તેં ઉલટના આંકડા, કીસ્મત !
પિછાની બે અને બેને કહીને ચાર, હે કીસ્મત !
લખાવ્યા હાથથી શાને ? તેં બેને એક આ, કીસ્મત !
ગણી મારૂં વળી મારૂં ભર્યુ દિલ પ્રેમથી, કીસ્મત !
તથાપિ ત્યાં ભર્યું શાને ? શી રીતે ? ઝેર તેં, કીસ્મત !
ધરી આશા તણો પાયો ચણાવી તે ઉપર, કીસ્મત !
કહીં ? ક્યારે ? લીધો તાણી એ પાયો તેં, અરે કીસ્મત !
મૂકાવીને મીઠે ખોળે ભરોસે શીશ, હે કીસ્મત !
કપાવી શી રીતે ગર્દન વહે ના ખૂન પણ, કીસ્મત !
ઉઠાવી 'અસ્તિ'થી દિલને લગાડયું 'નાસ્તિ'માં, કીસ્મત !
દરદ દિલ રોવું ત્યાં એ તેં વગોવાવું ભર્યું, કીસ્મત !
વહે આંખો ગળી ધારે–ધુવે દિલદાગને, કીસ્મત !
જુદાઈની મીઠાઈમાં ભરી ખારાઈ ક્યાં, કીસ્મત
મુડાવી કે રંગાવીને કરાવ્યો ત્યાગ તેં, કીસ્મત !
તથાપિ ત્યાં બઝાડી શી ! ઉપાધિ એવડી, કીસ્મત !

મુખે અદ્વૈત ઉચ્ચારી લહી મનથી પૂરૂં, કીસ્મત!
કવિતા આ બકાવાનું કર્યું શે દ્વૈત તેં, કીસ્મત!
કહીં કહીં આ દગાબાજી કરે હા ના તું શું, કીસ્મત!
મને માલીકના કાને પડે ભણકાર ત્યાં, કીસ્મત!
રમાડયો આ દગાબાજી વિષે બહુ છું ખુશી, કીસ્મત!
મળ્યો માલીક વેચાયોઃ—કરી લે ચાહે તે કીસ્મત!

માણેકલાલ.

—૨૪—

## કષાયોર્મિ

ખતમ્ અય્ દર્દદિલ! થૈ જા, ન તારૂં કોઈ છે અહીંયાં;
ખરો દિલબર નથી હિકમત્ કરે તું રોઈ રે' અહીંયાં.
મિઝાજે ઇશ્કના રસ્તા બડા બારીક છે અહીંયાં,
કદરદાની ચઢી તે પર કદાપિ જોઈ છે અહીંયાં!
ગુઝર કર યાર કિસ્મતપર, ન તારો કાર છે અહીંયાં,
જિગર ચાહે જુદાઈમાં, સુખે તું ધોઈ લે અહીંયાં.
મળે કોઈ અગર તોયે, પછી દરકાર શી અહીંયાં!
ભુંડી દરકાર દિલથી તેં, બધીએ ખોઈ છે અહીંયાં.
રહેવા દે! સુહાવા દે! ન ખાલી દોડ તું અહીંયાં,
તબીબીની કહીં તારી અનેલી સોઈ છે અહીંયાં!
ન કર ગમ્! યાદ કર હક્કને! હકીકત છે કહીં અહીંયાં!
ગરજ ગઈ કે ગઈ યારી! ઉપર બદગોઈ છે અહીંયાં.
જહીં જહીં તું કરે આશા, ફિકરમંદી ખડી અહીંયાં!
દુખી ગાયબ્ નિરાશામાં, મઝા મીનોઈ લે અહીંયાં!

મણિલાલ.

—૨૫—

# સિદ્ધાન્તોર્મિ

આ જામયૂ ઈશ્કમાં ખુબી ભરી કહીં કહીં !
ઝીંદગી ખુદાઈ તર ભરી કહીં કહીં !
પોથાં ઉથામી વેદ ને ઇંજિલ, કુરાનનાં,
ખુદાઈ ઈશ્કના વિના ઠરી કહીં કહીં !
બઇશ્ક ઝીંદગી કહીં !—પરમાણુ, નાડીમાં ?
જડમાં એ ઈશ્કની હવા પસરી કહીં કહીં !
નિઘાયૂસનમ નુરયૂ ખુદા કે દમયૂ આદમ,
આશક રે' મયયૂ ઈશ્કમાં ઠરી કહીં કહીં !
કાન્તિ, ભવ્યતા, ને સુખ, ઉર્મિ, ભાવના,
માનો એ જામયૂ ઈશ્કની લહરી કહીં કહીં !
કાપો, તપાસો;—તાવી, ને ઓગાળી, તોળી, ખૂબ,
મુરૂદાં ઉઠે, ન ઈશ્ક પરહરી કહીં કહીં !
ઉઠે મસીહ્, રામ, કૃષ્ણ, બુદ્ધ, ને મીરાં,
મસીહ્ સનમ્ વાય વાંસરી કહીં કહીં !
આવો ગુમાની વેદિયા કુરાની પાદરી,
લો જામ સનમને અધર ભરી કહીં કહીં !
દિવાની આ ખુમારી ઈશ્કની ચઢી દિલે,
નાત જાતને કરી પરી કહીં કહીં !—
કવિ કલ્પના, મસ્તાની ફિલ્સુફી અલેહની,
તે સાકી ! તારા જામથી ઝરી કહીં કહીં !
એ જામ તું પૂરેપૂરો સદાએ પામને,
સાગર ન દૂર લબૂથકી કરી કહીં કહીં !
કદમબોશીમાં ચહ્ સનમ્ ! જાય જાન આ,
આશકને દિલ ઉમ્મેદ એ ખરી કહીં કહીં !
જાણે ન જામયૂ ઈશ્કની મઝા મીનોઈને,
નિંદો 'તે ઈશ્કબાજીને ડરી કહીં કહીં !

ડુબ્યો આ જામયૂ ઈશ્કમાં મણિ ખોઈ ભાનને,
લે તું સનમ્!! કર એક દિલબરી અહીં તહીં!

મણિલાલ.

—૨૬—

# અનુભવોર્મિ

જપીને પ્રેમ મંત્રોથી, જગાડયું મેં શું આ આજે!
છતાં જૂનું નવું એવું, જગાડયું મેં શું આજે!
રસીલું આ નજર ઉભું, અદાથી નાચતું રંગે;
જહાં દેખું તહાં રાચું, જગાડયું મેં શું આજે!
બકું છું સ્વપ્નમાં કે હું, ભુલ્યો છું ભાન જોયાથી;
સ્મૃતિ છે એજ સુરતની, જગાડયું મેં શું આ આજે!
દીઠું પ્હેલાં સ્મૃતિ તેથી, તથાપિ છે નવું નિત્યે;
છે એનું એ રૂપે જુદું, જગાડયું મેં શું આ આજે!
ન જાગ્રત્ કે સુષુપ્તિ છે, ન તંદ્રા કે નથી સ્વપ્નું;
શકે એ આજ ચેતન છે, જગાડયું મેં શું આ આજે!
નથી ડરતો નથી બ્હીતો, રહ્યો તુજ રંગમાં રાચી;
ભર્યાં અંગો છે આનન્દે, જગાડયું મેં શું આ આજે!
તું પાડે બૂમ તો હું બૂમ, તું આંસુ તો હું આંસુ છું;
રમાડે તું રમત હું છું, જગાડયું મેં શું આ આજે!
તું જા કહેતાં—હું જાઉં છું, તું તું તું તું, હું તે એ તું;
છતાં છે કોણ તું આવું? જગાડયું મેં શું આ આજે!
રહ્યું છાઈ બધે અંગે, સદા રસપૂર્ણ રઢિયાળું;
સદા સુખસાર ભર પ્યારૂં, જગાડયું મેં શું આ આજે!
જુદા થાતાં હૃદય લાગ્યું, નિશા તિર્છી રસીલીથી;
અનામી નામ હર તારૂં, જગાડયું મેં શું આ આજે!

મણિલાલ.

—૨૭—

## સ્વરૂપોર્મિ

કેએ કહ્યાં તે માહયૂનૂર, ઈશ્કમાં જાન દે ન દે!
મ્હારી ફકીરી કાપી ને સરથી પયૂમાન દે ન દે!
મંદિર, કાબા, ક્રૂસ, આગ, તસ્બી, ભભૂત, છાપ તે,
દિલથી ચકીં દારયૂ સનમનું એ નિશાન દે ન દે!
વેદ કુરાન કે પુરાણુ યોગ સમાધિ વ્યાધિમાં,
ઈશ્કમાં જાન છે ફના તે આશક ધ્યાન દે ન દે!
ઈશ્ક ન એ ભમે ભુલાં;—ચીરી તપાસો છાતીને,
નાડીએ નાડી, ખૂન્ એ ખૂન્, ઈશ્કની સાન દે ન દે!
માલને જાનથી ધોઈ હાથ દીદયૂસનમમાં મસ્ત જે;
તેને ન ગમ્, તું યા નસીબ! વસ્લયહૂસાન દે ન દે!
રાજી સનમ્ હું જ્યાં ઠરી તારી નિગાહ્ અભેદ—ચૂર,
રકીબથી રમી, રફીકને ઝબાન્ દે ન દે!
આહ જુદાઈની સનમ્! કે’વી તું સંગદિલથી શું!
શું તંગ,—દુશ્મની બધે,—દિલ બેઈમાન દે ન દે!
જુદાઈ કોઈ કાલની બતાવે ખ્વાબ ખૂબ—ખૂબ,
આવી સનમ્! જગાડી તું, ઈશ્ક પયૂમાન દે ન દે!
થાકૂયો ફરી ફરી બધે તમારી હું તલાશમાં,
ચાક દિલ કર્યું તો સનમ્ ભેટ—ભાન દે ન દે!
ચાક દિલ બેહાલ આ મણિ તું આયના વિષે,
અહા! સનમ્! હવે ભલા દિલમાં મકાન દે ન દે!

મણિલાલ.

—૨૮—

## આનંદોર્મિ

યારી મક્તોની ખુવારીની તૈયારી છે;
દિલદારી વફાદારીથી, મસ્તોથી જહાં હારી છે.

દુનિયા કહે દિલદારી તે, જુઠી બંધી જુગારી છે;
થૈ મસ્ત જામયૂ ઇશ્કથી, મસ્તો એ અકલ મારી છે.
રાખો સમાલી આપના, દિમાકો ડાળને;
અમે તો બદન ચીરીને, શરીરે ખાક સારી છે.
પરવા અમે કરતા નથી, કરશો અમારી કોઈ ના;
એ બેરહમ્ દિલદારને પરવા સદા અમારી છે.
ઝાંખી જો સનમૂની યહૂ દમ લાગી તો અમે આંખ મુદ;
અંતર્ લગાવી ધૂનમાં, પૂરી કરી મઝેદારી છે.
હરગિઝ રહે જો દમમાં દમ્, તો દમ્ બદમ્ દેખું સનમ્;
દુનિયાની ના પરવા, હમે કિસ્મતથી કરી યારી છે.
આ હાલ મસ્તીમાં નથી કોઈ અમારો આશના;
મરહમૂની ના પરવા, ભલે સીનામાં ઝખમ કારી છે.
દીઠી મઝા જે મેં સદા, બેદર્દ તે શું જાણે ગમ;
ગમખ્વારને ગમથી જુઓ, લાગી ખરી દિલદારી છે.
રોતાં જહાં હસતાં તમે, હસતા અમે જ્યાં સૌ રૂએ;
રાજા તમે ગુલામ અમે, ઉલ્ટિ એ અમલ્દારી છે,
આવો આ ઇશ્કબાજીમાં, જો હોય અકલ ખોઈ પૂર;
પી લો સનમ્ મણિ નૂરથી, સારી જહાં ઉજારી છે.

મણિલાલ.



—૨૯—

# માયાનો પ્રેમરૂપે બ્રહ્મભાવ

દિલશું દિલ લાગ્યા પછી ખેંચે શું તું ખીજાઈને!
નયન ખેંચે કયાં હવે, મીઠી ખુમારી પાઈને?
તારો દિવાનો તેં જ પાયો મુજને ઇશ્કેશરાબ,
માર કે જીવાડ ચાલે શું હવે લપટાઈને!
ધિક્ક! એ પ્રીતિ ન બોલે શું વિચારે ખ્વાબ તું!
આંગળી હોઠે દઈ ઉભી રહી ગુંચાઈને!

લટ અલક છટકી ગઇ ક્યાં વીજળી ઝંખાઈને !
ક્યાં ગઈ ! હા ! ક્યાં ગઈ ! બ્રહ્માંડ બેઠી છાઈને !
તું જ બ્રહ્મા, તું જ વિષ્ણુ, દેવ તું, દાતાર તું,
હું તું ને શ્રીબ્રહ્મ તું રહી પ્રેમલીલા છાઈ એ !
નાસ્તિકોમાં મુખ્ય કે આસ્તિક કે ગાંડો કહો,
હું તું સર્વે એક કોઈ મર્મ એવો સાહી લે !

મણિલાલ.

—૩૦—

## પ્રેમસ્થાન ક્યાં?

દિલતખ્તે જગો તારી કોઈએ પૂરી નહિ,
હરદમ તથા પથારી દીલમાં સૂની નહિ.
દુનિયા પ્રીતિ ભરી ભલે, ઝીલે સુભાગી જન,
હો ભલે એ સો ગણી: આ દીલને પૂરી નહિ.
ભાવે રમાડું તુજને, બેસાડું સાને પાસ,
ભેટવા હું જાઉં ત્યાં, મુરતિ દીઠી નહિ.
મુરતિને હું ન માનું, કામ શું તે સાથ ?
એજ નયનોની મઝા, મુજને અધુરી નહિ.
તું મળી હતી મુજને, રહી એક બે પળવાર,
ઘા કરી દિલ કારી ગઈ રંગમાં પૂરી નહિ.
એ ખૂનને ટીપે ટીપે ગાઉં હું તારું નામ !
તું વિના કર્તારની ખુબી મને પૂરી નહિ.
આવ કે ના આવ તું, તું તું જ આઠે જામ,
હું તું એ ખુવારીમાં, મને સબુરી નહિ.

મણિલાલ.

—૩૧—

## એ કોણ છે !

આંસુડાં મારાં લુવે એ મૂરતિ કો' કોણ છે !
ચાલે જીગર પાણી થઈ, રોકનારૂં કોણ છે !
જામો નિરંજન નામનો, હું પ્રેમનો ઘેલો ફકીર,
એ જ જામો એ ફકીરી, ટાળનારૂં કોણ છે !
છે દુનિયા ? તો નિત્ય હો; ના છે નહિ; તો શું જુઓ !
છે ! ખરી ને છે નહિ:—એનો દિવાનો કોણ છે !
સાચો સદા છે પ્રેમ, જેશું દુનીયા આખી હરામ,
દુનીયા પ્રેમે નથી, તો નીતિ રીતિ કોણ છે !
દુનીયા પ્રેમે નથી, પણ પ્રેમની દુનીયા હજાર,
એ વિરિંચિ, એજ વિષ્ણુ: એ વિનાનું કોણ છે !
એજ મારૂં નામ, એની શોધમાં ગુલતાન તાન,
દુનિયા માનું ફેના; એના વિના એ કોણ છે !
એની મઝા અંતર્ મને, કે જાણે કોઈ પ્રેમી જન,
પામ્યો હું કે પામ્યો નહિ, એ પૂછનારૂં કોણ છે !
એ જ આંસુમાં મણિ ! ભીની મીચી રો' આંખડી,
ખોલનારાં દૂર રો', એ ઝાળ ઝીલે કોણ છે !

મણિલાલ.

—૩૨—

## સાત્વિક ત્યાગ

ઉડી જા તું ગાફેલ ગાભરા !
તારે અંતરે શી આંટી રહી !
તારી પાંખ પ્રૌઢ થઈ હવે,
યશ વાણીનો કવિયો કવે,

રહી રિદ્ધિ કર જોડી નવે,
તોએ આ શી આસક્તિ રહી !
આ તો જાળ સ્વાર્થની છે રચી,
કામ ક્રોધ કોટ રહ્યો મચી,
ખોઈ શુદ્ધિ લાખ ગયા પચી,
પણ ખોઈ તે ફરી ના જડી.
નશો પ્રેમનો જે ઘુંટી પીએ,
તેને રંગ નિત્ય નવા જડે,
તે બ્રહ્માંડમાં નિજાનંદ લે;
એ ખુમારી તુજ નયને ચઢી.
છે તું અન્ય કોઈની શોધમાં ?
તો તો ધૂળ પડી તુજ બોધમાં;
નિજ રૂપથી બીજું શોધ મા,
સર્વ એજ છે વિસર્યા અહીં;
દેખે નારીમય કે સોને ઘડ્યું,
કોઇ જીભ, લટ, નયને અડ્યું,
કોઈ ક્યાં અને કોઇ ક્યાં પડ્યું,
પણ વાત તો કહીંની કહીં !
હતો બાલ તો સુધું ભાસતું,
વધ્યાં વર્ષ જ્ઞાન મળ્યું ઉંધું,
પર ભાવ—મન—બનીયું કુડું;
મળે બાલપણુ પાછું ક્યાં જઈ !
પોથી વિશ્વની ભણી ભુલ તું,
પળીયાં છતાં બન બાલ તું,
ખરી મસ્તી એ ખરૂં સુખડું,
પછી પાપ પુણ્ય અડે નહિ.

મણિલાલ.

—૩૩—

# અંમર આશા

( પ્રૉ. મણિલાલનું છેલ્લૂં કાવ્ય. )

કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે !
ખફા ખંજર સનમનામાં રહમ ઊંડી લપાઈ છે !
જુદાઇ ઝિન્દગી ભરની કરી રો રો બધી ફૂહાડી,
રહી ગઈ વસ્લની આશા, અગર ગરદન કપાઇ છે–
ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમાં ગમાવી એ કમાઈ છે !
ઝખમ દુનિયા ઝબાનોનાં, મુસીબત ખ્વૉફનાં ખંજર,
કતલૂમાં એ કદમબોશી ઉપર કયામત ખુદાઈ છે !
શમા પર જાય પરવાના મરે શીરીં ઉપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમાં મઝેદારી લૂટાઈ છે !
ફના કરવું–ફના થાવું, ફનામાં શાહ સમાઈ છે,
મરીને જીવવાનો મન્ત્ર, દિલબરની દુહાઈ છે !
ઝહરનું નામ લે શોધી, તુરત પી લે ખુશીથી તું !
સનમના હાથની છેલ્લી હકીકતની રફાઈ છે !
સદા દિલના તડપવામાં સનમની રાહ રોશન છે,
તડપ તે તૂટતાં અન્દર ખડી માશૂક સાંઈ છે !
ચમનમાં આવીને ઉભો, ગુલો પર આફરીં થઈ તું,
ગુલોના ખારથી બચતાં બદનગુલને નવાઈ છે !
હજારો ઑલિયા મુરશિદ ગયા માશૂકમાં ડૂલી,
ન ડૂલ્યા તે મૂવા, એવી કલામો સખ્ત ગાઈ છે !

મણિલાલ.



—૩૪—

# સરસ્વતીચન્દ્રનો ત્યાગ

દીધાં છોડી પિતામાતા, તજી વ્હાલી ગુણીદારા,
ગણ્યા ના મર્મ ભેદાતાઃ લીધો સંન્યાસ એ, ભ્રાતા !
પિતા કાજે તજી વ્હાલી, ન માની વાત મ્હેં ત્હારી,
ગણ્યા ના ગાઢ નિઃશ્વાસ; લીધો સંન્યાસ એ, ભ્રાત !
થયો દારૂણ મન માન્યો, વિફળ થઈ સ્નેહની સાનો,
હવે સુકુમાર ઉર ફાટી જતું જોવું રહ્યું બાકી.
રુવે તે દેવી રોવા રે ! અધિકારી ન લ્હોવાને–
પ્રિયાનાં આંસુ–હું ભાઈ; ન એ રૂહેવાય જોવાઈ.
અહો ઉદાર વ્હાલીરે ! ટકાવી દેહ રાખીરે !
ન ભુલાતું તું ભુલી દે ! વિધિનું ધાર્યું વેઠી લે !
અહા ઉદાર વ્હાલી રે ! સતી તું શુદ્ધ શાણી રે !
ન જોડાતું તું જોડી દે ! છુટેલાને તું છોડી દે !
અહો ઉદાર વ્હાલી રે ! સતી તું શુદ્ધ શાણી રે !
છુટે ના તે નિભાવી લે ! પડયું પાનું સુધારી લે !
અહા ઉદાર વ્હાલી રે ! દીઠું તે સ્વપ્ન માની રે !
ન ભુલાતું તું ભુલી દે ! દીસે તેને નિભાવી લે !
અહો ઉદાર વ્હાલી રે ! ન નિવારાયું ભાવિ રે !
ન ભુલાતું તું ભુલી જા ! વિધિનું પાયું તે પી જા !
અયિ ઉદાર ઓ વ્હાલી ! સખા ! વ્હાલા ખરા ભાઈ !
અમીની આંખ મીચોને ! જનારાને જવા દોને !
ગણી સબંધને ત્રુટયો ! ગણી સબંધને જુઠો !
કૃતઘ્નીને વિસારોને ! જનારાને જવા દોને !
હતી લક્ષ્મી ! હતા તાત ! હતી વ્હાલી હતો ભ્રાત !
નહીં ! ત્યારે–નહીં કાંઈ ! ન લેવું સાથ કંઈ સાહી.
અહો ! તું ભાઈ વ્હાલા રે ! ભુલી સંસ્કાર મ્હારા રે !
બીચારો દેશ આ આર્ય ! કરે તે કાજ કંઈ કાર્ય !

અહો તું ભાઈ—ભાઈ રે તું—રૂપી છેં કમાઈ રે !
બીચારા દેશને, તેને ગુમાવે શોધી શે મુને ?
મુકી દે શોધવો મુને ! મુકી દે શોચવો મુને !
પ્રિયાની આ દશા દેખું !—નથી સંસારમાં રૂહેવું.

હવે પાછો નહીં આવું ! મુકયું પાછું નહીં ચ્હાઉં !
રહ્યું તે યે તજી દેવું—શું છે સંસારમાં લેવું ?

અહો તું જીવ મ્હારા રે ! દીધો શો દંશ દારાને ?
ગણી ના પ્રાણપ્યારી ત્હેં ! ઠગી ત્હેં મુગ્ધ વ્હાલીને !

અહો તું જીવ મ્હારા રે ! દીધો શો દંશ દારાને ?
થશે શું પ્રાણપ્યારીને ! હણી મુગ્ધા કુમારી ત્હેં.

હવે, ઓ ક્રૂર ઉર ફાટ ! અહો રાત્રિ વહો ધાર !
અભાગી નેત્ર મ્હારાની ! ઘટે નિરાંત તે શાની ?

અહો ઓ જીવ મ્હારા રે ! દઈ આ દંશ દારાને,
ઘટે ના વાસ સંસારે—ઘટે સંન્યાસ તો ત્હારે.

અહો ઓ જીવ મ્હારારે ! દઈ આ દંશ દારાને,
ઘટે ના ભોગ—સંસાર, ઘટે ના શાંત સંન્યાસ.

શરીરે ભસ્મથી છાયો, ઉરે અત્યંત સંતાપ્યો,
ઉંડો જ્વાળામુખી જેવો,—હવે સંન્યાસ આ તેવો !

તજી ત્હેં ત્યાં પડી છુટી સરિતા અબ્ધિમાં સુતી !
ગિરિ ! એ સાંકળી તુંને નહીં તોડી કદી તુટે ?

જડાઈ ભુમિમાં સ્થિર, ઉંચે આકાશ ઉદ્ગ્રીવ-
થઈ ત્હારે રહ્યું જોવું, નદીનું અબ્ધિમાં રોવું.

હવે સ્વચ્છન્દચારી હું ! યદૃચ્છાવેશધારી હું !
પતંગો ઉડતી જેવી—હવે મ્હારી ગતિ તેવી.

ઉડે પક્ષિગણો જેમ, હવે મ્હારે જવું તેમ
સમુદ્રે મોજુ રહે તેવું, હવે મ્હારે ય છે રૂહેવું.

નહીં ઉંચે—નહીં નીચે, મળે આધાર, ઘન હીંચે.
નિરાધાર—નિરાકારઃ—હવે મ્હારી ય એ ચાલ.

સ્ફુરે પોતે, ન દેખાય, કુમુદની ગન્ધ ગ્રહી વાય,
અરણ્યે એકલો વાયુ ! જીવન એ ભાવિ છે મ્હારૂં.
જહાંગીરી–ફકીરી–એ ! લલાટે છે લખાવી મ્હેં
પ્રજા એ હું–નૃપાલ એ હું ! ઉરે ઓ એકલી, તું–તું !

ગોવર્ધનરામ.



—૩૫—

# સરસ્વતીચન્દ્રનો સ્નેહ

દીધાં છોડી પિતા માતા, ત્યજી વ્હાલી ગુણી દારા !
ગયો, વ્હાલી, ગયો આવ્યો ! હૃદયનો ભેદ ના ભાગ્યો.
ન જોવાયું, ન બોલાયું, હૃદય આ ના ઉઘાડાયું !
પીધું ત્હેં, પાયું મ્હેં, વિષ ! હવે કુટું વૃથા શિર.
અહો ઉદાર ઓ વ્હાલી ! અહો ! સુકુમારી ! ઉર ફાટી–
ગયું ત્હારૂં રહ્યું મ્હારૂં, બની દારુણ ગોઝારૂં !
શરીર ત્હારૂં, હૃદય મ્હારૂં, કર્યું આ મ્હેં જ ગોઝારૂં !
મળી ત્યારે મળી આમ ! કર્યો ત્હેં ભસ્મવત્ કામ.
અહો ઉદાર ! ઓ વ્હાલી ! સતી તું શુદ્ધ ! ઓ શાણી !
હૃદય જ્યાં જોડયું ત્યાં જોડયું ! શરીર જ્યાં હોમ્યું ત્યાં
અહો ! રસધર્મ વરનારી ! અતિથિ–પતિ– યજ્ઞ યજનારી
ન ભુલાતું તું ના ભુલી ! વિવાહની વઞ્ચના ડુલી !
હવે આ ભેખ મ્હેં ધાર્યો, નવો રસધર્મ છે જાયો;
જુઠા જગધર્મ દર્ઉ તોડી કુમુદને કાજ, કર જોડી !
પ્રમાદી વાયુએ તોડયું કુમુદને સ્થાનથી મોડયું !
અતિથિશું ધર્મના બન્ધ અધર્મીએ કીધા બન્ધ !
અતિથિ જો કરે ત્યાગ, કીયો કોનો જ યજમાન ?
કુમુદિની મૂળથી ત્રુટી ! કૃતક જગ–ધર્મથી છુટી;
હવે ગિરિરાજ પર આવ્યાં, સુધર્મી સાધુને ભાવ્યાં:
પ્રિયા ! ત્યજ સર્વ ભયને તું ! પરાપ્રીતિ–યજ્ઞ રચને તું !

પડયું શબ તુલ્ય ચેતન આ, ત્યજી મૂર્છા સચેત તું થા!
સુધાકર આ સુધા વર્ષે, તને નહી કેમ તે સ્પર્શે ?
સુતી, વ્હાલી, તું મુજ ખોળે, મુખે તું કેમ ના બોલે ?
શિલાને આથી શું સારી, ગણે શય્યા તું, ગુણી નારી ?
ગણે જો એમ તો, વ્હાલી, કહી દે નેત્ર ઉઘાડી;
સુકોમળ ગાત્ર આ ત્હારું, શિલાપર કેમ સુવાડું ?
સર્યું તુજ વસ્ત્ર જાતે આ, ઉડે તુજ કેશ વાયે આ;
સમારું કે સમારું ના ? કહી દે, પ્રાણ ! બેઠી થા.
કપાળે સ્વેદ આ ઝાઝો, પવનથી ના જ લ્હોવાતો;
ક્ષમા કરજે હું લ્હોઉં તે, તું જો જાગી, હું લ્હોઉં તે.
જડે ના જીવ કાયામાં, સરે આશ્વાસ નાસામાં;
રહે ના ધૈર્ય; તે જોઉં; ક્ષમા કરજે, ઉરે રોઉં.
મીંચાયાં નેત્ર, ત્હોયે આ, સરે આંસુ તણી ધારા !
કરી ભીની પાંપણો તેણે, પડે સરી પાસ બે તે તે.
પ્રિયા ! આ આંસુ લ્હોતો હું, વદન શશિબિમ્બ જોતો હું
અધિકૃત, આંસુએ લ્હોવા, હું, ના મુખકાન્તિ તુજ જોવા,
ઉંડી મૂર્છા થકી, ઉડે હૃદય દુઃખે, ઉંડુ બુડે–
પ્રવાતથી પદ્મ ત્યમ, આ ક્યાં દુઃખી મુખ? મુગ્ધ મુખ તે ક્યાં ?
તપ્યાં ઉર શીત કરવાને, વિકારોને શમવવાને,
ઉંડા વ્રણને રુઝવવાને, અમૃતરસરાશિ દ્રવવાને,
અધરપુટ મન્મથે ભરીચું, મૃદુપણું ગાલમાં વસીચુંઃ
પ્રીતિજીવના વિના શબ એ ! અધર્મઋતુ વિશે વિષ એ !
અતિ રમણીય ઓ વેલી ! ઉરે મુજ વાસના રેલી !
ધડકતું ઉર તુજ ભાળું, સમાવા ત્યાં જ લોભાઉં !
નથી અધિકાર જોવા જો, હૃદય ફળમાંજ લોભાવો;
કંઈ કંઈ લોભ સંસ્કાર સુતા જાગો ! હવે જાવ !
અહો લોભાવતી વેલી ! હતી તું મ્હાલવી સ્હેલી,
કલાપી હવે હું ઉડું પાસે ! નમાવું ન બેસીને ડાળે !
પવન ! મર્યાદ ના તોડ ! વીખેર ન વાળી આ સોડ !
ઝીણી મૃદુ ચુંદડી આ તું, ઉશડ ન ! અંગ શરમાતું.

સુ—ગડ ઘટ પાટલી વાળી, નદીમૂળ છાતી જ્યમ ઝાડી :
પવન ! આ અંહીજ રૂહેવા દે ! મદન ! તુજ બાણુ સ્હેવા દે !

લતા કરમાઈ આ શોકે, મધુરતા ન મુકતી ત્હોયે !
કિરણુ શશીનાં પ્રકટ એ કરે ! ન જોવાનું હું જોતો ! અરે !

હું લોભી છું, હું લોભાતો : હું દુઃખી છું, હું દુઃખાતોઃ
હું ઝેરી છું, હું વિષ વાતો, પ્રિયા—ઉરમાં હું વિષ લ્હાતો !

પ્રિયા ! મૂર્છા તું છોડી દે ! શરમની ગાંઠ તોડી દે !
તું કાજે હું કરું શું ? કૂહે ! હૃદય પર શલ્ય શાને વ્હે ?

હવે આવ્યાં નવે દેશે, હવે ફરીએ નવે વેશે;
નથી સંસારની ભીતિ, ત્યજી સંસારની રીતિ.

સગાં સંસારનાં છોડયાં, છુટયાં તેઓથી તરછોડયાં :
વિશુદ્ધ જ સાધુનો પન્થા ! ધરીયે આપણે કન્થા.

ગિરિવર રમ્ય પાવન આ : જગતમાં ના જડે એ સમાઃ
અહીં એકાન્ત ને શાન્ત વસીયે, વ્હાલી, રહી દાન્ત.

પ્રિયા ! મૂર્છાથી છુટી થા ! પ્રિયા ! ખોળેથી બેઠી થા !
સરિતા ! પૂર ભરી આવી, અટકી રહી કેમ આ આધી ?

કહે સત્કાર સાગર આ, ઉછાળે નીર—ઝાલર આ !
હવે વિશ્વંભરે જે રચ્યો, પ્રિયા, સંકેત તે આ મચ્યો !

પ્રિયા ! મૂર્છાથી છુટી થા ! પ્રિયા ખોળેથી બેઠી થા !
ઉઘાડી આંખ જો ને જો ! અલખ—સંકેત શો આ મચ્યો ?

નવે દેશે નવા વેશ ! જગતનું કામ નહીં લેશ !
નવા વિશુદ્ધ ધર લોભ ! મને તે લોભમાં ચોજ.

પ્રિયા ! મૂર્છાથી છુટી થા ! પ્રિયા ! ખોળેથી બેઠી થા!
દિવસ દુઃખના ગયા ન્હાશી ! ભર્યો તુજ કાજ રસરાશી.

પ્રિયા મૂર્છાથી છુટી થા ! પ્રિયા ! ખોળેથી બેઠી થા !
ઉઘાડી આગળા દેને ! મનઃ પૂત ત્હારૂં ગણી, લેને !

ગોવર્ધનરામ.

—૩૬—

## છેલ્લી ચૂમી

ચુમી છેલ્લી, શું ચુમી છેલ્લી,
અધીરી ! આમ લીધેલી ! ?
ન જોયું આજુબાજુ કહિં
મરાશું નિર્ખતું તે રહી ! !
અહા ! હવે, ના હવે મળીશું ?
જુગલ જોડીએ ના જડીશું ?
જેનાં તે જ્યાં ને ત્યાં જળીશું ?
સદા સંતાપથી રડિશું !
અધર અધરે નહિ દબાશે ?
હૃદય હૃદયે ન ચમ્પાશે ?
નયને ના નયન ચૂમશે ?
ન દેહે દે'–લતા ઝૂમશે ?
અરે ! સ્વર ચિંતતા કંપે !
અહા ! કર શું લખે ? કંપે !
હૃદય ના વિચારતાં જંપે !
એને એના એ અજંપે !
કહિં જાવું ? કહિં રહેવું ?
અરેરે ! કોને એ કહેવું ?
નયન કિરણે કિરણુ મળશે ?
હૃદય–જ્યોત્સ્ના ન હરિ મળશે ?

હરિલાલ ધ્રુવ.

—૩૭—

## નાયક યાચના

નયને નયન મેળવ નવ, પ્રિય શું તવ અમોલ;
બુદ્ધિ કહે બોલવું નહિ, મન કહે તું બોલ.

દાબિ ઘણી વાર રાખું, અંતરનો ઉચ્છાદ;
તો યે ઉછાળા મારી પ્રેયસિ પ્રગટ થાય.

દૃઢ અચલ ઠરાવ કરૂં, આપ અંતર સાથ;
પ્રણયરોષથી હું અબોલ, રહું તુંથિ દિનરાત.
પણ જ્યાં ચમકે પૂર્વ દ્વારે, તુજ વદન સુચંદ;
સહજ વળતી રેલ રોકું, ક્યાં હું ચકોર એ ચન્દ.
પાંસળી સઘળી નીકળી, આ હૈડે હાડ જણાય;
પ્રતિદિન તન ક્ષીણ થાય, મન બહુ મુંઝાય.
તો ય કઠણ કાળજું, તુજ વજ્રના સમાન;
પીગળે ન નિરખી રમણ પ્રેમમાં મસ્તાન.
આ નિશ્વાસ નાંખે અધર પ્રજળે ગુલબાસ;
તો તું સંજીવની શુદ્ધ ચુંબન દે ન હાય!
આંસુ રેલે ઝાંખો થયો મુખ છબીનો ભ્હાર;
તુજ કટાક્ષ કિરણે ખિલવ-હરિ-લઇ અંધકાર.

હરિલાલ ધ્રુવ



—૩૮—

# રોહિણી-ચન્દ્ર



વ્હાલા, મુંને પૂછો છો શું રોજ "શું દીઠું તેં મુજમાં"!
કહોને આપ જ પ્રિય પ્રાણ, તમે શું દીઠું છે મુજમાં?
હું તો ઘેરાઇ, બંધાઇ ચોપાસ, નિરાધાર એકલી અહિં!
હું તો વ્હીલાઈ, છેદાઈ, ભેદાઈ, હવે રહ્યું શું મુજમાં!
તજે સ્વજન ખીજે! રીઝે દુર્જન, દુભાતિ દેખી!
સદા ભર્યા આંસુ! આ શું લુખી? રસ દેખો, કો' મુજમાં!
નહિં કંઈ ગુણ, સુવાસ, ન રંગીલી છબીલી હું જરી!
જેથી મોહ થાય, ઉપજે પ્રેમ એવું ભાસે શું મુજમાં?

વ્હાલા, નથી વનસ્પતિ અન્ય, હસતી તમને જોઈ–
કહિ કહિ કુમુદા, ચંદ્ર ! ચહો શું, લોભાઈ મુજમાં ?

હરિલાલ ધ્રુવ.

—૩૯—

# પ્રિયતમનું વિરહાક્રાન્ત પ્રેયસીને આશ્વાસન

દિલભરે ચુમી લિધી કે કદિ ના લિધી તો શું ?
રૂદે સાથ ભિડી બાથ કે કદિ ના ભિડી તો શું ?
પ્રિયતમે પ્રિયાને થતા જન શત્રુથી પ્રતિબંધ,—
સુખકારિ ભેટ લીધિ દિધી, ના દિધી તો શું ?
ગર તરસતાં દિન રાત પ્રિયા ! દરસનને માટ,
મુખ છબી કેરી ઝાંખિ કિધી, ના કિધી તો શું ?
અહહ ! વેણુ મોહિની માધુરી કરતી સદા મસ્તાન !
શ્રવણેથિ સુધા પીધિ પિધી, ના પિધી તો શું ?
દુનિયા એ સિતમગાર કરો ચાહે ત્રાહિકાર !
નાજૂક માશુક બીધિ બિધી ! ના બિધી તો શું ?
દિસીએ પાક મોહબતે મશગૂલ સદા કાળ !
સમૃદ્ધિ લોક છો ગણો નિધિ ! ના નિધિ તો શું ?
રૂદેમાં પ્રાણનાથને ઉઘાડિ નેહ–આંખ,
નિરખે નિત્ય નેહ ભરી ! ઝાંખિ નથિ તો શું ?
જીગરમાં જડેલી છબી, સુવર્ણ–મેખ સાથ !
પ્રીતિની પછી રિદ્ધિ સિદ્ધિ ના રિદ્ધિ તો શું ?
મળીશું પ્રાણ–પ્યારિ ! આપણ થા ન હો દિલગીર !
આવે ન ઘડી આવિ કદી ઘડિ ઘડી તો શું ?

હરિલાલ ધ્રુવ.

—૪૦—

# પ્રણયાક્ષેપ

ન દેખાઓ હવાં વ્હાલાં !
મધુરતા મોહ રસવાળા !
ઘુમો ક્યાં રંગમાં રસિયા ?
કયા કુંજે, ડુલે રસિયા ?
ભ્રમર કુસુમે કુસુમ ભટકે—
કમળ મન એક શું ખટકે ?
હવે સંભારો કાં અમને ?
મળ્યાં વ્હાલાં બિજાં તમને
હશે કોઈ કોઈ મનગમતું !
હુંથી અદકું રૂદે રમતું !
ભલે એ એ મુબારક હો !
નકામા સ્વામ સમ કાં લો ! ? !
હું તો ઝંખું ચકોરી સદા !
હૃદય પ્રિય મૂર્તિ શશિ સુખદા ! ! !
ભલે પ્રલયે હું લય પામું !
ગળી તુંમાં પ્રાણ વિરામું !
મનડું મુજ તુજમાં લિન હો !
હરિ મુજ એજ સ્વર્ગ રહો ! ! !

હરિલાલ ધ્રુવ.



—૪૧—

# પ્રેમપીડા

અહા ! શા માટ મેં કીધો
નિશો ? તુજ પ્રેમ—રસ પીધો ?

નિરખું હું ચકોર આંખડિયે
તુંને અલમસ્ત ચંદા શિ એ !

તુંમાં મશગૂલ રોજે રહું !
અચી બુલબુલ ધુનેથિ હું ! ! !

લવું તુજ નામ મુખ મધુરૂં–
વિરહે સંજીવનું એ ખરૂં ! ! !

ઘવાયું હૃદે ! ગળે રૂધિર !
જળે જ્વલન પ્રભા સુચિર ! ! !

ન અશ્રુ ઉન્હાં–ન નિશ્વાસ–
પ્રગટું તું દહે હૃદય–વાસ ! ! !

ફસ્યો ફંદે–રૂંધ્યો જાળે–
નહીં મોક્ષ ! એ ભાળે ! ! !

પ્રથમ ન લહ્યાં ! હવે દુખડાં !
હરિ હરિ ! પ્રેયસી ! ફસણાં ! ? !

હરિલાલ ધ્રુવ.

—૪૨—

# બાળ વિધવાનું આર્ત્ત સ્તવન

મુલકે હિન્દથી સ્વર સાંભળ્યો, કરુણા ભર્યો, રુદને ઢળ્યો !
રણુતૂર સૂરથી એ તિણો, ઝ્હાડે ઝ્હાડથી ધધણ્યો સુણ્યો,
સ્વર ગદ્‌ગદિત કંઠથી ઝિણો, શમતો હૈયું ચીરતો પીગળ્યો !

આંસુધાર ચોધારાં ઢળ્યાં, ડુસકાં માંહિ માંહિ રહ્યો મળ્યો,
દીન આર્ય બાળકીના ભળ્યા, વચે તૂટતાં વચનો અહો !
મિઠિ બ્હેનિયો પેલે પારની ! મમતાળુ માડિયો હો રુડી !
ગાલે લાલીવાળી આે સુંદરી ! શી સુવર્ણ વેણી ભરી રહો ! ! !

મુજ કેશ શામળા, મુખડું શામળું, હું ઉષ્ણ સ્થળે વસું !
તમે વાસી શીત સ્થળે છતાં હૈયું તમ હૂંફાળ દયાથિ હો ! ! !

હું ન્હાનકડી રાંડી કુડી પડી ઘરખૂણે ગુલામડી,
હું અભાગ્યણી ન્યાત બ્હારણી સૌ સુભાગિયાંએ કિધી અહો !
ભાંગ્યાં કંકણો કરથી અરે ! હાય ! માથું મુંડયું રુડૂં બળે !
દીધાં પ્હેરવા જડ લૂગડાં, કહ્યું "સ્વામિ ત્હારો છે મુઓ" ! ! !
એક વાર હા ! મુંને સાંભરે પ્હેરવા રુડાં દિધાં વસ્રને,
અહિ ફેણુ વેણુ ગુંથી ફુલે, મુજ વાડી માથે ભરી કહો !
એક ઢીમચા કેરી સાથ હું બેઠી "હું પત્ની તેહની" કહ્યું !!!
ગોરે ગાંઠિયા અમ છેડલા ! જીવો જીવનો એ સંબંધ હો ! ! !
અરેરે ! પ્રાણુ હાય ! છો જતા ! શબ સંગે અંગ બળી જતાં,
બચ્યું જીવવું એ કુટુમ્બમાં, હાડછેડ પામવા ભવ બચ્યો ! ! !
સતી થાત તો અગ્નિ પાંખથી, સ્વર્ગ ઈંદ્રિને હું ચડી જતી,—
મુજ પ્રાણુનાથ સંગાથમાં ચર્ણ સેવતા પામતી પ્રભો !
કાયદા ઠર્યા તમ દયા ભર્યા, સતી બંધિના બ્રીટનો તણા !
કેદ સેવવી સરજી મુને ! રે નિસાસણી દુનિયા દળો !
ભાવિ અંધારૂં કાળે વાદળે ! ના આનંદ આશા દૃષ્ટે પડે !
અરર ! શું ન કોઈ કાળે ઠરૂં ! ? ! નાથ ક્યાં ! પેટે ક્યાં હાં બાલુડાં !!!
એ છે દેશની રીત તમારડી વદે પંડિતો સૌ પઢી—
'ન અવાય આડે' હાય પણુ મન હોય તો માર્ગ મોકળો !
અયી બ્હેનિયો, કનક વેણિયો ! હે સૌભાગ્યિણી ધિરિ ડાહીઓ !
ઢાળી આંસુડાં, દયા ધારી હો ! દીન બાળ વિધવા કર ગ્રહો ! ! !

હરિલાલ ધ્રુવ.



—૪૩—

## કુમુદા-ચંદ્ર



ભલે શેકો, દહો, બાળો ! ગમે તેમ દેહ આ બાળો !
ભલે છાયા, અંધારૂં મીણુ ! તલપતું રે'શે હૃદય આ દીન ! !

ભલે વર્ષો હિમ કે અંગાર, ભલે વા વાઓ લાખ હજાર,
ઉજાડી નાંખો મુજ વસ્તાર, ઉપાડી નાંખો મૂળ આધાર !

ભલે જૂદાં થવું ન મળવું ! ભલે દિન રાત હો રડવું !
ભલે કલ્પાંત માંહે અંત, ગમે તેમ ભાવિ કોઈ દિસંત ! !

દીધું દિલ એક વાર દીધું, હૃદય જ્યાં ત્યાં જઈને દિધું
પછી શું એ ફરે આ માટ ? બળે, ત્રાસે ? ન, ના એ ઘાટ !

હૃદયનું શલ્ય શલ્યેથી, ન નિકળે કાઢ્યું ઉંડું જશે !
જખમ ના રીતે એ રૂઝશે, નિકળતાં એ બાણુ પ્રાણુ જશે !

ત્યારે ફાંફાં શાં ફાંસુ હશે ! રિબાવવું અર્થનું શું હશે ?
ન એથી અન્યને શાંતિ ! ભલે ના હું ને વિશ્રાંતિ ! !

કુમુદ તો છે સજર્યું ખમવા ! ગમે તેમ દો એને દમવા !
કશી નહિ કાળજી રાખો ! દયા ના એને કંઈ દાખો !

બિચારૂં મૂગું માર ખમી, જેવું તેવું કાળજે કુમળું રમી
હરિ હરિ ચંદ્ર તે તારૂં ખરૂં—સુધા ના પ્રાણુ એ તુજમાં ઠર્યું !

હરિલાલ ધ્રુવ.



—૪૪—



અહા ! દીઠું શું રંગીલી, કલંકી આ હું—માં ઘેલી ! ?
પ્રકાશે અન્ય સ્વર્ગી જનો, સદોદિત કંઈ અખંડ અહો !

ન રસ સહવાસે પૂરો લહે, તિમર છાયા સુખે વિરહે !
સુધા બહુ ભાગે વ્હેંચાઈ બિજે, ન તું પામે પુરિ કાંઈ !

જગત્ ફરતોય, બદલાતો, લહે આ હું દૂરથી જાતો !
ન તારો તારો એક રહું, ભલે હૃદયે હું એક ચહું ! !

ભૂલી જા, તું ખસી જા, જા નકામી દુઃખી કાં તું થા ?
કલંકીના કલંકે શા માટ, લિંપાઈ હાયે નિંદાયે અલ્ઘાટ !

ન્હેને નહિ કોઈ કાળે મળ્યાં, હૃદયે હૃદયે ન કાંઈ ગળ્યાં !
ન કુમુદચંદ્ર ક્યાંહી છે ! ! હરિ હરિ ! રોહિણી હાય ! રહે !'?

પછી શાની હું રંગીલી–ખરેખર સર્વથા ઘેલી !!!
અહા ! દીઠું શું રંગીલી, કલંકી આ હું–માં ઘેલી ! ?

હરિલાલ ધ્રુવ.

—૪૫—

# ચંદ્રતારા

પૃથિવી પાછળ ફરવું પડે છે કાં બિજાને જુઓ !
ન ફેરવાયે પૂંઠ તો કટાક્ષે બિજાને જુઓ ! !

વિધિયે બાંધ્યાં બંધ જકડી તે છુટયા ન છુટે !
રમે ગાય નાચે એ ફરે કૂદડિ કાં બિજાને જુઓ ! ?

ઉભંચ હસતું રાચતું જોડું ચિત્ર મંડળે ફરો !
ચંદ્રમંડળ ભૂમંડળ ઝગે ! કાં બિજાને જુઓ !

કદિ ફરે સમોવડ મંગળ રક્ત રંગે રસ્યો.
બુધાદિક બાળક ખેલે પાસ, કાં બિજાને જુઓ ! ?

ત્રિપટ કંકણુ ધારી ઈર્ષ્યા રાનિ જુએ તે જુઓ !
અથવા સ્થૂલ એ ગુરૂ મંડળ ! કાં બીજાને જુઓ ! ?

બધી એ દક્ષ કન્યકા માર્ગ તમ દીપાવી રહી !
ઝળકે ચળકે દેખી તમને કાં બીજાને જુઓ !

તમારી કુમુદા એ ભૂમંડળે ધ્યાન ધરી રહી !
તપે તપ તપસ્વિની સહાય કાં બીજાને જુઓ ! ?

મેખળાવાળી મુકુટશાળી, ઝાંઝર ઝુમઝુમતી
સદૈવ શૃંગારલક્ષ્મી નિકટે કાં બિજાને જુઓ ! ?

ન મુંજ સંબંધ કંઈ તિલભાર ગુરૂથી જન જે જુએ !
તારાં રોહિણી સખી સાથ ? કાં બિજાંને જુઓ ! ?

ઉગું આકાશ એકલી, પરવા ના બીજાની કરૂં !
દેખું તો દેખું તમને ચમકતી ! બિજાંને જુઓ ! ?
અંતર આવે આડું શું, રૂપ ન્હાનકડું હે વ્હાલા ! ?
પૃથિવી સખીનો કે પ્રભાવ ! કાં બિજાંને જુઓ ! ?
ગ્રહણ થશે તો મિત્રથી કે સખી થકી થશે !
હરિ હરિ તારલિ તમ અબાધ ! ! કાં બિજાંને જુઓ ! ?

હરિલાલ ધ્રુવ.



—૪૬—

# આર્મીનિયાકંદ

હું આરમીનિયાના અરણ્યેથી રડું આરમિનિયન બેડુ—બાળિકા !
મારૂં કાળજું કુમળું કળે, મારો જીવડો ત્રફડી જળે—
બંને વ્યાકુળાં ઉડે બાપડાં, તજી ખીણુ પહાડ આરમીનિયા !
જવા ચાહે જ્યાં હોય બંધુડાં હેમ ખેમ, શોકથી મોકળાં,—
દયાળુ પ્રેમાળુ એ હૈડાંથિ કરવા સૌખ્ય, શરણુની પ્રાર્થના.
જાણો જાણો અમ માંહેથી ઘણાં ક્રૂર કુર્દનાં દાસ છઉં બન્યાં—
હાય ! આરમીયાનિયાની બાળાઓથી અંતઃપુર કુર્દો તણાં ભર્યાં.
માતા, કન્યકા, સ્ત્રી સુવાસિની, ખેંચી જાયે શાની ભીતિ બળી ?
બે—દાદી તુર્કોના આ દોરમાં આશા કયાં દયાની સોંઘી સુધી ?
દિન આથમે ને માળે મળે, પંખેરાં સુખે સુવે ને ઉઠે,
સવારે—તથાપિ આરમિનિયન ? લખ્યું કયાં એ છે રે લલાટમાં ?
નથી નથી રંચ નિરાંત કૈં દિવસે કે રાત્રિયે બળી !
હૈયું ત્રાસે ઉભરાઇ રહ્યું ! આખી રાતે ઉંઘ રિસામણે !
માતબ્બર હોયે, મિસ્કીન કે, બાપ, બેટો, માડી, એ દુખિએ,
અરે ! ઘાવણાં હજૂ કીલુડાં દુઃખ શોકથી નથી કો છુટાં !

* * *

હરિલાલ ધ્રુવ.



—૪૭—

## પ્રેમ-મદિરા-પાન

ભરીને જામ દે, સાકી ! શરાબે-ઈશ્ક ભરપટ્ટે જી ભરપટ્ટે !!
ખુબી ઉમદા શિરીં લ્હેજત, ચુમી-માશૂક ભરપટ્ટે !
દેખે શું મ્હાવરો ખોળે ? કે' કે' દિલ ખ્વાબ શું ડ્હોળે ?
ઘુમે ઉલ્લુ શું વરઝોળે ? વહે આ, આ જો ભરપટ્ટે !
ન છે એ ઇશ્ક નાપાકી, બુરાઈ શરાબ ના, સાકી !

* * * * *

ન કે' ના, ના, ભરી દે, માગે હરકોઇ તેને દે !
ભરીને જામ દે, સાકી ! શરાબે-ઈશ્ક ભરપટ્ટે જી ભરપટ્ટે !!

હરિલાલ ધ્રુવ.

—૪૮—

## કુમુદીનો ચંદ

છોડી દે છોડી દે જિગરથી કહું છું, છોડી દે.
પ્રેમી ! પરતંત્ર હું છું, આશ મ્હારી છોડી દે.
કુંળી પ્રેમી કુમુદિ ! કાં તપે વ્રતે વૃથા,
હું વાદળીએ ગ્રહાયો ચંદ આશ છોડી દે.
ફીકો પીળો મુઝાઉં, ધિક્ક હા ! પરાધીની,
ઘેલી ! હું અશર્ણ્યનું શું શર્ણ ? મોહ છોડી દે.
લીલી સાડી સજી કૂદે રમે સખી સહુ,
મ્હારે મોહે ચઢી તું રોય ! ભુંડી ! છોડી દે.
ન મેલ કંઠ, વ્યગ્રચિત્ત, અશ્રુ આંખમાં,
જોઉં પણ લોહી શકું નાંહિ ! પ્યારી ! છોડી દે.
અતિ ઉંડા આ રૂઝે કેમ ઘા વિયોગનો ?
ઝુરી મર ત્યાં તું, હ્યાં હું, હાય ! એવું છોડી દે.

કુંળી કરમાઇ, જિગર પ્રેમ પ્રેમી ! ના તજ્યો,
તજી દે, તજીને જીવ ક્યાંઈ બીજે જોડી દે.

જહિલ.

—૪૯—

દુઃખ ના વસે આ દીલ દુઃખ ના વસે,
કુમુદી સુખિણી થશે–દીલ દુઃખ ના વસે.
એ પ્રિયા ગુણગાન ધુની લાગી આ શિરે,
ધુનીમાં મસ્તાન હું, દુઃખગમ્યતા શી છે ?
નાંખતી સુકટાક્ષ દેતી ઓષ્ઠ ચુમ્બને,
ખુશી પ્રગટે ઘડી ઘડી, વિરહવ્યથા શી છે ?
ચુમ્બવા આલિંગવા ઝુરૂં ક્ષણે ક્ષણે,
કુમુદી અરથે મરૂં આનંદહાની શે ?
એ પ્રિયાથી દુઃખ પણ પ્રાણાધિપ્રિય છે,
સુખિણી દેખી ન કાં આનંદ આ વધે ?
પ્રણમું યાચું પ્રિયે ! આ બંધ છોડી દે,
(પણ) પ્રેમની દૃઢ ગ્રંથી ગુંથ્યો કેમ છૂટશે ?
જન્મી પરણી પિતા પ્રિયાને દુઃખમાં ધર્યો,
ક્રૂર હતભાગી થકી શું અન્ય રે ! બને ?
પ્રેમની પૂરી પ્રતીતિ દુઃખ આ લવે,
ઇન્દુવિણ કુમુદી કુમુદી વિના ન ઇન્દુ હે.

જહિલ.

—૫૦—

ઘેલી હો ઘેલી વાદળી ! અહિત આ અહિત રે !
અહિત આ અહિત રે ! અનિષ્ઠ આ શું આદરે ?
ન પ્રેમ નેમ દિવ્ય તે આચાર આ થકી ડરે.
એક પ્રેમથી જડેલ, એક તત્વમાં ઘડેલ;
એક જીવ થઇ રહેલ, જીવ ક્યાંઈ ક્યાં જશે ?
દબાવ હુંને, દબાવ તું, દબાવ સ્હઆધા હજુ;
પરન્તુ પ્રાણ પ્યારીને શું વારિ ઓઘથી ભરે ?

કુબી જશે, મરી જશે, તણાઈ એ જળે જશે;
એ જીવમાં વસેલ: જીવ, બાપડાનું શું થશે ?
શું થશે ! મરી જશે; વિવર્ણ દેહ આ થશે;
ફરી કુમુદી જીવતાં દગામૃતે જીવાડશે.

જટિલ.



—૫૧—

દિલ ભર દિલ લાગ્યા વિના ખેંચ્યા થકી કહે શું બને ?
દિલ બેદિલી થયે પછી રોવુંજ પસ્તાવું અને.
તું અનિલાધાર, ત્હારે પ્રેમ સાથે શી પડી !
પ્રેમ ને પરતંત્રતાને બે ઘડીએ ના બને.
ભૂમીથી નભમાં ચ્હડી, ગિરિ શૃંગ શૃંગે આખડી;
અનેકશું અપવિત્ર થઈ એ ભમાવશે શું ચંદને ! !
ક્યાં કુમુદી સુગુણ શ્રેષ્ઠા ? ક્યાં પતિતા વાદળી ?
બુદ્ધિહીણુંજ વાદળી ને કુમુદી સરખાં ગણે.
ચંદ તે કુમુદી તણો, નહીં વાદળી ભણી તે વળે;
શીતથી કે ચંડથી ઘેલિ ! ઘેલછા તજી શાન્ત રહે.

જટિલ.



—૫૨—

## ફકીરી હાલ

અરે ઉલ્ફત ! અયે બેગમ ! લીધી દિલબર, હતું લાઝિમ ?
હતું જે બેહિશ્ત થઇ જહાન્નમ: ફકીરી હાલ મ્હારો છે !
ગયું આ ઝિન્દગીનું નૂર : હવે જહાંગીર બેપરવા :
તું લૂંડીની નથી પરવા : ફકીરી હાલ મ્હારો છે !
ન ધારૂં હું કદી કફની : દગ્ધ દિલ પર ન સારૂં ખાક :
ન પરવા વા છે કિસ્મતની : ફકીરી હાલ મ્હારો છે !
હવે દરખત પર ચડવું : બુલબુલ મ્હારૂં ઢુંઢું હું :
ફરૂં નાગો બિયાબાને : ફકીરી હાલ મ્હારો છે !

હતો જે હું, હતું જે હું, નથી તે તો, નથી હું હું:
ગયું છૂટી : ગયું ઉડી : ફકીરી હાલ મ્હારો છે !
હવે આ દમ નથી દમમાં : ફકીરી હાલ મ્હારો છે !
પરેશાની જ છે રાહત : ફકીરી હાલ મ્હારો છે !

કલાપી.



—૫૩—

## હમારા રાહ

કટાયેલું અને બૂઠું ઘસીને તીક્ષ્ણ તેં કીધું;
કર્યું પાછું હતું તેવું, અરે ! દિલબર ! હૃદય મ્હારૂં !
ગમીના જામ પી હરદમ ધરી માશૂક ! તને ગરદન;
ન ખંજરથી કર્યા ટુકડા ! ન જામે ઇશ્ક પાયો વા !
પછી બસ ! મસ્ત દિલ કીધું, ઉઘાડી ચશ્મ મેં જોયું;
સિતમગર ત્હોય તું મ્હારો, ખરો ઉસ્તાદ છે પ્યારો !
ગુલો મેં બાગનાં તોડી દીધાં સૌ ધૂળમાં ચોળી;
બિછાનું ખારનું કીધું, ઉપર લોટી રહ્યો તે હું !
મુબારક હો ત્હમોને આ ત્હમારા ઇશ્કના રસ્તા;
હમારો રાહ ન્યારો છે, ત્હમોને જે ન ફાવ્યો તે !
ત્હમારા માર્ગમાં મજનૂં અને લૈલી શીરીં ફરહાદ—
ચીરાયેલાં કપાયેલાં પડ્યાં છે લોહીથી ભીનાં !
ગુલામો કાયદાના છો ! ભલા ! એ કાયદો કોનો ?
ગુલામોને કહું હું શું ? હમારા રાહ ન્યારા છે !
મને ઘેલો કહી, લોકો ! હઝારો નામ આપો છો !
હમો મનસૂરના ચેલા ખુદાથી ખેલ કરનારા !
નહીં જાહોજહાલીના, નહીં કીર્તિ, ન ઉલ્ફતના—
હમે લોભી છીએ, ના ! ના ! હમારા રાહ ન્યારા છે !
ત્હમારી બેવફાઈના, હરામી ને હલાલીના—
ચીરી પડદા હમે ન્યારા ! હમારા રાહ ન્યારા છે !

હમે મગરૂર મસ્તાના ! બિયાબાંમાં રઝળનારા !
ખરા મહબૂબ સિંહો ત્યાં ! હમારા રાહ છે ન્યારા !
કુરંગો જ્યાં કૂદે ભોળાં, પરિન્દાનાં ઉડે ટોળાં,
કબૂતર ઘૂઘવે છે જ્યાં હમારા મ્હેલ ઉભા ત્યાં !
લવે છે બેત નદીઓ જ્યાં, ગઝલ દરખત રહ્યાં ગાતાં,
હમે ત્યાં નાચતા નાગા ! હમારા રાહ છે ન્યારા !
ત્હમારા કૃષ્ણ ને મોહમદ, ત્હમારા માઘ, કાલિદાસ,
બિરાદર એ બધા મ્હારા ! હમારા રાહ છે ન્યારા !
હતાં મ્હેતો અને મીરાં ખરાં ઇલ્મી, ખરાં શૂરાં :
હમારા કાફલામાં એ મુસાફિર બે હતાં પૂરાં !
પૂજારી એ હમારાં, ને હમો તો પૂજતા તેને,
હમારાં એ હતાં માશૂક, હમો તેના હતા દિલબર !
ત્હમારા રાજ્યદ્વારોના ખૂની ભપકા નથી ગમતા;
મતલબની મુરવ્વત ત્યાં, ખુશામદના ખઝાના જ્યાં !
હમો તમને નથી અડતા, હમોને છેડશો કો ના !
લગાવી ફૂલ હૈયે મેં નિચોવી પ્રેમ દીધો છે !
હવાઈ મ્હેલના વાસી હમે એકાન્ત દુઃખવાદી !
હમોને શોખ મરવાનો ! હમારો રાહ છે ન્યારો !
ખુવારીમાં જ મસ્તી છે ! તમે ના સ્વાદ ચાખ્યો એ;
હમોને જગત ખારૂં થઈ ચૂક્યું ! થઈ ચૂક્યું !

કલાપી.



—૫૪—

## ઇશ્કનો બન્દો

જો ઇશ્ક ના તો શું ખુદા ? આલમ કરી ત્હોયે ભલે !
જો ઇશ્ક ના તો શું જહાં ? એને ખુદા એ શું કરે ?
આ કારખાનું ઇશ્કનું જોજો તપાસી ખૂબ ખૂબ !
આ ખેલ ને આ ખેલનારો એક નૂરે ઇશ્ક છે !

એથી ડરૂં તો ક્યાં ઠરૂં ! કોને ખુદા મ્હારો કરૂં ?
જ્યાં લાઈલાજી સર્વની ત્યાં કોણુ કોને હાથ દે ?

રે ! ઈશ્કનું છોડી કદમ માગું ખુદા, માગું સનમ !
શું છે ખુદા ? શું છે સનમ ? એને બિમારી એ જ છે !

ક્યાં એ હશે જો કો ખુદા તો ઇશ્કનો બન્દો હશે !
જો ઈશ્કથી જૂદો થશે તો ઈશ્કથી હારી જશે !

જો હો ખુદા તો હો ભલે ! તેની હમોને શી તમા ?
છે ઈશ્કથી તો ના વડો જે ઈશ્ક મ્હારૂં તાજ છે !

છે ખાક ચોળી છાપ મારી ઈશ્કની જેને દિલે,
દાખલ થતાં તેને બેહિશ્તે રોકનારૂં કોણુ છે ?

જો કો હમોને વારશે, કોઈ હમોને પૂછશે,
તો ઈશ્કની ફૂંકે હમારી લાખ કિલ્લા તૂટશે !

છું સખ્ત ઝખમી, મસ્ત દારૂ પી બન્યો બિમાર છું !
પણુ ઇશ્કથી બીજો હમોને જીતનારો કોણુ છે ?

હા ! નાસ્તિકો સૌ આવજો ! ખંજર ત્હમારૂં લાવજો !
આ ખૂન કાઢી તો જુવો ! કાતિલ એ પાણી થશે !

જે ઈશ્કનો બન્દો ઠર્યો તે છે ખુદાઇનો ખુદા !
ઓહો ! ખુદા શું ? લોક શું ? કે કોઈ શું તેને કરે ?

સૌ ઈશ્કના બેદાદ દિલના દર્દને ધિક્કારતાં !
આંજી જુવો પણુ આંખમાં એ એક દી સુરમો તમે !

જે પાયમાલીમાં હમારાં છે ભરેલાં આંસુડાં,
તે એક ટીપું લાખ દુનિયા વેચતાં ના ના મળે !

કીમ્મત હમારી પૂછશો, તો એક દિલનું બિન્દુકે !
વેચાઇએ આનન્દથી લેજો સુખે જેને ખપે !

છે તો હરરાજી ત્હોય મોંઘો ઈશ્કનો આ માલ છે !
જે ઝિન્દગી રોનાર હો તે આવજો લેવા ભલે !

ખૂન નિચોવી અહીં છે જાપ જપવો ઈશ્કનો !
ગરદન કપાવી શીર્ષની માળા બનાવો તો ભલે !

એ મન્ત્ર જપતાં જાગશે ભુતાવળો લાખો અહીં !
એ દેખતાં ડરશો નહીં તો ખેલશું આવો ભલે !

ગુલામ થઈ રહેશું સદા પણ બાદશાહી મ્હાલશું !
માલીકના દિલનું કરીને તખ્ત સૂનારા હમે !
હા ! લાખરંગી ઈશ્કનું કો એકરંગી જામ છે !
મસ્તાનના મસ્તાન એવું જામ પીનારા હમે !
આવો, ભરી પીજો અને એ જીરવી લેજો નશો !
નહિ તો સદા માટે શરાબો સોંપજો પીનારને !
એ તો હમારી માદરે પાયું હમોને જન્મતાં,
ને મોતની મીઠી પથારીમાં ભર્યું એ એ જ છે !
એ ઈશ્કની લાલી મહીં લાખો ખુદા ઘેલા બન્યા !
એ લાખમાંના એક પણ જૂદા જ કૈં ઘેલા હમે !

કલાપી.



—૫૫—

# હમારી પિછાન

હમે જોગી બધા વરવા સ્મશાનો ઢૂંઢનારાઓ !
તહીંનાં ભૂતને ગાઈ જગાવી ખેલનારાઓ !
જહાં જેને કરી મુર્દું કબરમાં મોકલી દેતી,
હમે એ કાનમાં જાદૂ હમારૂં ફૂંકનારાઓ !
જહાંથી જે થયું બાતલ અહીં તે છે થયું શામિલ !
હમે તો ખાકની મૂઠી ભરી રાજી થનારાઓ !
જહીં ઝખમો તહીં બોસા તણો મરહમ હમે દેતા,
બધાંનાં ઈશ્કનાં દર્દો બધાં એ વ્હોરનારાઓ !
હમે ઝાહેરખબરો સૌ જિગરની છે લખી નાખી,
ન વાંચે કોઈ યા વાંચે : ન પરવા રાખનારાઓ !
ગરઝ જો ઈશ્કબાજીની, હમોને પૂછતા આવો,
બધાં ખાલી ફિતૂરથી તો સદા એ ન્હાસનારાઓ !
જહીં સ્પર્ધા તણી જગની દખલ ના પ્હોંચતી ત્યાં ત્યાં,
ઝમીં ને આસમાનોના દડા ઉડાવનારાઓ !

અમે તે બેહયાઈને દઈ માથું ધરી ખોળે,
હમે આરામમાં ક્યાંએ સુખેથી ઊંઘનારાઓ !
સનમની બેવફાઈથી નથી સુખ કાંઈ એ ડરતાં,
હમે જાણ્યું, હમે માણ્યું, ફિકરને ફેંકનારાઓ !
ઝખમથી જે ડરી રહેતાં, વગર ઝખમે ઝખમ સ્હેતાં;
હમે તો ખાઈને ઝખમો ખૂબી ત્યાં માનનારાઓ !
બની ઉસ્તાદ આવો તો થશો આંહી તમે ચેલા,
મગર મુરશિદ કરો તો તો હમે ચેલા થનારાઓ !
હમારાં આંસુથી આંસુ મિલાવો, આપશું ચાવી;
પછી ખંજર ભલે દેતાં: નહીં ગણુકારનારાઓ !

કલાપી.

—૫૬—

## માફી

દરગુઝર કર ! એ ખતા તો દરગુઝર કરવી ઘટે !
કર ખૂન ત્હોયે ના ખૂની તૂં: એ સજા એ ઠીક છે !
આ ખૂન ને આ ઝિન્દગી લે તો નથી તુજને હરામ,
લે તો ખુદા નાખુશ નથી ફરિયાદ યા મ્હારી ન છે !
દિલ કુમળું તુજ કમ્પતાં ત્યાંથી ઝર્યો મીઠો શરાબ,
તે જામ તેં મુજને ધર્યું, "દિલદાર ! પી લે" બોલીને !
કમબખ્ત મેં ઢોળી દઈ, "જા જા જલાવી દે" કહ્યું,
એ માફ કર ! એ માફ કર દાનાઇથી દેવાનને !
એ જામના કટકા પરે તુજ ચશ્મથી પાણી પડયું,
તે મોતીડાં ચાંપી દઇ ચાલ્યો ગયો હું તો અરે !
લિબાસ લેઇ ફકીરનો તું હું પછાડી આથડી,
ઈતિરાઝીની તેના ઉપર ઢોળી બૂરી ગરમી અરે !
ત્હારા નિખાલસ દિલ પરે મેં તો કરી બદી બેશુમાર,
ખૂને જિગર પીવા થયો તૈયાર ખામોખા અરે !

ત્યાં એ ખડી થઇ બન્દગી તુજ આંખમાં આંસુ ભર્યાં,
એ જોશના એ જોરથી બુરકો ગયો ભીંજાઈ એ !
આ સખ્ત સીનાનો જતાં કિલ્લો તૂટી પણ આખરે,
ત્હારા તુફેલે, હૂર અય ! નસીહત મળી આજે મને !
રે ! લફ્ઝ કહેવા ઇશ્કના મ્હારી ન છે કૈં એ મજાલ,
" આ ઘાતકી દિલ રાખ તું, " એ બોલવા હિમ્મત ન છે !
ઇશ્કના ચોગાનમાં ઝાલિમ નકી ખ્હેલો ન હું,
જે છે વફા તેને જફા, એ તો ખુદાઈ દોર છે !
ગુલ વીંધીને ગેંદો કરે એ જુલ્મ ઝાહિર છે અહીં,
ગુલ ચશ્મથી ના ચાંપવાની એબ આદમ જાતને !
પણ આ જહાંમાં મારી તો છે નૂર અલ્લાહનું નકી,
હા ! બેહયાઈ ઇશ્કદારીમાં ભળીને જ્યાં પળે !
તો માફ કર ! દિલદાર થા ! ગઈ ગુઝરી તું ભૂલી જા !
આ બેવફા બન્દો હવે ઉગારી લે ! ઉગારી લે !

કલાપી.

—૫૭—

## એક ફેરફાર

અહાહા ! ઇશ્કજુગારે ચડયો'તો દાવ શો ત્યારે !
પડયો પાસો હવે ઊંધો ! ફકીરી આ રહી મ્હારે !
જુગારે છે જિગર કિન્તુ જુગારીનું ચડયું ચાળે !
રહ્યું ના કાંઇ એંધાણું ! હવે એ લ્હાવ ક્યાં ભાળે ?
ભરીને ખ્વાબમાં પીધી મઝાથી ઝેરની પ્યાલી !
મગર હા ! જાગતાં જાગી નસે નસ લ્હાય શી લાગી ?
અહો ! એ ખ્વાબના ગુલની ગઈ બો ખ્વાબની સાથે,
મગર એ ખ્વાબના કાંટા કહીં છૂપા રહી ભોંકે ?
હસ્યો'તો હું, રહી તેની કંઈ અન્ધારમાં યાદી,
પરન્તુ આંસુની ધારે હજુ ના આંખ સૂકાવી !

રહી મીઠાશ ના મ્હારે હવે આ આંસુમાં એ છે!
હૃદયને ચીરવામાં એ રહ્યો ના વખ્ત મીઠો તે!
અરે! ભીની સદા ભીની રહે છે આંખ મ્હારી આ!
જિગર તન્નૂરમાં દાઝે, પડે ના એક ફોરૂં ત્યાં!
અરે! કાતિલ તીખું તે જિગરને રેંસનારૂં છે!
પરન્તુ પ્હાડનું હૈયું ખુદાએ આ ઘડેલું છે!
અરે! શું ઝિન્દગી આ છે? સહેવી ઝિન્દગાની છે!
અભાવે મોતને જીવું! વણુજ આ વેઠની મ્હારે!
પડયો પાસો નકી ઊંધો અરેરે ક્રૂર લૂટારો!
ઠગારા કિસ્મતે ઢાળ્યો અને હું જીતમાં હાર્યો!
હિનાન રંગથી પ્હાની સનમની રંગતો ’તો હું,
ઝૂકીને બાલમાં તેના ગુલોને ગૂંથતો’તો હું.
મગર એ દાંતની મિસ્સી સનમના હાથમાં દેતાં,
અરેરે! કોઇ વા વાયો! સનમ, બો, રંગ, સૌ ફીટયાં!
મને એ ખ્વાબની ખુશબો, મને એ સોબતી મ્હારો,
મને એ હાથનો પ્યાલો, ફરી કો એક દિન આપો!

કલાપી.

—૫૮—

## ફરિયાદ શાની છે?

અરેરે! ઉડતું ખંજર દિલે ઝૂંટી હુલાવ્યું મેં!
ઉપડતો હાથ શો ત્યારે? હવે ફરિયાદ શાની છે?
વહે તો ખૂન છો વ્હેતું! નહીં તો છો ઠરી રહેતું!
સહેવો દાગ કાંઈ એ! અરે! ફરિયાદ શાની છે?
સનમના પેરની લાલી જિગરનું ખૂન મ્હારૂં છે!
અરે! એ રંગ મ્હારો તો હજુ ફરિયાદ શાની છે?
હતી આશા કંઇ ઉંડી, ભરી તેની રૂડી પ્યાલી,
સનમને આપતાં ઢોળી, હવે ફરિયાદ શાની છે?

કદી લાલી જશે ચાલી ! કદી ફૂટી જશે પ્યાલી .
ભલે કો તે ભરી દેને ! મને ફરિયાદ શાની છે ?

ભરાશે કોઈ ઢોળાયું ! ભરાયું કોઈ ઢોળાતું !
અહીં તો રેત ઉડે છે ! પછી ફરિયાદ શાની છે?

જગાવી મેં ચિતા મ્હારી ! ઝુકાવ્યું ત્યાં બધું જાણી !
ચડે છે ખાક વંટોળે ! હવે ફરિયાદ શાની છે ?

કરે છે શોર એ ભૂકી, " મને માશૂક ચોળી લે ! "
સુણે ના કોઈએ તેને ! પછી ફરિયાદ શાની છે ?

અહાહા ! ઈશ્ક આલમનો હજારો રંગનો પ્યાલો !
જિગર આ એકરંગીને, અરે ! ફરિયાદ શાની છે ?

જહાંની આ અને પેલી અહીં ત્યાંની નથી પરવા !
ન કો પૂછે ! ન કો જાણે ! પછી ફરિયાદ શાની છે ?

મને જે થાય કૈં આજે હશે ના યાદ તે કાલે !
પછી કો અન્ય શું જાણે ? દિલે ફરિયાદ શાની છે ?

અહીં જે તાર તૂટચો તે કદી સન્ધાઈ ત્યાં જાશે !
" કદી " ની હોય શી આશા ? અરે ! ફરિયાદ શાની છે ?

હજુ ફરિયાદ જારી છે ! જિગરમાં મેં વધારી તે !
ખુશીથી આગ હું સેવું ! પછી ફરિયાદ શાની છે ?

ખુદાના તખ્તની પાસે જિગરની આહ પ્હોંચાડું !
મગર છે ગેબ ઝાલિમ એ ! જિગર ! ફરિયાદ શાની છે ?

કલાપી.



—૫૯—

# ઇશ્કબિમારી

કહ્યું'તું બુલબુલે મ્હારે, " બિમારી ઇશ્ક આલમને ! "
કહ્યું મેં, " ઇશ્ક આલમને શરાબોની ખુમારી છે ! "

રડીને બોલતું બુલબુલ, " શરાબોની ખુવારી લે !
" શરાબોની ખુમારી એ બિમારીની બિમારી છે ! "

હસીને બોલતો'તો હું, "હમોને એ ખુવારી હો !
"ત્હમારી સાવચેતીથી તમોને ન્યામતો તે હો !
"અરેરે ! ઇશ્કના બુલબુલ ! રડે છે ઇશ્કને તું કાં ?
"શરાબો લાખ પી પી પી શરાબોને રડે છે કાં ?"
"શરાબોને રડે છે કાં ? અરે અફસોસ !" એ બોલ્યું,
"શરાબોને પીનારૂં કો શરાબોને નથી રોયું ?
"શરાબોની મજા તીખી કરી લે ઇશ્કમાં, લાલા !
"પછી ચકચૂર તું કેવો રડે તે જોઇશું, વ્હાલા !"
કહ્યું મેં, "બુલબુલોને તો પડી છે ટેવ રોવાની !
"હમારી ટેવ તો જૂની મજેહારી ઉડાવાની !
"શરાબોના સીસા ઢોળી શરાબોમાં સદા ન્હાશું !
"સનમના હાથમાં જામો લબોથી ચૂમતા જાશું !
"મઝા આ ઝિન્દગાનીની સનમ, સાકી અને પ્યાલું !
"શરાબો દૂર થાતાં તો રહે છે ઝિન્દગીમાં શું ?"
શરાબોનું ભર્યું પ્યાલું ! ભરી પીધું ! ફરી પીધું !
કરી આ આંખ રાતી ને જિગરને તો કર્યું વહેતું !
સનમના ગાલની લાલી હતું ટીપું શરાબોનું !
હમારા ઓઠનું પ્યાલું સદા એ ચૂમતું ચાલ્યું !
'ભરી પા ને' 'ભરી પી લે' હતી એ ગુફ્તગો રેલી !
સુરખ આકાશ ને તારા બધે લાલી હતી ફેલી !
ગુલો કાંટા વિનાનાં ને સનમની હાંફતી છાતી,
હમારી બાદશાહીમાં હમારી એ હતી ગાદી !
મગર બુલબુલ ! અયે બુલબુલ ! હવે તુજ ગીત પ્યારૂં એ !
ફરીથી બોલ તું, બુલબુલ ! "બિમારી ઈશ્ક આલમને !"
હમારૂં જામ ફૂટયું છે ! હમારૂં તખ્ત તૂટયું છે !
મગર શું હું ય બોલું, કે "બિમારી ઈશ્ક આલમને ?"
વધારી ગીતમાં ત્હારા હમારો બોલ આ લેનેઃ
પુકારો, "ઇશ્ક આલમને ખુદાઈ કો બિમારી છે !"

કલાપી.



# હમારી ગુનેહગારી

અરે ! તે બાગમાં તું નઝર મેં ફક્ત કીધી'તી,
જિગરમાં આહ દીધી તે ગુનેહગારી હમારી એ !
કરે સૌ તે હમે કીધું, ન જોયેલું જરા જોયું !
મગર એ આહને માટે ગુનેહગારી હમારી છે !
હતી ત્યાં ગુલછડી, દિલબર ! હતી તેની કળી ખીલી;
ઝૂકી ચૂંટી કહ્યું, "લે ." ગુનેહગારી હમારી એ !
કળી દેતાં જિગર દીધું ગમીનું જામ પી લીધું !
તૂટી દિલની લગામો તે ગુનેહગારી હમારી એ !
"ખુદાની બન્દગીમાં ક ાને શામિલ તું દિલબર !"
કહ્યું મેં તે ન સુણ્યું તેં ગુનેહગારી હમારી એ !
લખ્યો એ ઈશ્કના બોલો અધુરૂં કાંઇ તું બોલી !
ગણ્યો મેં ઈશ્ક એ બો ગુનેહગારી હમારી એ !
"અયે દિલદાર ! તું ં માં ગુલોને રાખનારી છે !"
હમે એ સૌ કહ્યું જૂઠું ગુનેહગારી હમારી એ !
ખુદા જાણે ગઈ તું કયા ખુદા જાણે ભમ્યો હું ક્યાં !
જૂઠી આશા ધરી હૈયે ગુનેહગારી હમારી એ !
કરી પેદા તમે આશા ન તેની બન્યા કયામત !
અરે ! એ ખૂનને માટે ગુનેહગારી હમારી છે !
ગુન્હા લાખો મહીં છું હું ! મગર તુંને કર્યું છે શું ?
હવે એ પૂછવું તે એ નેહગારી હમારી છે !
સજા હું ભોગવું છું હા સબબ વિણ રોઉં છું કોદી !
સજા એ વેઠવામાં ગ નેહગારી હમારી છે !
ગુન્હામાં જે ગુનેહગા સજામાં જે ગુનેહગારી !
સજાથી છૂટશે ક્યારે નેહગારી હમારી એ !
હવે આં ગીત ગાઉં છું ! હવાને હું સુણાવું છું !
દિવાનીની દિવાનાઈ ગુનેહગારી હમારી છે !

દિવાનો તો કર્યો છે તેં ! ... આ ગીત ગાતો તેં !
ગુનેહગારી ત્હમારી એ ગુને ગારી હમારી છે !
ખુદા પાસે કહું છું, કે " ... ત્હારા હમારા હો ! "
ગુનેહગારી સનમની એ ગુન ગારી હમારી છે !
હમારૂં સૌ ત્હમારૂં છે ! ત્હમારૂં સૌ ત્હમારૂં હો !
મગર ત્હારી ગુનેહગારી ગુને ગારી હમારી હો !

કલાપી.



—૬૧—

## ત્યાગ.



હું જાઉં છું ! હું જાઉં છું ! ત્યાં આવશો કોઇ નહીં !
સો સો દિવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઇ નહીં !
ના આંસુથી, ના જુલ્મથી, ના વસ્લથી, ના બન્ધથી,
દિલ જે ઉઠ્યું રોકાય ના ! એ વાત છોડી કેહની !
સૌ ખુશ રહો જેમાં ખુશી ! હું જ્યાં ખુશી તે હું કરૂં !
'શું એ હતું ? શું આ થયું ?' એ પૂછશો કોઈ નહીં !
કૈં છે ખુશી ! કૈં છે નહીં ! દિલ જાણતું જે છે તે છે !
જ્યાં જ્યાં ઠરી દિલની ખુશી ત્યાં ત્યાં ખુશી દિલ છે નકી !
પેદા કર્યો'તો ઇશ્ક ત્યાં ના કોઈને પૂછ્યું હતું !
એ ભૂંસવા જો છે ખુશી તો પૂછવું એ કૈં નથી !
છે ઇશ્ક જોયો ખૂબ તો જોવું હવે જે ના દીઠું,
કિસ્મત બતાવે ખેલ તે આનન્દથી જોવા સહી !
આ ચશ્મ ખુરજે છે ચડ્યું આલમ બધી નિહાળવા,
તે ચશ્મ પર પાટો તમે વીંટી હવે શકશો નહીં !
મ્હારી કબર બાંધી અહીં ત્યાં કોઈને સૂવાડજો !
હું જ્યાં દટાઉં ત્યાં ફુલોને વેરશો કોઈ નહીં !
છે શું ફુલો, શું ઇશ્કને શું સૌ તમે જાનારને ?
આ માછલું દરિયા તણું તે ઉર્મિઓ ગણતું નહીં !

મુજ ઉર્મિ એ તમ વારિધિ ! તમ વારિધિ મુજ ઉર્મિ છે !
જે હિકમતે આ જે બન્યું તે જાણશો કોઈ નહીં !
શું પૂછવું ! શું બોલવું ! ખુશ છો અને રહેજો ખુશી !
વ્યર્થ આંસુ ખેરશો તો લૂછશે કોઇ નહીં !

કલાપી.

—૬૨—

# પ્રેમથી તું શું ડરે ?

બાગાનમાં આલમ તણા રે ! પ્રેમથી તું શું ડરે ?
ત્હારા ચમનનાં પુષ્પના કાંટા થકી તું શું ડરે ?
લઇ લે મૃદુ આમોદ તો, તુંને ઉઝરડો છો થતો ?
ભોંકાય તો ભોંકાય છો ! એ મામલાથી શું ડરે ?
ત્હારા હૃદયઆત્મા તણાં વારિ અહીં ઉંડાં ભર્યાં :
પ્રભુ પ્રેરતાં ઉછળ્યા કર્યાં, એના ઝોશથી તું શું ડરે ?
બસ ! છોડ તુજ ન્હાડી ઝરો, છો એ પ્રલયમાં ઉછળો;
છો કો સુરૂપે આફળો, છો તૂટતો ! તું શું ડરે ?
બદલો મળે કે ના મળે, શુક એક પાંખે શે પળે !
એ તર્ક શા જૂઠા કરે, ઉડી જો ઉડી ! તું શું ડરે ?
પાષાણના પદ ચુમ્બતો જો કેમ સિન્ધુ કૂદતો,
જ્યાં સખ્ત ઉભી ભેખડો, તો તું અરેરે ! શું ડરે ?
તે ઉર્મિઓ પાછા પડે, મગરૂર ગિરિ તે ના ગણે;
ત્હોયે સલિલ ભેટયા કરે, જે પ્રેમનું તે શું ડરે ?
જો ઘાસ ઝરણાં પાસનું જે પ્રેમ પી નીલું બન્યું,
તુજ પદ કને જે છે ઢળ્યું તે ના ડરે ! તું શું ડરે ?
એ ના પુકારે કોઇ એ, “અમ અંગ કચરાઈ મરે !
“અમ યત્ન સૌ ધૂળે મળે” ! તો ઉઠ, ઉઠ તું શું ડરે ?
આ શુષ્ક લૂખી આલમે આપકારીઓના રાહને
થઈ હ્રાસ કર રસ ભર, અને એવું થતાં તું શું ડરે ?

તુજ અંતરણનું સૂકશે, ચારેય ના તેનો થશે;
તો શું પડ્યો છે ફ્હેશતે ? ઉભી ચારુતા ત્યાં શું કરે ?
જો ક્ષીરસાગરના સમું પ્રભુએ હૃદય નિજ પાથર્યું :
એ બિન્દુ ના કોને મળ્યું ? તે પામતાં તું શું કરે ?
એની કૃપાનાં પુષ્પ એ રગદોળનારા પાદને
નિજ ગન્ધનો જે લેપ દે તે લેપ થાતાં શું કરે ?
જો આંખ મીચી ચાલશે તો ઈષ્ટ સાથે મ્હાલશે,
મીઠી પ્રીતડી મીઠી થશે, દિલ જાય ત્યાં તું શું કરે ?

કલાપી.

—૬૩—

# સ્વર્ગનો સાદ

મરેલાંઓ સગાંઓને ભૂલી જાજો : હમે જાશું;
મરેલાં વ્હાલવાળાંને દુવા ગાજો : હમે ગાશું.
સગાં દેનાર દુનિયાને સગાઈ વ્હાલ સાથે ના;
મરેલાં વ્હાલ વિણ તે તો મરેલાં વ્હાલ વિણ થાશું.
અમોને એ અમારાંને મિલાવ્યાં મોતને હાથે;
હવે છોડી સગાંઓને ખરાં દિલદારને ચ્હાશું.
સગાંઓ ! પિંડ ના દેશો : નહીં પ્હોંચે, નથી પ્રીતિ;
દુવા એ વ્હાલવાળાં દે : બની ઘેલાં તહીં ન્હાશું.
અરે વ્હાલાં ! દુવા દેતાં સદા તેવી હજુ દેજો;
તમારી એ તૃષા એ તો અહીંથી ખૂબ એ પાશું.
દુવા દેવી ખુદાની છે અહીં ત્યાં રોશની એ એ;
દુવા એ જાગતાં સૂતાં સદા દેતાં નહીં કાશું.
સગાં ! તમ રક્તની ગ્રન્થિ હમે તોડી બધી પૂરી;
હવે તો સ્નેહમાં ડૂબી વૃથા ના આગમાં લ્હાશું.
અહો વ્હાલાં ! સગાંઓથી સુલેહે મોતને પામી,
અહીં વ્હેલાં ચડી આવો : બધાં એ સ્નેહમાં માશું.

કલાપી.

—૬૪—

## હું બાવરો

આ આતશે તાપે તપેલો હું બળેલો બાવરો !
ઝાંખી થયેલી નરની તે નૂરનો હું બાવરો !
એ નૂર ના આફ્તાબ કૈં, એ નૂર ના હા ! વીજળી !
એ કોણ ? શું ? કૈંએ નહીં ! હું ત્હોય ત્હેનો બાવરો !
એ ગુલ હતું અંગારનું ! હું ફૂદડી તેની બન્યો !
ચોટયો, ગળ્યો, દાઝી ગયો ! હું ત્હોય તેનો બાવરો !
હા ! હાય ! હાહા ! સ્વપ્નમાં એ જાગતાં એ નીંદમાં,
તેને ન હું તો કયાંય ! ત્હોયે હું જ તેનો બાવરો !
અક્કલ કહે છે છોડવા, હૈયું કહે, "તે ના બને :"
અક્કલ ગુમાવી ! દિલ બાળ્યું ! ઈશ્કનો હું બાવરો !
"એ ઝેર દેખે છે છતાં કાં માન તેને મીઠડું ?"
એ પૂછશો કોઈ નહીં ! ઉત્તર ન આપે બાવરો !
આશક તણી નઝરે ભરી ખૂબસૂરતી જે છે સદા,
તે કેઈ માશૂકને સુઝે છે ? એ જ પૂછે બાવરો !
દુનિયા કહે કૈં એ ભલે ! અક્કલ કહે અંગાર છો !
મ્હારી નિગાહે પુષ્પ તો હું પુષ્પ માનું બાવરો !
મેં પૂતળી કૈં છે ઘડી દિલમાં હઝારો હોંશથી,
એ પૂતળી જેને ગણી તેનો થયો હું બાવરો !
એ પૂતળીના જાદુને કો જાણનારૂં જાણશે !
આમી નઝર આવે નહીં ! એ દેખનારો બાવરો !
"હા હાય હાહા ! હાય હાહા !" એ પુકારૂં હું ભલે !
એમાં મને માની મજા તો એ મજા લે બાવરો !
કૈં પૂછનારો બાવરો ! કૈં બોલનારો બાવરો !
આ 'હાય' પુકારી રહ્યો તે બાવરો, હું બાવરો !

કલાપી.

—૯૫—

# છેલ્લી જફા

જફાથી ક્યાં સુધી આખર જિગર આ ન્હાસશે દૂરે ?
જફા કાજે જિગર છે આ ! જિગર કાજે જફા છે એ !
જફા આ એકમાં જાતાં જફા લાખો ઉડી જાશે !
મગર કો બેજફા બિલકુલ જહાંમાં ના થયું થાશે !
મુસાફિર ઝિન્દગાનીનો જફાના નાવમાં ચાલે !
પ્રતિ પગ સાહસે ભરવો, રડી ન્હે યા ભલે મ્હાલે !
જફા છેલ્લી, જવું ડૂબી, મગર દરિયાવ ખારો છે !
થવાને બેજફા કિન્તુ મને એ દાવ પ્યારો છે !
જફા દુનિયા ! જફા પ્રીતિ ! જફા આ મોતનું પ્યાલું !
જફાની તો જફાના કાં હવે ના પન્થમાં ચાલું ?
જફા ન્હાની તણા ઝુંડો સહેતાં શી બડાઈ છે ?
મગર આ મોતની છેલ્લી જફા તો કો હવાઈ છે
લઈ સમશેર ઉભું ? યા દઉં સમશેર સીનામાં ?
સમારૂં નાવ તૂટેલું ? અરે ! તેને ડુબાવું યા ?
સમારૂં તો નથી સાંધો ! નથી દરિયાવનો આરો !
ડૂબી જાતાં તળું છે ક્યાં ? કહીં મીઠાશનો ક્યારો ?
સમારૂં ના ! ડુબાવું ના ! જહીં ખેંચાઉં ત્યાં જાવું !
નહીં જ્યાં નાવ ચાલે ત્યાં જતાં ડૂબી નથી ગાવું !
ડુબાવાનો ય કો કાલે જશે એ વખ્ત આવી જો,
બહુ એ વાત ટૂંકી છે સુખે દેશું ડુબાવી તો !
હશે બંદૂકના પડઘા થયા ના શાન્ત આકાશે;
જિગરના આ બધા ધડકા તહીં પૂરા થઈ જાશે !
જફાને, ને સનમને, ને સનમની ક્રૂરતાને, ને
જહાંને આપતા જાશું સલામી આંસુની છેલ્લે !

કલાપી.

—૬૬—

# હમારી સ્થિતિ

હમારે તો ચમનમાંથી ગુલોના ખાર છે આવ્યા !
હમારે તો જહાંમાંથી બધે જલ્લાદ છે આવ્યા !
નથી પીનારને કોને હમારૂં ખૂન આ ભાવ્યું !
ઝુકેલી ડોક પર ખંજર ન દેવું કોણને ફાવ્યું ?
હમારૂં ખૂન દિલબરને સીસી શરબત તણી ઠેરી !
હમોને તેગ એની એ દવાઓ દર્દની ઠેરી !

હમે જેને અમી માન્યું, હમોથી દૂર એ ચાલ્યું !
જિગરથી ઝેરનું પ્યાલું તસુ એ દૂર ના ચાલ્યું !
હમોને આ જહાંઓનો બતાવ્યો માશૂકે રસ્તો !
સનમ જેવી જહાં તેવી, બધે એ એક છે રસ્તો !
નકી એ એ જ ખંજરથી હમોને કોઈ દી ખોશે !
પછી તો રોઇને અક્કલ બધી પોતાની એ ખોશે !

કબરમાં જ્યાં હમે જાશું ફુલો ત્યાં આવશે દેવા !
મગર આ ઝિન્દગીમાં તો બની ભાલાં સદા દેવા !
અરેરે ! આશકોની તો વધારે મોત છે કીમ્મત !
સનમને જીવનારાની નહીં કોડી તણી કીમ્મત !
શરાબો પી હમોએ એ સુખોમાં ભાન ના રાખ્યું !
સુખોનું દૂરનું નામે હવે તો છે દિલે રાખ્યું !

નહીં જે આપતા તેને હવે આ માગવું આવ્યું !
બૂરૂં એ માગવું આવ્યું, મગર માગ્યે ન કૈં આવ્યું !
મળેલું માગતાં જેને નકી તે માગતાં આપે !
ખુદાએ ના તને આપ્યું ! પછી તું શું મને આપે ?
ભિખારી સૌ ભિખારીથી જહામાં ભીખ માગે છે !
હમારૂં કિસ્મતે કાંઈ સદા એવું જ માગે છે !

કલાપી.

—૬૭—

# ત્હારી બેહયાઇ!

ઝુલ્મ છે કે બેવફૂફી બેહયાઈ ત્હારી આ?
નાદાની કે ખુદાઇ છે દિલબરી હમારી આ ?

તું ગુલ ઉપર હું તો હતો હજાર વાર આફ્રીન,
તું ચાહતી હું ચાહતો ત્યાં ખેલ શું નવો જ આ ?

તું પિછાનતી હતી આ ખૂનનું ટીપું ટીપું,
ત્યાં ટીપે ટીપે ટીપે તેં ઝેર કાં ભર્યું ભલા ?

શું ઇશ્ક ઝુલ્મ આખરે ! તો બેવફૂફ ઇશ્ક છે,
એ ઇશ્ક હુસ્ન જે તણું તે બેકદર નૂરે ખુદા.

હું બેવફૂફથી ભર્યો ઝાલિમ દિલે ચોટી રહ્યો,
નાદાની એ ! નાદાની એ ! ખુદાઈની જૂદી હવા !

એ ખૂન છે પાણી બન્યું, ઢોળાઇને ચાલ્યું જતું;
એ ક્યાંય ના ઠેરે, ઠરે, છે ઠારનારૂં કોણ ક્યાં ?

કો દી હતું તુંમાં ઠર્યું, નાદાન એ ત્યારે થયું;
તેં બાળતાં એ છે બન્યું ! જાગી ખુદાઈ છે મજા !

ઝુકાવતું જે શિર તને છાતીથી છાતી ચાંપતાં,
તે ખૂન ત્યારે તો હતું નાદાનનું નાદાન, હા !

કે ઝુલ્મ આતશ લાગતાં, કેં ઇશ્કને પિછાનતાં,
આજે વહે છે આપથી તે તો ખુદાઈ ખૂન આ.

નાદાનીમાં ત્હારૂં થયું, ખુદાઇમાં તુંથી જળ્યું;
તું ચાહતી નાદાનીને, દે દાહ તે ખુદાઈ આ.

હું ચાહતાં રાજી હતો, હું દાઝતાં રાજી વધુ;
મ્હારી મજા મ્હારી સદા ! રે ! બેવફા તેને જફા.

કલાપી.

—૬૮—

# મસ્ત ઇશ્ક

અયે કાતીલ ! સીને તું સૂતું રૂ્હેજે : પડ્યું રૂ્હે તું :
નથી તકસીર ત્હારી એ : ગુનેહગારી હમારી છે !
બિસમિલ્લાહ ! ખતમ થઇ જાઃ જિકર કર નાઃ જિગર ! ગમ ખાઃ
હૃદય નાદાન પ્રેમીલા ! દિગમ્બર રાખ ચોળી થા !
કિતાબો ઇશ્કની ખોળી : ઉથામ્યાં પ્રેમનાં પોથાં :
વિષમ છે ડંખ પ્રીતિના : વિકટ છે સ્નેહરસ્તા ત્યાં !
આશક આ પડ્યો બેહોશ : મરી જાશે એ હિજરાઈઃ
આ ફરહાદની કબરે નથી શિરીન સૂવાની !
બસ ! કમ્બખ્ત દિલ ભોળા ! ઉધામા છોડ ઉલ્ફતના :
ન કર તું મુફ્ત અફસોસી : મળશે દાદ ના અહિંયા !
આ દરબાર દરવજ્જે ડંકા પ્રેમના બાજે :
પરન્તુ બેવફાઈનાં ઉપર નિશાન ફરકે છે !
કરી ખામોશ પછડા મા : આ તો ખ્વાબનાં નખરાં :
આ ગુલઝાર જાદૂનો, ફરેબી ને દગાવાળો !
મળે જો ના તને હીરો લગાવી કોયલો કાળો,
બન્યું રૂ્હે મસ્ત મસ્તાનું : ન કાંઇ ભેદ મેં ભાળ્યો !
નિગાહ કર ચશ્મ ખોલી તું, માશૂક આ ખડું આંહીં :
બન્યું રૂ્હે મસ્ત મસ્તાનું અખંડાનન્દમાં રાચી !
માયિક પ્રેમ તરછોડી અનલ હકનો તું કર દાવો :
બન્યું રૂ્હે મસ્ત મસ્તાનું : મસ્તીનો તું લે લ્હાવો !

કલાપી.



—૬૯—

# કોણ પરવાર્યું ?

અહીં દરવિશ બધા બુઝરગ ખુદાના ઈશ્કખાનામાં !
મગર એવી સફેદીથી જુવાની કોણ પરવાર્યું ?
અહીં બદલી બધું જાતું : જિગરનાં ચશ્મ ને ચશ્માં !
મગર છે વસ્લ એ, રે રે ! સનમથી કોણ પરવાર્યું ?
અહીં માશૂક ના દેતી; કદી દે તે નહીં પૂરૂં !
મગર એ ભીખ માગીને ભિખારી કોણ પરવાર્યું ?
અહીંના આશકો સુરમે કરે છે ગાલને કાળા !
મગર માશૂકની સુરખી રડીને કોણ પરવાર્યું ?
અહીં પ્રત્યેક દાણા પર છુપ્યાં ખાનારનાં નામો !
મગર પરવા પરાઈથી અરેરે ! કોણ પરવાર્યું ?
અહીં હરગિઝ છે દર્દે પરેશાની પરેશાની !
મગર દર્દી જિગર દર્દે લઈ દમ કોણ પરવાર્યું ?
અહીં ખ્વાબો મળે રાતે : બધાં અન્ધારમાં જાતાં !
મગર અફસોસ દી આખો કરીને કોણ પરવાર્યું ?
અહીં અડતું નહીં સીધું દિલે કો એક પણ ખંજર !
મગર નિચોવતાં લોહી તડફડતાં કોણ પરવાર્યું ?
અહીં સઘળા ખતમ થાતા નશા બેચેનીમાં નાખી !
મગર એવા શરાબોને ભરી પી કોણ પરવાર્યું ?
અહીં દાનાઈનું પ્યાલું રહ્યું બસ મોતને હાથે !
મગર આ ઝિન્દગાનીની સુરાહે કોણ પરવાર્યું ?
અહીંના આ ફકીરોની કદી ઝોળી નહીં થંડી !
મગર એ ખાકમાં દાઝી ફકીરી કોણ પરવાર્યું ?
અહીં ફિટકાર છે લાઝિમ બધી આ પાયમાલીને !
મગર લાનત સદા હિઝરાઈ લેતાં કોણ પરવાર્યું ?

કલાપી.

—૭૦—

# સાકીને ઠપકો

સાકી, જે શરાબ મને દીધો દિલદારને દીધો નહીં;
સાકી, જે નશો મુજને ચડ્યો દિલદારને ય ચડ્યો નહીં !

મુજ ચશ્મમાં ચરખો ફરે,
કદમે બદન લથડી પડે;
દિલદાર તો મલક્યા કરે,
નક્કી યારને પાયો નહીં !

આશક અને માશૂકને,
પાવો એક જામે ને સીસે;
પાવો એક હાથે સાકીએ,
ઇન્સાફ તેં કીધો નહીં !

મ્હારી ગઈ શરમે બધી,
દિલદાર હુજૂર મહીં હજી;
ત્હારી બની ખાલી સીસી,
પાવાય ત્હેં રાખ્યો નહીં !

સરખાં બને બન્ને જરા,
ત્યાં તો શરાબીની મઝા;
ઉલટી કરી તેં તો સજા,
નયને સનમ ખેલી નહીં !

મુજ ખૂન આ કદી રહે,
દિલદારનું થંડું બને;
મુજને ચડે ત્યાં ઉતરે,
કાંઈ મઝા આવી નહીં !

આ રાત પહેલી વસ્લની,
માશૂકના ઇન્કારની;
ત્યાં બેવકૂફી તેં કરી,
તુજ જામ કાં ફૂટ્યું નહીં !

ના રોશની ગાલે ચડી,
જરી ના લબે સુરખી પડી;
ઘેરી બની ના આંખડી,
દિલ યારનું જાગ્યું નહીં !

આ પ્હોર ચાર જ રાતના,
કંઇ વાયદા વીત્યે મળ્યા;
કંઈ હોંશથી જિગરે જડયા,
તેની કદર તુંને નહીં !

ના ખેંચ આશક તો કરે,
માશૂકને પાવો પડે;
ના સાકીએ પીવો ઘટે,
તેં કાયદો પાળ્યો નહીં !

જોઈ સનમને રૂબરૂ,
ઘેલો હતો પૂરો જ હું;
પાયો ફરી, પીતો ય તું,
પણ યારને પાયો નહીં !

આ વાય ફજ્ર તણી હવા,
મુજ રાત વીતી મુફતમાં;
દિલદાર આ ઉઠે જવા,
એ બે સુખન બોલી નહીં !

જો આવશે કોદી સનમ,
તો લાવશે આંહીં કદમ;
તું રાખજે—ભાઇ—રહેમ,
ગફલત ઘટે આવી નહીં !

કલાપી.

-૭૧-

# ખતા નહીં જાતી

પેદા થયો ખતા મહીં: ખતા નહીં જાતી:
પેદા કરી તકદીર ના તદબીરથી જાતી !
મગર ખતા તકદીરથી, સનમ ! સદા તું દૂર;
આશક તણી તુંથી ન ખતા શું ખસી જાતી ?
હિના ફરે તુજ કદમની, સનમ ! ચમનમાં રોજ;
હુંથી ગુલે ન ખારની હારો મગર જાતી !
તું ફુલથી કાંટા, સનમ ! ચાહે તો કર દૂર;
તુંને મગર તકલીફ એ આપી નહીં જાતી !
કાફર દિલ આ તો કરે, સનમ ! લાખ તકસીર;
ત્હારી મગર યાદી વગર ઘડી નહીં જાતી !
એ યાદી પર તું, સનમ ! કરી રહી છે મહેર;
તું આવતી પણ ભુલભુલે ગભરાઈને જાતી !
તું ચાહે તો શોર એ કરે ઈશારે ચૂપ;
તુંથી મગર રહમ અને શરમ નહીં જાતી !
મ્હારી નાદાની અને ત્હારી લિયાકત, યાર !
તેમાં દિદારની ઘડી લૂટાઈને જાતી !
ખાર અને આ શોર ત્યાં તું બુરકામાં આવ;
ત્યાંથી મગર એ શિકલે ગુલ જોઈ નહીં જાતી !
આશકઆલમમાં ભર્યું, સનમ ! બધે તેં ઝેર;
ચૂમે ન તું ત્યાં ઝેરની તાસીર ના જાતી !
લાખો, સનમ ! તુજ ફરકતા પલ પલ બોસા કાજ;
આ બેવુકુ પણ શિકલ ના ધરી તને જાતી !
ખતા કરી ભૂલું ખતા, સનમ ! હઝારો વાર;
એટલાં તુંને મગર ના એ ખટક જાતી !
તું તો યારીનો સદા, સનમ ! ધરી રહી હાથ;
આ હાથની રેખા મગર ભૂરી નહીં જાતી !

કેમ કહું તુજને અતા કરવાને મુજ સાફ ?
આ હાથની એ હાથથી ધોઈ નહીં જાતી !
કિસ્મત જામે શરાબનું ભરી શાહી ત્યાં મેં જ !
કે ચિલ્વનો માશૂકની ચીરી નહીં જાતી !
ના તાકાત મળે, સનમ ! ના કિસ્મત પલટાય;
કમબખ્ત આ જૂદાઈ તો ન કયામતે જાતી !

કલાપી.



—૭૨—

## સનમની શોધ

પેદા થયો છું ઢૂંઢવા તુંને, સનમ !
ઉમ્મર ગુઝારી ઢૂંઢતાં તુંને, સનમ !
છે દુશ્મનો લાખો ભુલાવા રાહને,
દુશ્મન બનાવી યાર અંજાયો, સનમ !
ગફલત મહીં હું, ઝાલિમો કાબિલ એ,
જૂદાઈ યારોની મઝા એને, સનમ !
જે રાહદારીમાં અમોને લૂટતું,
ઉમેદ બર આવો નહીં એની, સનમ !
ત્હારી મદદ કોને હશે ? માલુમ નહીં,
શું યારના દુશ્મન સહે યારી ? સનમ !
પાંચે નમાઝે ઝૂકતાં ત્હારે કદમ
આડા ફરે છે બેખુદાઓ એ, સનમ !
છો દમ બ દમ ખંજર રમે ત્હારૂં દિલે,
કાફર તણું કાતિલ ખેંચી લે, સનમ !
તું માફ કર, દિલદાર ! દેવાદાર છું :
છે માફ દેવાદારને મ્હારા, સનમ !
કાંઈ નઝરબક્ષી થવી લાઝિમ તને,
ગુઝરાનનો ટૂકડો ઘટે દેવો, સનમ !

પેદા થઈને ના ચૂમી ત્હારી હિના,
પેદા થયો છું મોતમાં જાણે, સનમ !
શાને કસે છે મુફ્ત આ લાચારને ?
દાવો સુનાનો છે હમારો ના, સનમ !
પત્થર બની પેદા થયો છું ઝ્હાડમાં,
છું ચાહનારો એ ય તુંથી છું, સનમ

કલાપી.



—૭૩—

## સનમને

યારી ગુલામી શું કરૂં ત્હારી ? સનમ !
ગાલે ચૂમું કે ઝ્હાનીએ તુંને ? સનમ !
તું આવતાં ચશ્મે જિગર મ્હારૂં ભરે,
જાતાં મગર શું શું કરી રોકું ? સનમ !
તું ઈશ્ક છે યા મહેરબાની યા રહમ ?
હસતાં ઝરે મોતી લબે તે શું, સનમ !
મેંદી કદમની જોઈ ના પૂરી કદી !
આવી ન આવી એમ શું થાતી ? સનમ !
ત્હારી સવારી ફૂલની કયાં કયાં ફરે ?
તેનો બનું ભમરો બની શું શું ? સનમ !
જાણે વિંટાઈ ઝુલ્ફમાં છુપી રહું !
તાકાત ના દિદારમાં રહેતી ! સનમ !
છે દિલ્લગીનો શોખ કે તુંને નહીં ?
તો આવ કાં ? કાં બોલ ના આવી ? સનમ !
જોઈ તને આંખો નકામી આ બધે,
ફોડી દઉં પૂરી તને આંખે ? સનમ !
આ ચશ્મની તુંને ચદ્દર ખૂંચે નકી,
કોને બિછાને તું સદા પોઢે ? સનમ !
આપું જિગર ત્હોયે ન તું ત્યાં શું તને ?
માલેક આલમના જિગરની તું, સનમ !

તુંને કહું હું યાર તો ગુસ્સે નહીં :
ત્હોયે હસે છે દૂરની દૂરે ! સનમ !
તુંને કહું ખાવિન્દ તો રીઝે નહીં !
ત્યાં એ હસે તું દૂરની દૂરે ! સનમ !

યારી કરૂં ત્હારી ? કરૂં યા ના ? સનમ !
કોઈ ખુવારીથી ડરૂં યા ના સનમ !
છે સોઈ તુંને કે નહીં દિલદારની ?
તુંને નઝર આ દિલ કરૂં યા ના ? સનમ !

કોઈ દિવાનો મસ્ત હો, લાચાર હો,
તેને રઝા દરબારમાં યા ના ? સનમ !
મ્હારે ટકોરે દ્વાર ખુલ્લે કે નહીં,
તુંને પુકારૂં શેરીએ યા ના ? સનમ !

છે શોખ મિજમાનો ફકીરોનો ન યા !
કૈં ઝિદ કરૂં દરવાનથી યા ના ? સનમ !
તકલીફની પરવા ન પીવા આવતાં,
હાથે મગર તું પાય છે યા ના ? સનમ !

લાખો જવાહિરો જહાં તુંને ધરે,
રાની કરૂં ત્યાં ગુલ રુજુ યા ના ? સનમ !
જ્યાં લાખ ચશ્મો ચૂમતાં ત્હારા કદમ,
ત્યાં ભેટવા દોડું તને યા ના ? સનમ !

નાલાયકી ને બેવકૂફી યારની !
ત્યાં તું શરાબીમાં ભળે યા ના ? સનમ !
શાહી ફકીરીથી ભળી જાણી નહીં,
દિલ ત્હોય ચાહે : ચાહવું યા ના ? સનમ !

જોઈ તને ચશ્મે ઝરે છે ખૂન તે,
ત્હારી હિનામાં રેડવું યા ના ? સનમ !
તું છે બધું : હું કાંઈ એ છું ના, મગર
યારી કરૂં ત્હારી ? કરૂં યા ના ? સનમ !

'કલાપી.



—૭૪—

## સનમને સવાલ

તું યાર ક્યાં ? દુશ્મન કયો ? જાણું નહીં !
આ દિલ ધડકતું જાય ક્યાં ? જાણું નહીં !

આવે ધરી આ દુશ્મનો તારી શિકલ :
યા આંખ આ અંધી બની ? જાણું નહીં

છે હાથ તો લાંબો કર્યો, દોરાઉં છું :
છે દોરનારૂં કોણ આ ? જાણું નહીં !

*　　*　　*

છે તો ચમન ત્હારો રચેલો તેં ખુદે :
ચૂંટું ગુલો યા ખાર આ ? જાણું નહીં !

જાદૂભરી બુલબુલ બજાવે વાંસળી :
તેની ઝબાંમાં કોણ છે ? જાણું નહીં !

કલાપી.

—૭૫—

## મુર્દા આશક

આ પ્હોંચ્યો અંજામનો પ્યાલો, અયે દિલબર !
ઈઝરાઈલ્ ! રહમ લાવી ઘડી ભર સબૂર કર.

માશૂકને, સાકી ! તું દે પયગામ મ્હારો એઃ—
'દિલારાયે ! મુર્દા આશકની તું ખબર લે.

'શિરીન્ ત્હારા લબની લિઝત દે ભલા આખર,
'હુસ્ન ! ત્હારા ગાલ છેલ્લે રાખ સીના પર.

'હા ! હા ! મને તે યાદ છે તુજ ઝુલ્ફની ખુશબો,
'ઘૂમી રહ્યો આ કાનમાં તુજ ગુફતનો પડઘો.

'લાચાર ત્હારો યાર છે, તે ક્યાં મરે ? તું ક્યાં હશે ?
'આ ખ્વાબ પુરૂં થાય છે, માશૂક ! સલામ લે.

'આ ખાક પુકારી તને બોલાવશે, મહેબૂબ !
'ઝટકશે ગમગીન આ બેહોશ મ્હારૂં નૂર.

'ઇશ્કના આ બાગમાં કો ગુલ નથી બેખાર,
'અયે સનમ ! તું બેરહમ શું બની સિતમગાર ?

'મોતી સમું તુજ ચશ્મમાંથી અશ્રુ એક પાઠ,
'યાદ કર તું, યાદ કર-મરહૂમ ત્હારો યાર.'

કલાપી.



—૭૬—

# આપની યાદી

જ્યાં જ્યાં નઝર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની !

માશૂકોના ગાલની લાલી મહીં લાલી, અને
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો ત્યાં ત્યાં નિશાની આપની !

જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાઝુક સવારી આપની !

તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની !

આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં,
આ દમ બ દમ બોલી રહી ઝીણી સિતારી આપની !

આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની !

દેખી બૂરાઈ ના ડરૂં હું, શી ફિકર છે પાપની ?
ધોવા બૂરાઇને બધે ગંગા વહે છે આપની :

થાકું સિતમથી હોય જ્યાં ના કોઈ ક્યાં યે આશના :
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની !

જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને,
અહેશાનમાં દિલ ઝૂકતું, રહેમત ખડી ત્યાં આપની !

પ્યારૂં તજીને પ્યાર કોઈ આદરે છેલ્લી સફર :
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જૂદાઈ આપની !

રોઉં ન કાં એ રાહમાં બાકી રહીને એકલો ?
આશકોના રાહની જે રાહદારી આપની !

જૂનું નવું જાણું અને રોઉં હસું તે તે બધું;
જૂની નવી ના કાંઈ તાજી એક યાદી આપની !

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી;
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની !

કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી;
છે આખરે તો એકલી ને એ જ યાદી આપની !

કલાપી.



—૭૭—

## ગૂમ થયેલી પૂતળી



'માલેકની બક્ષેસ મ્હારે એક ન્હાની પૂતળી !'
હૈયા તણા હુલાસનું ઘર એ જ મ્હારી પૂતળી !
ખૂટયાં નૂરે ચશ્મો થકી ત્હો યે નઝરમાં રૂમતી !
પરી બસી, દૂરે ખસી, આખર પરી થઈ તળી !
ગેબી ચમક ચશ્મે ભરી વેરે બેહેશ્તી ભૂરકી !
ઉંડે જિગરમાં કોતરે ઈલિમ અવલ એ પૂતળી !

એ નેનમાં રમતાં દીઠાં એવાં બાલુડાં ઈશ્કમાં !
મસ્તી હમારી રદ્દ ! ને, એ પાક, શીખવે પૂતળી !

દુનિયા બધી દોઝખ દીઠી ! દિલ ખૂંપે ના તેહમાં !
ઢૂંઢું હવે બેહેશ્તી ત્હેવાં ગૂમ થઈ એ પૂતળી !

યાદી વીણી બંદી કરૂં ! મીઠી મગર ક્યાં એ નઝર ?;
રોશન હમારો ગુલ થયો ! ક્યાં કુંડળી ! ક્યાં પૂતળી !
ચશ્મે જિગરની નૂરજહાં તખ્તે બિરાજી બેહેશ્તને !
તો આંસુડાંની લઇ નઝર કરજે કદર જરી, પૂતળી !
સુનું રહેશે તખ્ત દિલનું, પૂરવા તે ત્યહાં, સનમ !
ઈજીન હમારૂં નોંધજે ! છેલ્લી અરઝ એ, પૂતળી !

અરવિન્દ

—૭૮—

## મત્સ્યગન્ધા

મત્સ્યગન્ધા સુન્દરી !
તટ લાવ્ય જરી ત્હારી તરી,
અહિં આવ્ય, ધીરી પાસે સમા,
લઈ હાથ નેહે હાથમાં !
વેર હૈડે ફૂલ–શીષ તુજ,
આમ થા, અયિ ! ભીરૂ ના !
નિર્ભય રમંતી ન નિત્ય શું—
ગર્જન્ત ઘોર સમુદ્રમાં ?
આ, દરિયા જ સરખા, ઉરમાં–
તુફ્ફાન, ભરતી, ઓટ છે,
ભાવનાં મોતી અમોલાં
અન્તર ઉંડાં સૂતેલ છે.

અરવિન્દ.

—૭૯—

## અહમવસ્થા

અમે શાને અમારૂં તે, ખુશી સાથે તજી દઇએ ?
અને શાને તમારૂં તે, ઝુંટાવીને અમો લઇએ ?
તમારામાં અમારૂં જો, તમારૂં તે અમારૂં છે !
અમારામાં તમારૂં તે, અમારૂં છે ! અમારૂં છે !

જરા વાતે અમારૂં તે, તમારૂં થઈ જનારૂં છેઃ
તમારૂં લાખ વાતોએ અમારૂં ના થનારૂં છે!
તમે બોલો તમારૂં તો, અમારૂં શીદને કહીએ?
અને ઝુંટો અમારૂં તો, અમારૂં શીદને દઇએ?
તમારૂં તે તમોને હો, અમારૂં તે અમોને રૂહો:
તમારૂં તે તમારૂં ને અમારૂં તે અમારૂં છે!

તકિલ.



—૮૦—

## સમાનાવસ્થા

તમે લેશો તમારૂં જો, અમોને શું જવાનું છે?
અમે લેશું અમારૂં જો, તમોને શું થવાનું છે?
તમે આપો તમારૂં તો, અમારૂં શું કરી લઇએ?
અને માગો અમારૂં તો, તમોને શું અમો દઇએ?
તમે જોશો તમારૂં તો, તમોને તે મળી રૂહેશે:
અમો જોશું અમારૂં તો, અમોને યે મળી રૂહેશે!
તમારા ને અમારાની કરોને બાદબાકી ત્યાં;
અને રૂહે જે પછાડી તે, તમારૂં ને અમારૂં છે!
તમારામાં તમારૂં તે, અમારામાં અમારૂં છે:
અમારૂં તે તમારૂં ને તમારૂં તે અમારૂં છે!

તકિલ.



—૮૧—

## વિશુદ્ધાવસ્થા

તમારા ને અમારાને, ગુણો કે ભાગશો તોયે,
તમારૂં ને અમારૂં એ ગુણ્યે ભાગ્યે થવાનું છે.
થવાનું તે થનારૂં છે, જવાનું તે જનારૂં છે;
તમારૂં ને અમારૂં એ થનારૂં છે, જનારૂં છે.

તમારૂં તે અમારૂં ને અમારૂં તે તમારૂં એ:
તમારૂં કે અમારૂં સૌ જનારૂં છે, જનારૂં છે.
તમારા ને અમારાની, અરેરે! ખેંચતાણો શી?
તમારૂં ને અમારૂં શું? જનારૂં તે જનારૂં છે!
અસારે એ જ સારૂં છે: પ્રભુનું નામ પ્યારૂં છે:
અમે લેશું અમારૂં છે: તમે લ્યો તો તમારૂં છે.

તકિલ.

—૮૨—

## વિરામાવસ્થા

પ્રભુનું નામ પ્યારૂં છે: તમે લ્યો તો તમારૂં છે:
અને ત્યાં આપણું એ છે, પ્રભુનું નામ જે લે છે.
પ્રભુનું નામ બોલાશે, પછી ત્યાં આપણું થાશે:
અમારૂં ને તમારૂં એ જુદા શબ્દો તુટી જાશે.
પ્રભુમાં ચિત્ત જો જાશે, સુખેથી ઐક્ય તો થાશે:
ગુણો એના બધા ગાશે, જીવન તેનું સફળ થાશે.
પ્રભુનાં ગીતડાં ગાશે, ભવાબ્ધિ તે તરી જાશે:
તમારા ને અમારામાં તણાતાં તે બચી જાશે.
પ્રભુના ગુણ જે ગાશે, પ્રભુમાં તે ભળી જાશે:
અહા! એ દિવ્ય જ્યોતિમાં લઘુ જ્યોતિ શમી જાશે.

તકિલ.

—૮૩—

## હાલ અબતર છે!

કદી તલવારની ધમકી! કદી કર માંહિ ખંજર છે!
ગઝબમાં જીવ આશકનો! ડગે ડગ દિલ મહીં ડર છે!
ઘડીમાં જીવ જોખમમાં: ઘડીમાં જિન્દગી ભયમાં:
પડ્યું પરહાથ દિલ આ આજ આંખ્યો સૂળી ઉપર છે!

ન છૂટે ધ્યાન પ્રતિમાનું : ખુદાની યાદ ના આવે :
પડ્યા પત્થર સમજમાં શું, કહે લોકો કે કાફર છે !
જિગરનો દાગ જૂનો છે : નિરાશાનો નમૂનો છે :
સહુ સંસાર સૂનો છે : ઉજડ આશક તણું ઘર છે !
તમો ધનવાન છો તો મુજ સમા લાખો ભિખારી છે :
કમાઇ રૂપનીમાં આશકોનો લાગ ને કર છે !
હૃદય ચાહે સદા જેને, દયા આવે નહીં તેને :
બળ્યું એ જીવવું : એના થકી મરવું જ બહેતર છે !
નહીં ભૂલું અમૂલું મુખ : કદી ટૂલું થયું તો શું ?
કપાઇ સર સરાસર બોલશે, બસ ! તુંજ સરવર છે !
ઉઠયો ચમકી હું રાતે વસ્લની જાહિદ તણી બાંગોઃ
અહીં તકબીરના શબ્દો સદા અલ્લાહ અકબર છે !
ન કર, અમૃત ! શિકાયત કે, એ બૂત છે પત્થરો છે બસ :
હૃદય તુજ મીણનું રાખ્યાથી ત્હારો હાલ અબતર છે !

અમૃત કે. નાયક.



—૮૪—

## પાદપૂર્તિ

અદાલત યારની માંહી ખરી દાવત સમાઈ છે;
બુરાઈ બોલમાં ભરપૂર ભાવોની ભલાઈ છે;
અહો દિલ ! ખુશ થજે પ્યારાને મળવાની વધાઈ છે;
" કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે;
" ખફા બંજર સનમનામાં રહમ ઊંડી લપાઈ છે. "
અમે તો દિલ થકી નિત્યે, વધારી દોસ્તી ગાઢી;
ગણી કુર્કતની આતિશને, હમેશાં હેતથી પ્રૌઢી;
જિગરના ઝખ્મને વ્હેતા કર્યા નિજ હાથથી વાઢી;
" જુદાઈ ઝિન્દગી ભરની કરી રો રો બધી કાઢી;
" રહી ગઈ વસ્લની આશા અગર ગરદન કપાઈ છે. "

મુરાદો બર ન આવી, હાય ! બદનામી થઈ ઠાલી;
અગલગીરી કરી ચાંપી શક્યો ના બાથમાં ઘાલી;
ફસાવ્યો ઠીક ફન્દામાં, અરે ! ઓ ઝુલ્ફ જંજાલી !
" ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી;
" હઝારો રાત વાતોમાં ગમાવી એ કમાઈ છે. "

જુઓ ! હથિયાર ચાલુ ચીરવા આશક તણું અન્તર;
પડ્યાં'તાં નાઝનાં મ્હેણું ભરેલાં દફ્તરે દફ્તર;
તુફંગો, તીર, તલવારો, કટારો, જમ્બિયા, નશ્તર;
" ઝખમ દુનિયા ઝબાનોના મુસીબત ખ્વૉફનાં ખંજર;
" કતલમાં એ કદમબોસી ઉપર કયામત ખુદાઈ છે. "

ભરી છે આપને ભૂલી જવામાં યે સનમની યાદ;
થઈ નાશાદ દુનિયાથી ફર્યામાં ગુપ્ત છે દિલશાદ;
પશુપંખી અને ઈન્સાન લાગ્યો એ જ સૌને નાદ;
" શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ;
" અગમ ગમની ખરાબીમાં મઝેદારી લુટાઈ છે. "

વફા છે નામ કોનું ? ને વસી ક્યાં બેવફાઇ છે ?
કહે છે વસ્લ કોને ? ભોગવી કોણે જુદાઇ છે ?
કરી લેવું ! થઈ રહેવું ! બધા કિલ્લા હવાઈ છે !
" ફના કરવું : ફના થાવું : ફનામાં શહ સમાઇ છે :
" મરીને જીવવાનો મન્ત્ર દિલબરની દુહાઇ છે ! "

બિચારો આપથી ફ્હેવાઈ બેઠો બેબસીથી તું;
કરે શું વાંછના જશની ઝમાના જપજશીથી તું;
ન બ્હીને બેસ લેશે લોક લંપટ અંટશીથી તું;
" ઝહરનું નામ લે શોધી તુરત પી લે ખુશીથી તું;
" સનમના હાથની છેલ્લી હકીકતની રફાઇ છે. "

ડરે છે કેમ મજનું તપ્તનો મસ્નદનંશીં થૈ તું ?
ફરે અંધેરમાં રોશન વિચારોનો હસીં થૈ તું !
ન જા આઘો, રહે નઝદિકમાં બસ મઝહબી થૈ તું !
" ચમનમાં આવીને ઉભો, ગુલો પર આફ્રીં થૈ તું;
" ગુલોના ખારથી બચતાં બદનગુલને નવાઇ છે !"

પુકારે બુલ્બુલો ગુલ પાસ ખીલ્યું ખૂબ ગુલ્શન છે !
કપાયે ખારથી પાંખ્યો કે આશક ચાકદામન છે !
છતાં ખુશહાલ ! બેપરવાહ ! મસ્તાનોનું તનમન છે !
"સદા દિલના તડપવામાં સનમની રાહ રોશન છે !
" તડપ તે તૂટતાં અન્દર ખડી માશૂક સાંઈ છે !"

ધરે દિલમાં સનમને, જે કહે તેને અચારૂ ન્હી;
કદમબોસી કરે તેની, ધરે જે ન્હાર મગરૂબી;
ફના માશૂકમાંથી જીવતી દુનિયા ! અજબ ખુબી !
" હઝારો ઓલિયા મુર્શિદ ગયા માશૂકમાં ડૂબી:
" ન ડૂબ્યા તે મુવા: એવી કલામો સપ્ત ગાઈ છે !"

અમૃત કે. નાયક.

—૮૫—

# કરૂં કે ન કરૂં ?

દૂર દિલથી સહુ સંસાર કરૂં કે ન કરૂં ?
હૃદયમાં આપનું આગાર કરૂં કે ન કરૂં ?

તમે કરશો કે જફા મ્હારી વફાને બદલે ?
કહોને, અય સનમ ! હું પ્યાર કરૂં કે ન કરૂં ?

સ્હામો આવું છું તો પરદામાં મુખ છુપાવો છો !
દાર પર થાય, તો દિદાર કરૂં કે ન કરૂં ?

નાક તલકુલ કમલમુખ ને આંખ નરગિસની:
બધું લઇને ગળે હાર કરૂં કે ન કરૂં ?

હાથ તલવાર ધરી, શીશ આશકે નામ્યું,
પછી વિચાર વળી, વાર કરૂં કે ન કરૂં ?

કબૂલ પ્હેલાં મ્હને માગ્યા વિના આપી બેઠાં:
હવે ખિયાલ એ, દરકાર કરૂં કે ન કરૂં ?

બૂતો બેકદ્ર છે: લાખોને કર્યાં છે પામાલ:
દિલ હું આપીને ઇતબાર કરૂં કે ન કરૂં ?

મ્હારૂં દિલ છીનવી, ના કહે છે આપવા પાછું:
તોછડું લાગશે, તકરાર કરૂં કે ન કરૂં ?

બહુ તરસાવી બગલગીર થયો છે ઐયાર:
બોસા લાખો લઈ બેઝાર કરૂં કે ન કરૂં ?

કોટિ સર દાર પર જેણે ચઢાવ્યાં છે અમૃત!
બેરહમ્ તેને હું સરદાર કરૂં કે ન કરૂં ?

અમૃત કે. નાયક.



—૮૬—

## બળે છે !

આંખ્યોથી વ્હે છે ધારા, તો યે જિગર બળે છે:
ચોમાસે ભરપૂરે, આકાશનું ઘર બળે છે !

તેજસ્વી ઘર જોશે શું કોઇ તે સનમનું ?
જેની ગલીમાં ઉડતાં પંખીનાં પર બળે છે !

કુર્કતની આગ દાબું, તો ભસ્મ થાય હૈયું !
ફિર્યાદ કરૂં છું તો જિબ્હા અધર બળે છે !

મૃત છું હું તોય જીવું, માશૂક અમૃત પાયે,
વર્ના તમાશો જોશે કે કેમ નર બળે છે !

અમૃત કે. નાયક.



—૯૭—

## યાદે વતન

વતનની સાંઝને પ્હોરે સતાવતી યાદો;
પડેલ કેદમાં લોકો વતનના આઝાદો !

છે મુજથી દૂર બહુ, હાય ! દેશ તે સાદો;—
કાનમાં આવે છે હર પલ વતનની ફિર્યાદો !

" ચાલ્યો ક્યાં જાય છે, પાસેથી દૂર થનારા ?"
" ઉભો રહે ! શાન્ત થા ! રહે દૂર દેશ જાનારા !"

દેશવાસી તે વિદેશીનો શોક શું જાણે ?
કોકનું કષ્ટ જગતમાંહિ કોક શું જાણે ?

પારકી પીડને સાનન્દ લોક શું જાણે ?
વાંઝણી નાર પ્રસૂતાની પોક શું જાણે ?

પંઢ જે હોય તે કહોને કોક શું જાણે ?
કરે વિષપાન અમૃતનો અશોક શું જાણે ?

અમૃત કે. નાયક.

—૯૮—

## શું કરવું ?

'ચાહ' નો અર્થ કુવો છે, પડીને શું કરવું ?
'સંગ' પત્થરને કહે છે, કરીને શું કરવું ?

એ તો જાણું હું એની, 'શાન' પરી જેવી છે;
તો પરિશાન કરે એ પરીને શું કરવું ?

' દરી ' ગુફાને કહો, યા કહો શતરંજીને;
પ્રીતિ જ્યાં આદરી ત્યાં આ દરીને શું કરવું ?

દિલને શીસે ભર્યો પડયો છે, મદ મહોબ્બતનો;
ઉભરી જાય તે પ્યાલો ભરીને શું કરવું ?

સ્હામો છલકાઈ જતો જો સમુદ્ર અમૃતનો,—
નથી પરતીર તો તેમાં તરીને શું કરવું ?

અમૃત કે. નાયક.

-૮૯-

# વિરહિણી

પ્રાણુથી પ્યારા ! મને દર્શન તું દેતો કેમ નહિ ?
દિલ દુઃખે છે માહરૂં, દિલાસો દેતો કેમ નહિ ?
ગ્રંથો મ્હોટા ગીતા જેવા ગુંથીને કરતો પ્રસિદ્ધ;
લખવા પત્ર એક પણ ફુરસદ તું લેતો કેમ નહિ ?
સામાન્ય વર્ગ ને સેવકોમાં યે ભૂલતો ના સભ્યતા ;
તેટલો પણ સભ્ય મ્હારી સાથે રહેનો કેમ નહિ ?
દેશ ને વિદેશ તું અહર્નિશ ભટકતો ફરે ;
એક દિન વિશ્રામ મ્હારે ત્યાં તું લેતો કેમ નહિ ?
પ્યારાં પ્યારાં પદ્યબન્ધો પ્રીતેથી કરનો પ્રસિદ્ધ ;
મારી સામે એક પણ તેમાંનું કહેતો કેમ નહિ ?
તાનમાં મસ્તાન ને ગુલ્તાન બનતો તું સદા ;
મારા સાંભળતાં તું મીઠું તાન લેનો કેમ નહિં ?
દીનબન્ધુ નામ રાખી કેમ તું નિર્દય બન્યો ?
એક દિન આવીને આલિંગન તું દેતો કેમ નહિ ?

દીનબન્ધુ.

-૯૦-

# પ્રથમ મીલન

પ્યારનો દિલદારથી કરાર થાતો રહી ગયો !
લજ્જાએ લાજ્યાં માટે અભિલાષ આ તો રહી ગયો !
કમલનલિની જેવો કોમલ જાતાં કર ધરવો હતો ;
તે જ કોમલ કર ધરીને કોલ અપાતો રહી ગયો !
કામિનીના તે કટાક્ષે, કાપી નાંખ્યું કાળજું ;
મલમંરૂપ કર તેનો કલેજે દબાતો રહી ગયો !

વારે વારે વકતૃત્વમાં વ્યાખ્યાનો હું આપતો ;
તે જ હું ! તે વખતે શબ્દખોટમાં તો રહી ગયો !
શરમને દારિદ્રયની બ્હેની હું ગણુતો' તો હમેશ ;
પણુ પ્રિયા સન્મુખે આજે શરમમાં તો રહી ગયો !
સંકલ્પ મનમાં કીધો'તો કે ધાઇને ભેટીશ પ્રિયા ;
પણુ પ્રિયાને ભેટવા માટે હું ધાતો રહી ગયો !
અનુપમ ! આ આજનો અવસર મારો એળે ગયો ;
હૃદયપૂર્ણુ પ્રેમવારિ પ્રિયાને પાતો રહી ગયો !

દીનબન્ધુ.

— ૯૧ —

# પ્રેમધર્માધિકાર

બન્યો હું પ્રેમનો બંદો – બીજો રૂચે નહીં ધંધો ! !
કામકાજ સુઝે નહીં, મન પ્રેમે મશગુલ ;
તું મુજ સુંદર ગીતડું, હું તારૂં બુલબુલ !
મધુરા નાદથી આજે, અમળ મુજ પ્રેમને કાજે –
લવું તાનો મિઠાં રાજે, રસિક જન ખૂબ આનંદો ! ! બન્યે
મુજ મુખવાદ્ય સમારીને, ઠાઠ મેળવી, યાર !
સૂર અલાપી તાહરૂં, ગાનભજન કરૂં સાર !
અહા ! બીજું અહીં શું છે ? સરવમાં શ્રેષ્ઠ તું તું છે !
સદા પ્રેમી દિલે ખૂંચે – વિયોગે, તું શું છે ચંદો ? બન્યે
રસબસ પ્રેમે માહરૂં હૃદય થયું, દિલદાર !
ભલે ! જીવાડે કે હણે પ્રેમ એક આધાર !
બિજા જન ચાહે તે બોલે–ગણે જીવ તૃણુને તોલે ;
કપટ વીના હૃદય ખોલે–મને ખળ દુષ્ટ છો નિંદો ! ! બન્યે

મુજ મન ઘાયલ પ્રેમથી, નિંદા શું કરશે જ ?
મરી રહેલું બાપડું, કૂહો ! શું ફરી મરશે જ ?
અમળ શુભ પ્રીત શું જાણે ? ઉંચી રસ રીત શું માણે ?
ભલે મત દુષ્ટ જન તાણે—વિવિધ જન દુષ્ટના ફંદો ! બન્યો.

આશંકા જગની તજી, મનડું બનિયું મસ્ત;
પ્રેમ વગર દેખે નહીં, જગ ખાલી જ સમસ્ત;
તુંને, દિલદાર ! ધ્યાઉં હું, સુરૂપે લીન થાઉં છું;
બની અલમસ્ત ચાહું છું, નયન બે ચાર સુખકંદો ! ! બન્યો.

ઘાયલ દિલ પ્રીતિરણે, તરસે જે તરશે જ;
ચિત્તમાં મરવું આદરે, મોતે શું ડરશે જ ?
લિખી દિલ હાલ મેં રૂડી, જગત છો વાત કૂહે ભુંડી,
મને સરખી રૂડી કુડી, ગણું જગના નહીં ફંદો ! બન્યો.

જો કે આ દિલ માહરૂં, હોય થયેલું ખાખ;
પ્રેમભજન ભૂલે નહીં ! પ્રેમ ! પ્રેમ ! કૂહે રાખ.
ખરે ! મુજ ખાખ કૂહેવાની, રૂડું તુજ નામ દેવાની;
હૃદયમાં આશ રૂહેવાની, "થઈ રહું પ્રેમનો બંદો" ! ! બન્યો.

તુજ કારણ મુજ પ્રેમની, મૂર્તિ જો કે આજ;—
હણવા તત્પર થાય કો, સેવક ના કૂહે ના જ;
મિઠી ! તુજ કારણે મરવું, હૃદયમાં દુઃખ ના ધરવું;
હઠી પાછું નહીં ફરવું, મને પ્રિય પ્રેમના છંદો ! બન્યો.

સૂળી સન્મુખ રાખીને, પૂછે મુજને કોય;
તું તું એક જ માહરે, મને વસેલી હોય;
લવું તુજ નામ હું ઘેલો, પ્રીતિ એ બોલ સૌ પ્હેલો;
ભાણું હું તે જ સૌ છેલ્લો, બિજો ગણું શબ્દ છે ગંદો ! ! બન્યો.

હા ! હા ! સમ ખાઈ કહું, "પ્રેમધર્મ મેં લીધ;"
તે વિણ માનું નહીં કશું, પણ મેં એવું કીધ;

પ્રભુ એ પ્રેમ માનું છું-ગમે તે જાતિ જાણું હું;
હૃદય રળિયાત થાઉં છું, ચરણ જગ પ્રેમને વંદો !! બન્યો..

દેરાસરી.

---

-૯૨-

# પ્રેમીની કબૂલાત

ખરે ! દિલદાર મારે તું, સલૂણી ! યાર તારે હું !
સુખ દે, દુઃખ દે મુજને, કર ફરી ઘાયલ, માર;
અધર-અમી યા તાહરૂં, પાઇ અધમ ઉદ્ધાર;

અધમનું નેહની દૃષ્ટે, લગિરેક પ્રેમની વૃષ્ટે,
દયાળુ ! કાપ તું કષ્ટે, મને ભવ પાર તારે તું ! ખરે !.

મરવું તો તુંથી ભલું-જોઈ તુજને હાશ;
પણ જીવતર વ્હાલું નહીં, તું વિણ થઇ નિરાશ;

અરે ! કદિ જીવ વિણ આ દેહ-રહે શું મુજને તું કેહ !
ડુબેલા નેહ માંહી મેં, જીવાયે શું જ ધારે તું ?! ખરે !.

હોય હજારો માહરા, અવગુણ ભૂંડા ખૂબ;
નેહ નિધા મીઠી કરી, માફ કરો, મેહબૂબ !

ઘટિત નહિ દોષ મારાને-નિરખવા; હા જ દારા તેં !-
ગણી ગુણ મુજ સારા જે-મને ઓ ! દાસ ધારે તું ! ખરે !.

લીધો તેં મુજ કારણે, હું ગણું અહિં અવતાર;
ફેડી ભવદુઃખ માહરાં, તાર તાર હો તાર !

મને ભવસ્વપ્નથી કાઢી-પ્રીતિ ભરી છાતડી તારી;
લગત તું રાખ જીવ હારી, રસીલી ! સ્વર્ગ મ્હારે તું !! ખરે !.

દેરાસરી.

---

—૯૩—

# પ્રેમીનો ઠપકો

અરે! જા શું અવાયે નહિં—ઝુરૂં જો! હું અહીંઆં રહી!
જા જા શું આવે નહીં, તલસાવે શું યાર?
ટકટક કરતું બાપડું ચાતક તરફ્યું ધાર;
તરશથી વ્યાકુળું થઈને—ગુણો વારિદના ગાઈને;
ચહે આવે જલદ ધાઈને—હરે! વારિદ લેખે નહીં!! અરે!.
ગડગંડાટ ને ગર્જના સુણું હું કરણે, હાય!
પણ દેખું દીદાર નહીં, કહે રહ્યું ક્યમ જાય?
જીવે ક્યમ બાપડું કે'ની? રસિકતા ધન્ય છે જેની;
તરશ છીપે નહીં એની—હરે! દુઃખ શું વિચારે નહીં? અરે!.
ઉડંતાં તુજ દીશથી, આવંતાં ખગ રોજ;
જોઉં મોહું શું દીલથી, શી શી માણું મોજ?
અરે! પણ મેઘ ક્યાં આજે, ગરજતો ક્યાં ભુરા રાજે?
ગણે નહીં શું જ ના દાઝે? કઠણ શું છાતડી કેહ થઇ? અરે!.
દૃષ્ટિમર્યાદા વિષે, આવંતાં ખગ જોઈ;
પ્રેરૂં પ્યારાં માહરાં, ચક્રવાક બે મોહી;
ઝડપથી પાઠવું મારાં—નયન બે પંખિડાં સારાં;
સમાચાર પૂછવા તારા—વિકાશી મૂખ ઉભો રહી! અરે!.
કહે ન મુખથી કાંઈ તે, જુવે ન સામું રંચ;
ખુવે ધૈર્ય મન માંહિથી, સેવક રસિલો રંક;
અરે! પ્રિય! કાંઇ ગોઠે નહીં—સુણે તુજ વાતડી જો નહીં;
દીધી પાંખો વિધિએ નહીં—કહે દુઃખમાંહી ડૂબી જઈ!! અરે!.
ગરજ જુવે નહીં કોઇની, દે ન મૂજને પાંખ;
જા તુજને હું શું કહું, હતી નહીં કેહ આંખ?
દીધી જો હોત પાંખો બે—ઉડીને જાત જયાં તે છે;
પડત ગોદે જઈને રે—છૂટત નહીં એકઠાં બે થઇ!! અરે!.

દેશાસરી.

—૯૪—

# પ્રેમીની માગણી અને પ્રેમધર્મ

હું તો, દિલદાર ! તારો જા-રસીલી ! તું દયાળુ થા !

હા ! હું તારો તાહરો, તું મારી દિલદાર;
એકબીજાનાં આપણે, તું મુજ હું તુજ, યાર !
કહે બીજાં નઠારો છું—કરે પ્યારે વધારો તું;
ખરે ! નિત્ય યાર તારો હું—અમૂલો તું અધર આ પા ! હું.

સુખ સૃષ્ટિમાં તુજ વિષે, તું સદ્ગુણ ભંડાર;
નિર્મળ નેહનું રૂપ તું, માટે પ્રભુઅવતાર;
રહે કદી દૂર પણ પાસે—જણાયે તું બધે વાસે;
પુરી રહી નાર એ ભાસે—બધે તું તું ! છબીલી હા ! હું.

જોઉં તને આકાશમાં, ભુમાં ધ્રુમાં તુંય;
દશ દિશ માંહી તું ભરી, તુજ વિણ છે છે કેહ શુંય ?!
બીજું ખાલી ન દેખું રે—તને ભરપૂર પેખું રે !
હું ને હું ધન્ય લેખું રે—થયો એક વાદ મનમાં આ ! હું.

જીવે જળમાં માછલું, અન્ય ગણે નહીં સુખ;
હું માનું સુખ તુજમાં, જોઈ મધુરૂં મુખ;
રસિક દિલદાર મારીને—નિરખતાં ધારી ધારીને,
તૃષિત મુજ આંખ ઠારીને, બનું તદ્રૂપ હું હા ! હા !! હું.

હું શું ? તું શું ? યાર ! એ, સમજ પડે નહીં કાંઈ;
તુજ વિણ બીજું કોઈએ, જગમાં ભાસે નાહીં;
કહે ! શું કહું તને ? પ્યારી ! મધુરી કે રસિક મારી ?
સ્તવું તુજને પ્રભુ ધારી, દયા કરી, યાર ! કેહ નહીં ના !! હું.

દેરાસરી.



—૯૫—

# પ્રિયજનવિયોગ

ખરે ! માન્યું નહીં ક્યારે—જુદાં પડવું તુંથી મ્હારે !
જ્યારે મળિયાં આપણે, એક બીજાની સાથ:
જાણ્યું નહીં છૂટે કદી, સ્નેહે સાંધ્યા હાથ;
ઘડયાં એક માટીનાં બેને, જુદાઇ રંચ નહીં જેને;
ગણ્યું એ ! હાય-! મેં તેને, પડે વિયોગ તે શા રે ? ! ખરે!.

પણ પળ આખર આવી આ, તું દૂર હુંથી જાય;
રસિક જીવડો જાય ને, દેહે શું રહેવાય ? !
કહે ! તુજ વિણ કયમ રહું હું ? તું વિણ જીવવું નહીં ચહું હું;
જિગરનું દુઃખ ક્યાં કહું હું ? ન કાં શુભ સંગથી ઠારે ? ! ખરે!.

નેહ ભરેલી આંખડી, થઇ એકઠી, યાર !
એક બીજાનું સુખડું, એકજ વળી આધાર;
તુંથી હું જીવવું ધારૂં, સહું તું સુખડું સારૂં;
ગણું નહીં કો બીજું મારૂં, વિરહ તુજ, યાર ! સહું ના રે ! ખરે!.

ખાવું પીવું પહેરવું, લેવાં મીઠાં તાન,
મીઠી ! મીઠું તુજ થકી, તું વિણ સૌ વેરાન;
રૂડું ઘર શહેર આગે આ, મજાહ પ્હેલાં અથાગે જ્યાં;
મને વેરાન લાગે ત્યાં, વરસતી આગ શી ભારે ? ! ખરે!.

રોજે તારા સંગમાં, મધુરાં દે તું તાન;
ચુપ ચકોર બેઠું થઇ, હાય ! ગમે ગુલતાન ! !
મજાહ તુજ સંગ જે માણી—અરે ! હા ! યાદ તે આણી;
મરે ગમમાં ગરીબ પ્રાણી—અમી તુજ સંગનું પા રે ! ! ખરે!.

સુખદ સંગના દિન જતાં, રંચ ન લાગી વાર;
તુજ વિરહની અર્ધઘડી, જુગ સમ લાંબી, યાર !
કહે ! ક્યાંથી જુદાઇ આ—નશીબે છે લખાઈ આ ?
ગમે છાતી ઘવાઈ આ—હવે દુઃખ સોસવું ભારે ! ! ખરે!.

દેરાસરી.



—૯૬—

# પ્રેમનિવેદન

સદા મન મસ્ત તુંમાં રેહ ! તું તું તું તુંજ મારે છે ! ! !
છે તું મારે મન વશી, મધુર રસીલી યાર;
જીવનદોરી રાંકની—મુજ ધનના ભંડાર;
મધુરૂં મુખડું તારૂં, કરોડો ચંદ્ર હું વારૂં;
પિને અમી થાઉં અમર ધારૂં, કહે ક્યારે પિવાડે છે ? ! સદા.

અર્ધ નિશાકરથી રૂડું—પ્યારી ! તુજ કપાળ;
મંગળ સમ મહીં શોભતો, ગોળ ચાંદલો લાલ;
વિખરી વાંકી અને કાળી—લલિત લટ શોભતી બાળી;
અટકી ભાલે જ રૂપાળી ! ! અરે ! જા ! શું ખસેડે છે ? ! સદા.

લટક્યો બાંધ્યો બાપડો, જીવ શુભ લટથી, યાર !
જીવવા દે, કેહ શીદ હણે—કરી ક્રૂર આચાર ? !
ઘવાયો તેહ તારાથી—હરાયો હેત સારાથી;
મનાયો નેન પ્યારાંથી—હવે, પ્રિય ! શું સતાવે છે ? ! સદા.

મધુર સુવાસિત માહરી, તું ચંબેલી સાર;
ગોરી પાતળી ખીલતી, સહુ સુગંધ ભંડાર,
લગિર લાલાશવાળી વા—ચિત્તે ખુબ સ્નેહવાળી વા;
મધુરી પોયણી કહું હા—ભરી મદ ખુબ લાગે જે ? ! સદા.

છઉં ચકોર હું માટ શું—કહું, વ્હાલી ! થા ચંદ્ર ? !
ના ! ક્ષયરોગે તું મરે—બહુ સાલે નેહબંધ;
અરે ! હું હું જ બદલાઉં—ચહે તું તે કહું થાઉં;
પ્રીતિનાં ગીતડાં ગાઉં—ખરે ! મન એ જ ભાવે રે ! સદા.

કે હું ઝાઝું ટેકિલું—ચાતક થઈ, દિલદાર !
વાંછું તારા નેહનું બિંદુ સુખ આધાર ? !
અરે ! ના ! મેઘ જો થાયે—બહુ દૂર હું થકી જાયે;
વિયોગે ના જ રહેવાયે, નશીબે દુઃખ પાછું રહે ! સદા.

તું તે તું ! મુજ યાર રેહ—હું રહું હું તે હુંય ! !
પ્રેમ પિધેલો જીવડો, કહે બીજું કે' શુંય ? !
લગિર ચપળા રૂડી તારી—ભરી મદ આંખ જે કારી;
કરી મુજ તર્ફ એ મારી, બચાવી મિત્રને તું લે ! ! સદા.

દેરાસરી.

—૯૭—

# પ્રેમીનું હૃદયાર્પણ

દિલદાર મ્હારી પ્રાણુ ભજું તો બિજાને શું ?
અલબેલડી સુખવેલડી ભજું બિજાને શું ?
લ્હેરથી ખૂબ પ્રાણુ તણા વદનચંદ્રનો—
ચકોર બની ધ્યાઉં ગાઉં હું બિજાને શું ?
ગમે ન મને પાન બીજી વસ્તુનું જરા;
હું સુખદ પ્રેમપાન કરૂં તો બિજાને શું ?
ખુશી થવા હું છિન્નભિન્ન એ કટાક્ષથી;
હું તો ખમું હસિ ઘા ઘણા પછી બિજાને શું ?
અકળાય બિજા બંધથી હું બંધને ચહું;
ભુજપાશમાં ભિડાઉં હું ભલે બિજાને શું ?
બહુ પ્રીતથિ રસિલી પદે પ્રણામ હું કરૂં;
જડમૂર્તિને નમું ન નમું તો બિજાને શું ?
ઉલટે ઉદધિ સૂખનો તુજ નેહનિધાથી
એ વદન અમી મસ્ત બનું હું બિજાને શું ?
મદથી ભરી મનમોહની પ્રિયનામજાપમાં—
રહું મસ્ત અન્યને ન જપું તો બિજાને શું ?
કાયા કરી કુરબાન દિવ્ય પ્રેમમાં પડી—
દઈ દઉં દિલે દેરાસરી તેમાં બિજાને શું ?

દેરાસરી.



—૯૮—

# પ્રેમીની તલ્લીનતા

વગર તું હાર હૈયાના, બધો સંસાર ખારો છે;
મગર દિલદાર ! ત્હારી તો મઝાનો બ્હાર ન્યારો છે !

અમારા દર્દની લે'જત, શું જાણે કોઇ બેદર્દી ?
ઘવાયો જે પુરો તેને દરદનો પ્યાર ન્યારો છે !

ગમે નહિ ખાનપાનો કાંઇ, ગમે કાંઇ ગાનતાનો નહિ;
મિઠી શી વેદના ભારે, અજબ વહેવાર ત્હારો છે !

પડેલા પ્રેમના વ્હોમાં, વહ્યા જઇએ ઉલટપૂરે;
કિનારે નહિ નજર જરીએ, રસીલી ધ્રુવ અમારો છે !

ભલે એ ડાહી દુનિયા તો ગમે તેવું મુખે બોલે;
અમારો ન્યાય તો આખર હજુર ત્હારી થનારો છે.

મધુરૂં મુખ જોવાની, નિરંતર લેહ લાગી રહી;
ખરે ! દેરાસરી આખર તુંથી બિસ્મિલ થનારો છે.

દેરાસરી.



—૯૯—

## અલબેલીનું આવાહન

આવો અહિં અલબેલડી ! આવો જરી જરી !
નિજ દાસજનના દ્વારમાં આવો જરી જરી !

પ્રીતે અમુલાં પાથરૂં, ફુલો શું મઘમઘતાં બહુ,
તે પરથિ કરિ નેહની નિધા, આવો જરી જરી !

કદિ ફૂલ ખૂંચે કૂમળે પદકમળથી શુભ રાતડે,
આ પંડ વ્હાલી પાથરૂં, જૂઓ જરી જરી !

અત્તર ગુલાબે મ્હેકતા, આંસુ સહિત ઉન્હે જળે,
ધોઉં પુનિત પદ પ્રેમથી હું તમ જરી જરી !

સન્મુખે બેશી અગર ઉછંગમાં રૂડા રહી,
આ દાસજનને દીપવો વ્હાલી જરી જરી !

તદ્દેક ચિત થઈને નમું, મુખચંદ્રની ભણી હું વળી,
સૌ દુઃખદ બાધા ભવ તણી ભૂલી જરી જરી !

તુજ ધ્યાનમાં ગુલ્તાન થઈ, ધારી સમાધી અચળ હું,
આનંદ ચાખું અણમુલો, દૈવી જરી જરી !

એ પ્રેમપાને મસ્ત બની, હેરાસરી દશ દિશમાં,
ગજવી રસિલિ ગાઉં ગુણ ત્રૂઠો જરી જરી !

હેરાસરી.



—૧૦૦—

## પ્રેમીની આતુરતા

ઉડીને, યાર ! આવી જા ! લબોથી લબ મિલાવી જા !

મિંચીને નેન આતુર થઈ, લગાવી ધૂન ત્હારામાં;
ચહું કયારે પરી ભેટે ? ચમક દિલમાં જગાવી જા !

અમીરી શાહને છોડી, ફકીરી, યાર ! જોડી મેં;
ધર્યું મ્હાનું, મિઠી ! ત્હારૂં, પલક તેને નિભાવી જા !

બની મસ્તાન બેકેદી, ગજાવું જગત ગાનોથી,
લજિર નેનોથી રસની તું, રૂડી રેલો ચલાવી જા !

તલસતો રોજ, વ્હાલી ! રહું, તડફતો હાય કરતો હું !
થવું શુ ક્રૂર ત્હારે કેહ, દરસ પળ તો બતાવી જા !

બની ત્હારો અનન્યે આ, રહ્યો હેરાસરી તલ્પે;
જીવાડી જા, રમાડી જા, મલપતી જાન ભાવી જા !

હેરાસરી.



—૧૦૧—

## ગઇ કયાં પ્રેમની પ્યાલી ?

વગર હું કાંઈ ભાવે નહિ, મને તું એમ કહેતી’તી !
વિયોગે તેં જીવાયે નહિ, મને તું એમ કહેતી’તી !

સ્વરગના સૂખથી મીઠાં, જગતજંજાળ કાપંતાં—
મધુર મુજ ચુંબનો વીના, જીવું નહિ એમ કહેતી’તી !

રહીને રાતદિન પાસે, જિગર આપી લઈ આપ્યું,
અલૌકિક મૂર્તિની પેઠે, પુજાઉં એમ કહેતી'તી !
ભિંજેલા નેહથી હુંને, સહજ એક નેનની સેને,
અજબ જાદુગરી મારી, નચાવું એમ કહેતી'તી !
તજું નહિ જીવ જાતાં હું, રૂડી વેલી શી રહું વળગી;
ગઈ ક્યાં પ્રેમની પ્યાલી ? મને જે એમ કહેતી'તી !

દેશાસરી.

—૧૦૨—

## પ્રેમીની આર્ત્ત ચીસ

મરૂં હું તોય ત્હારે શું,—જીવું જો તોય ત્હારે શું ?

અરે સલૂણી સુંદરી, મનમાની ચિત્તચોર !
કાળજડાની કોર મુજ ! મુજ પર શો આ તોર ?
નમેરી નાર ! ત્હારે શું ? મરૂં.

સિતમગાર ! તુજ યાદની અગ્નિમાં સેકાઉં;
બેદિલ બનીને તરફડી, પળપળ જો બળી જાઉં !
નમેરી નાર ! ત્હારે શું ? મરૂં.

અગણિત વીંછી વેદના, રોમ રોમ આ થાય;
સહ્યું રહ્યું જાયે નહિ, તેમ કહ્યું ના જાય !
નમેરી નાર ! ત્હારે શું ? મરૂં.

આ શી મધુરી વેદના ? મુજ મુખ વરણી ન જાય;
મુજને આ ઘટતી નથી કુડિ નહિ કરણી જરાય.
નમેરી નાર ! ત્હારે શું ? મરૂં.

દૂધ ફીણુ સમ સેજડી, આ રઢિયાળી રાત;
રડવાને સર્જીત થઇ, તુજ સહ પળમાં જાત !
નમેરી નાર ! ત્હારે શું ? મરૂં.

ચારે જુગની સામટી બની શું વેરણુ રાત?
જુલમગાર વિધિ ! સ્હેજ શું ટુંકી ના જ કરાત ?
નમેરી નાર ! ત્હારે શું ? મરૂં.

આંખ મળે નહિ પલકભર કરૂં જો યત્ન અનેક;
ક્યાંથી સો'ણું સાંપડે ? દિલબર દુર થઇ છેક !
નમેરી નાર ! ત્હારે શું ? મરૂં.

શ્રાવણ ભાદરવા સમાં ગરિબ નેન વરસેજ;
ચોમાસું દુઃખનું ભર્યું, દૈવ શું શું કરશેજ ?
નમેરી નાર ! ત્હારે શું ? મરૂં.

દિવસે નહિ નહિ રાત્રિએ, મુખશશી ઝાંખી થાય !
જુલમગાર ! તુજ જુલમ આ, શેણે મેં વેઠાય ?
નમેરી નાર ! ત્હારે શું ? મરૂં.

વગર ધવાયું કરી મને દે ચોરેલું ચિત્ત;
મારી ટટળાવે વૃથા, નો'ય પ્રીતિની રીત !
નમેરી નાર ! ત્હારે શું ? મરૂં.

દેરાસરી પર મ્હેર કરી, દયા લાવી મનમાંય,
વાળી દે તુજ જાદુ આ, દુઃખ ન હુંથી ખમાય !
નમેરી નાર ! ત્હારે શું ? મરૂં.

દેરાસરી.

—૧૦૩—

## પ્રેમીની બેપરવાઇ

મિઠા હસવા મહિં સચ્ચાઈ, અરેરે કાંઈ ભાળિ નહિ !
જગત જોઈ વળ્યો બાધું, વફાઇ મેં નિહાળી નહિ !

હૃદય દ્રવતાં પુજી ઝાઝી મનોહર મૂર્તિઓ પ્રેમે;
ગઈ સહુ વ્યર્થ મુજ સેવા, અનન્યે કોઇ રીઝી નહિ !

ફર્યો બની બાગમાં ઘેલો, મુખે ગુણગાન ગાતો હું;
સુણિને ગાન કોઈ ફુલડે, હૃદયકળિને વિકાસી નહિ !

ગણ્યું નહિ માન કે શાને, ગણી નહિ લોકની લજ્જા;
બની બેકેદ મેં કીધું, સરવનું સ્નાન, લેખ્યું નહિ !

બધા ભવબંધ કાપીને, ચટકિમાં મસ્ત કરી દેતો—
ઘણો જાચ્યો ગરીબીથી, લગિર પણ પ્રેમ પામ્યો નહિ !

અહિંનાં સુખડાં ભૂંડાં, દુઃખી અંતે નિવડવાનાં;
જગત જંજાળમાં જરિ એ, અમારો ઠાઠ જામ્યો નહિ !

અરે ! જા બેકદર દુનિયા ! ભરોંસો રંચ નહિ તારો !
તહારાં નાજ નખરાંની, અમારે કાંઇ કિંમત નહિ !

અમે દેરાસરી નિત્યે અલખની લેહ લગાવીશું;
રમીશું ખાખ; એકલડા, અમારે કાંઇ પરવા નહિ !

દેરાસરી.

—૧૦૪—

# પ્રેમીના શુભ શુકન

કાં આંગણે કા કા કરી કુદતા ફરો ઋષિરાયજી ?
બેસો, ચતુર છો, કાંક મન પુછવાનું તમને થાયજી.

વાહ, વાંકી ડોકે લક્ષ દોછો એમ સાફ લેખાયજી
વિરહે વ્યથિત હું રાંકની હૃદયે દયા દેખાયજી !

કવિ પો અમેરિકન બિચારે આપને એક ઠારજી—
પુછયું સ્વરગમાં ફાંકડી મળશે ખરી લીનોરજી

દઇ દુઃખભર્યો ઉત્તર કર્યો એને દુઃખી દિનરાતજીઃ
કહો એમ તો પુછું ન તમને કુમળી મારી જાતજી !

મુખ ના ભણ્યે ફાટી મરૂં કહો કાકઋષિ એકાંતજી !
મારી ચમેલીની ખબર બેશી અહિં નિર્ભ્રાંતજી !

સોના તણા તમ પાય હો ને પાંખ જડિ રતનજી !
મળશે પ્રિયા કે પત્ર ત્હેનો પામી ઠરશે મનજી !

જાજો ઉડી જો હોય એમ થવાનું પંખીરાજજી !
ઓ ચાલીઆ ઉડી તતક્ષણ ભળ્યા નીજ સમાજજી !

શાંતિ ધરે મુજ મનડું થાશે ચોગ લાગે આજજી !
થાએ શુકન શુભ રૂડી ભાતી મ્હારૂં સરશેં કાજજી !

જો આવશે ચંમેલડી નવલી અનુપ ગુણધામજી—
હું વિરહીનો વિશ્રામ વ્હાલી સુંદરી અભિરામજી—

હીરે મઢિશ હું ચાંચ એની ખોઇ સઘળો ખેદજી !
પુજીશ ગણીને પૂજ્ય વળિ નવલાં કરીશ નૈવેદ્યજી.

દેરાસરી.

—૧૦૫—

# પ્રેમીની પ્રણયઘોષણા

જગ છો ગમે તે કહો તને હું તો ચમેલી કહીશ જા !
તત્પર ગુણાનુવાદ ગાવા હું હમેશેં રહિશ જા !

રહેવા હઝુરમાં તાહરી દિનરાત દિલમાં ચહિશ જા !
તજીને બધું હું તો અનન્યે દાસ ત્હારો થઇશ જા !

ત્હારા વગરનાં સહુ સુખો ગતિ તુચ્છ હુંય તજીશ જા !
એકાગ્રચિત્તે લ્હેરથી હું તુજનેજ ભજીશ જા !

ત્હારી મનોહર મૂર્તિ હું નેનોથી પીશ ઠરીશ જા !
હે પ્રાણ ! ત્હારા નામનું બ્હાનું હમેશ ધરીશ જા !

તુજ નામની કિસ્તી થકી ભવસાગરે ઝીલીશ જા !
ત્હારા બિરદની એકલી ચિત્ત આશ મીઠી ધરીશ જા !

હર રીતથી વ્હાલી તને ખુબ ખૂશ ખૂશ કરીશ જા !
તારી ભલાઇઓથી બધી દશ દીશ હું ગજવીશ જા !

ખુદ ખુબસુરતીને તાહરૂં કરી ધ્યાન હું લજવીશ જા !
તું આગળે એ પણ હઠે કહી માન હું તજવીશ જા !

સહુ સૃષ્ટિમાં તું તું ભરી તું એક ભરી એ લહીશ જા !
ત્હારા વગર બીજું ન દેખું હું છચોકે કહીશ જા !

આઠે પ્રહર તુજ પ્રેમની મદિરા પીને હું છકીશ જા !
બની યાદમાં ગુલતાન ભૂલી ભાન નિત્ય બકીશ જા !
મારી ચમેલી રસઝરી મ્હારી ચમેલી જપીશ જા !
આ પ્રેમઘેલો છે બનેલો ભલે હું એમ ખપીશ જા !

દેશાસરી.



-૧૦૬-

# પ્રેમીની માનસિક પૂજા

મ્હારી છબી નિરખી છબિલી રાતદિન ખુશ હું રહું
જડ પણ કરોડો વાત કહેતી હોય એમ અનુભવું !
મનમોહની મધુથી મિઠી ચમેલડી ગુણ ગ્રામનું
થાએ સ્મરણ નવલા રૂડેરા યોગનું અભિરામનું.
ભુલું બધી બાધા વિરહની વ્યથિત મન શાંતિ લહે—
મિટ માંડીને ન્યાળી રહું, પ્રત્યક્ષ થા એ મન ચહે.
મહિમા ઘણો દર્શન તણો પાપી પુનિત બની જાઉં હુંઃ
તરસ્યાં નયનમાં માહરાં મૂર્ત્તિ મિઠી પધરાવું હું.
મૂર્ત્તિપુજક પેરે ચરણકમળે હું જીવને જોડીને—
ધોઉં પ્રિતેથી નીર ઉને નેનથી ખુબ રેડીને.
મઘમઘ થતાં મુજ હેતનાં ફુલડાં કુંળે ચરણે ધરૂં—
મેંદી સહિત પગ રાતડે વાંકો વળી વંદન કરૂં.
ઉપચાર સહુ આવા કરી ગુણગાન ગાઉં નવેલડી !
સુખવેલડી અલબેલડી પ્રિતઘેલડી ચમેલડી !
ધારૂં પછી હઇયા વિષે મુજ મીઠડી જગપાવની !
સુખકર સમાધી તુજ અનોખા પ્રેમના ઉઠાવની.
કાળક્રમણ વિરહે થતો જો આમ રોજે માહરો !
જડ પણ છબી બતલાવતી દુર્લભ વદનવિધુ તાહરો.

દેશાસરી.



—૧૦૭—

# પ્રેમીનું આર્જવ

શો યોગ આ’વો હૃદયનો ! ક્યાં તું અને ક્યાં હું અલી !
ક્યાં હું નગુણો—યોગ્ય નહિ, ક્યાં તું રસીલી બહુ ભલી !

ક્યાં કરૂપ હું લજવેજ તું રતિને રૂપે અલબેલડી !
છાજે શું હુંને રાંકને બેમૂલી મ્હારી ચમેલડી ?

ભરીઓ ઘણા અવગુણ થકી, સૂલક્ષણી ગુણધામ તું !
આ માહરા જરજરિત હૈડાનો સુખદ વિશ્રામ તું.

તું તો અયિ રસપૂર હું કાંઈ રસ વિશે સમજું નહીં !
હું એક જાણું છું અરે કે જોગ ત્હારે હું નહીં !

હોયે ગમે તેમ તોય પણ આ દાસ જનને ધારવો,
કુમળી નજરથી, પ્રાણ ! એને આ જગે ઉદ્ધારવો !

જોવા ન જરિયે અવગુણો એના કદાપિ લાખ છેઃ
ધરી યાદ તુજ વ્હાલા તણી નીભાવ એ અભિલાખ છે !

મુખચંદ્ર ત્હારો જો ખિલે મુજ મુખડું પણ ખીલી રહે !
હઇડે વધે તુજ જો દયા સુખ મુજ હૃદય રેલી રહે !

સોળે કળા શોભે હિમાંશુ વદનનો જ્યારે સખી—
સ્મિતથી રૂપેરી સૌ જગત આ નાહ્યલું લાગે નકી.

માટે સદા રહો પૂર્ણિમા ત્હારા મુખેન્દુની સહી :
કાળાં કુટિલ કુવાદળાં કો દી લગિર છાઓ નહીં

તલ્લીન પ્રેમે બની ચકોરૂં મ્હારૂં મન હરખી રહો :
મધુરી ચમેલી અમોલડી એ નામ નિત્ય જપી રહો.

દેરાસરી.



—૧૦૮—

## આત્મગાન

અહા ! શા આજ વર્ષાવે સ્વરો આત્મા પરે આશા !
બળેલો આર્ત્ત એ શો એ સ્વરસ્નાને કરે આશા !
અરે ! શું આવશે ત્યારે ફરીશું સાથ એવો દિન,
કદાપિ સ્નેહને સ્વર્ગે ? કહે છે શું ખરે ? આશા
અને શું રૂઝશે આખર ઝખમ એ શુદ્ધ હૈયાનો,
અને એ ચાલશે સાથે ? દયા કેવી કરે, આશા !
નહીં પરવા જરા અમને, કશી એ વસ્તુ ઐહિકની;
કરે સન્તોષ જો તેને મને તો ઉદ્ધરે આશા !
નિહાળૂં હા ! ભવિષ્યે જો ઘડી પણ નેત્રરસ જૂનો,
સખાનો સૌમ્ય, હૈયૂં તો સુખે ભવમાં તરે, આશા
મને મીઠી રહી આસ્થા સદા તવ ગાનમાં, દેવિ !
સ્વરો એ દિવ્ય જીવનને ભરે ને સાંભરે, આશા !

કાન્ત.



—૧૦૯—

## પ્રભુની પાઠશાલા

અમે ચેલા બધા ઘેલા પ્રભુની પાઠશાલાના !
અમે ઘેલા અને મેલા પ્રભુની પાઠશાલાના !

અમારામાં કશો ના માલ;
અમે તો મૂર્ખ ને કંગાલ;
છતાં એ બાલકો છઇએ પ્રભુની પાઠશાલાના !

અમે ચેલા બધા ઘેલા પ્રભુની પાઠશાલાના !
અમે મેલા અને ઘેલા પ્રભુની પાઠશાલાના !

કાન્ત.



–૧૧૦–

## પશ્ચાત્તાપ

અરે ! ધિક્કાર છે હુંને ! બન્યો પાપી ! બન્યો પાપી !
પિતાના સ્નેહની આંખો મહીં શૂળી, અરે ! આપી !
તરફડું ધૂળમાં હાવાં ! બદન પર લાખ સારૂં ખાક !
છતાં ના આગ હોલાતી ! બન્યો પાપી ! બન્યો પાપી !
પડ્યો કંગાલ હૂં મેળે ! નઝરથી પાપને જોતો !
સળગતા નીચ ખાડામાં ! બન્યો પાપી ! બન્યો પાપી !
પિતા ! આ પાપથી રક્ષો ! શરણુ માગૂં ! દયા બક્ષો !
અરે ! હું નીચ શૂં માગૂં ! બન્યો પાપી ! બન્યો પાપી !
છતાં માગૂં ! પિતા ! માગૂં ! સઝા માગૂં ! ક્ષમા માગૂં !
અને તે નૂરની ઝાંખી પડેલો દાસ ના ત્યાગૂં !

કાન્ત.

–૧૧૧–

## ચન્દાને સંબોધન

તને હું જોઉં છૂં, ચન્દા ! કહે ! તે એ જુએ છે કે ?
અને આ આંખની માફક–કહે ! તેની રૂએ છે કે ?
અને તવ નેત્રમાં તે નેત્રનૂં પ્રતિબિમ્બ જોવાને–
વખત હૂં ખોઉં તેવો શૂં–કહે ! તે એ ખુએ છે કે ?
સખિ ! હૂં તો તને જોતાં–અમે જોયેલ સાથે તે—
સ્મરન્તાં ના શકૂં સૂઇ ! કહે ! સાથી સૂએ છે કે ?
સલૂણી સુન્દરી ચન્દા ! ધરી તવ સ્વચ્છ કિરણોમાં—
હૃદયનાં ઘાઉં છૂં પડ હૂં ! કહે ! તે એ ધૂએ છે કે ?

કાન્ત.

—૧૧૨—

## મારી કીસ્તી

નવ સુઝે ઉપાય કે ડોલાય મારી કીસ્તી !
આવા તોફાનમાં જરૂર ડુબશે મારી કીસ્તી !

ભવસમુદ્ર છે સખત :
બચે જો હોય લખ્યૂં લખત !
સહસા ત્હોયે આ વખત ઝૂકાવી છે મ્હેં કીસ્તી !

અન્ય દશા જોઇ ડરત :
ધીમે ધીમે ગતિ કરત :
પણ અરે ! આ તો તરત ઝૂકાવી છે મ્હેં કીસ્તી !

દેખી નહીં શકૂં ચન્દર;
કેમ દેખૂં ત્યારે બન્દર ?
મોજાં તોફાનીની અન્દર ઝૂકાવી છે મેં કીસ્તી !

સફરનો હતો ચરસ :
ગણતો હતો ઘણી સરસ :
દિસે ઘણાં થયાં વરસ ઝૂકાવી છે મેં કીસ્તી !

કાન્ત.

—૧૧૩—

## સર્વસ્વ

દિલને ખુશી દેખું નહિં કરવી મઝા કંઈ ના ગમે,
ખુબિદાર કવિતા વાંચતાં તે પણ પસંદ જ ના પડે;
કરૂં ખ્યાલ બીજી ચીજના પણ હોય દિલમાં એકલાં
નરગિસ' સરીખાં નેન ને ઝુલફાં છુટાં દિલદારનાં.

ગમગીનિ રૂહે દિલમાં ઘણી, એચેનિથી ગમ ના પડે,
જુદાઇની લાચારિમાં ના મદદ- કોઈની ગમે;
હાલત થઇ આવી, જડે ત્યાં સબબ તેનો શોધતાં,
નરગિસ સરીખાં નેન ને ઝુલફાં છુટાં દિલદારનાં.

આશુકના દીદારમાં દિલ તલસતું આ રોઝ રૂહે
મુજ ખ્યાલમાં ને ખ્વાબમાં ઝાંખું છબી હું તેનિ તે;
હોલત બધી ઉમેદ ને મુજ જાન છે ત્યાં જ્યાં રહ્યાં
નરગિસ સરીખાં નેન ને ઝુલફાં છુટાં દિલદારનાં.

શેના વડે જીતાઇને લીધું ઝબાને નામ એ?
કયિ ચીજમાં બહુ જાદુ છે? ફિરદોસ દેખું શું દિઠે?
શેના વિના માનું બધું હું ખાકસાર જહાનમાં?
નરગિસ સરીખાં નેન ને ઝુલફાં છુટાં દિલદારનાં.

મકરન્દ.

—૧૧૪—

## અહાલેક

અહો! તુજ દ્વારમાં ઉભી જગાવ્યો મ્હેં અહાલેક:
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હેં અહાલેક.

નથી લીધી અહો! દીક્ષા, નથી અંગે ધરી કફની:
નમી તુજ પાય છું ત્હેવો જગાવ્યો મ્હેં અહાલેક.

કમંડલ માહરૂં ખાલી, ભર્યું તુજ અક્ષયપાત્ર:
દીઠી ભંડારમાં ભિક્ષા, જગાવ્યો મ્હેં અહાલેક.

ઘટા ઘેરી પડી નભની, ન મુજ નયનો ભેદે:
શ્રવણ તે ભેદશે ત્હારાં? જગાવ્યો મ્હેં અહાલેક.

વિરાજે છે તું દિલદરિયાવ, અયિ વીરવર યજમાન!
આણુ શું તો અમીકણ દે, જગાવ્યો મ્હેં અહાલેક.

ચઢાવી પાવડી મ્હેં નાથ! પ્રવૃત્તિ કેરી:
ચ્હડી તે પર જીવન ક્ષપતાં જગાવ્યો મ્હેં અહાલેક.

નહીં કાંઈ મળે ત્હોયે મળ્યું દર્શનનું દાન :
મળી–સળગી મીટે મીટ, ને જગાવ્યો મ્હેં અહાલેક.

ઊંડી ઝોળી રહી અધુરી, જરી તલ ભીંજાયું :
જડ્યું પણ જીવનું જીવન, જગાવ્યો મ્હેં અહાલેક.

જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હેં અહાલેક :
પ્રભો ! તુજ દ્વારમાં ઉભી જગાવ્યો મ્હેં અહાલેક.

પ્રેમભક્તિ.



–૧૧૫–

# સાગરને

સાગર સખે ! મુજ કાનમાં એવું કંઈ તો ગા :
જીવ્યું મીઠું લાગે મ્હને એવું કંઇ તો ગા.

મહાભાગી ત્હારાં ગીતડાં, ઘેરા તાનમાં ભેદો ઊંડા;
ગૂઢ અર્થ ના ઉકલી શકે, ઉકલે એવું તો ગા.

શાશ્વત રહસ્યો ગર્જતી ઝમકે ત્હારી કરતાલ;
સ્હમજું ન ત્હેના તાલ, કંઈ સ્હમજું એવું તો ગા.

સ્હમજું ન તે મુજ દીનતા, તુજ વૈભવો વિસ્તર, સખા !
ન સુણ્યું ત્રિલોકે નાથ ! કંઇ એવું અહર્નિશ ગા.

મુજ ઉર તુજ પર ઢાળીને હું પોઢી છું ભરરાત;
મુજ ઉરમાં અધસ્ફુટ કંઇ ભરતો સખે ! તું ગા.

મુખડે શું કરચલી પાડતો ? અવગણુ મ્હને, ન વિમાસતો;
ગા ગા ચિરસ્થાયી ગાન તુજ, સ્હમજે ય ત્હેને ગા.

ત્હારે જગતને બોધવું, પરમાવધિ સત્ય શોધવું;
હું કોણ ? ગુરુ કર્તવ્ય આચરતો સખે ! ભવ્ય ગા.

તું તો અમિત ઉદાત્ત રાજે, હું બાલુડી ચન્દ્રા;
અહો મહાભાવ રાજવી ! તુજ રાજગીત તું ગા.

તુજ પ્રાણમાં અમી રેડવું, રેડી પછી મ્હારે જવું;
હું આથમીશ, અણઆથમ્યાં કંઇ ગીત ત્હારાં ગા.
મેઘ ગાજે, કાલ ગાજે, ગાજે ચૌદ બ્રહ્માંડ;
પણ તેથી યે પર પ્રભુવર ગાજે, તે ગીત લઈ લઇ ગા.

સાગર સખે! મુજ કાનમાં એવું અલૌકિક ગા:
જીવ્યું જીત્યું લાગે મ્હને એવું હવે પ્રિય! ગા:
સાગર સખે! મુજ પ્રાણમાં એવું અમુલખ ગા.

પ્રેમભક્તિ.



—૧૧૬—

## આવાહન

આવો અમારે આંગણે, આવો કદી કદી:
વાળી સમાર્યો ચોક, ત્ય્હાં આવો કદી કદી.

વિલાસો સ્વર્ગના વેરી ભર્યો એ દૈવી દેશ:
દીનોના આ ગરીબ ગેહે આવો કદી કદી.

નથી ઉપહાર જેવું કંઈ, હતું તે સૌ ખોયું:
નમન નમું પ્રેમપાલવડે, આવો કદી કદી.

નથી કંઈ પુણ્યના પુષ્પે સજેલા આ આવાસ:
ટપકતે પાપને મંડપ આવો કદી કદી.

નયન ઝીલી શકે નહિ તેજદર્શન ઝળહળતાં:
મધુર મધુરી કલા ખીલી આવો કદી કદી.

સુહાવી વિશ્વના અન્ધાર અમૃતને પગલે,
કૃપાથી આંખડી આંજી, આવો કદી કદી.

દેવિ! અમારે આંગણે આવો કદી કદી:
પૂર્યો હૃદયનો ચોક, ત્ય્હાં આવો કદી કદી:
આવો અમારે આંગણે, આવો કદી કદી.

પ્રેમભક્તિ.



—૧૧૭—

# પંખીડાં

પધારો પંખીડાં પરદેશવાસી હો !
પધારો, મોકળી છે અમ અગાસી હો !

કુશળ છે ત્ય્હાં પ્રજા ને સૌ પ્રજાના પાલ ?
કુશળ છે સર્વ ત્ય્હાં મિત્રોની રાશિ હો ?

કુશળ વાયા અનિલ પન્થે પ્રભુપ્રેરેલ ?
કથા કંઈ તો કહો, વ્હાલાં પ્રવાસી હો !

કહો, ઘાડી સખા ! કે પાતળી રજની ?
પ્રભા કેવી મધુર મધુ ત્ય્હાં વિલાસી હો ?

પધારો, આગળા ઉઘડે છ અન્તરના :
વસો ત્ય્હાં દેવસંગે, દેવૂનિવાસી હો !

પૂજીશું દેવ સમ, પૂજીશું ભર દિલથી :
વીંઝી પાંખો ઉડાવો રજ સુવાસી હો !

અને—કાંઈ ખબર હશે સખી કેરી !
ત્હમે આવ્યાં છતાં યે શું ઉદાસી હો ?

પધારો પંખીડાં મુજ પ્રાણવાસી હો !
પધારો મોકળી છે ઉરઅગાસી હો !

પ્રેમભક્તિ.



—૧૧૮—

# હ્રદયની વાત

અમારે આંગણે તો એકદા કોયલ હતી પેલી :
છૂપીને ડાળ બેઠી'તી, મધુર ગીત બોલતી ઘેલી.

જહા સ્મિત વેરતી રમતી નવલ રજની નભોમંડપ
અને શશિરાજ સખીશીર્ષે સુહવતો જ્યોત્સ્નિકાવેલી.

દિશાઓ ગાજતી ગીતે, ઉછાળા લેતું'તું હઇડું:
સખિ! ક્હાં એ સુણું જઇને? ઉડી રસ કોકિલા રેલી.
વિરલ અન્ધાર વરસી મેઘમંડળની ઘટા ડોલે:
ડૂબી અન્ધારમાં અવની, ડૂબી સૌ પૂર્વની કેલી.
પધારો આ હવે દિલબર! સુણાવો સુર ત્હમારા તે:
ગહન નિઃશબ્દતા જગની નહીં તો ઉર જશે ફેલી.
મ્હણે પણ જો! ગગનમાર્ગે અમીદીપ લઈ ઉભી તારા:
જગતના સ્નેહીઓને નોતરે એની અમૃતરેલી.
હજો અન્ધાર કે જ્યોત્સ્ના, હજો ગીતશબ્દ કે શાન્તિ:
હૃદય ઉછળે હૃદય મળતાં, હૃદયઉર્મિ ન કો છેલ્લી.
ઉગી એ આશની તારા, નયન ચોટયાં ત્યહાં ર્‌હેશે:
જીવનની તારલી! ત્હારે શરણ મુજ હોડી મ્હેં મ્હેલી.
કદી તો તો સુહાગી સાડીમાં સન્તાઇને ત્હારી
ભણીશ, મુખભાવ તુજ પીતાં, હૃદયની વાત, અલબેલી!
કદી સુકુમાર ગુલસૌન્દર્યના તુજ તેજમાં, રસીલી!
કહીશ, મધુહાસ તુજ ઝીલતાં, હૃદયની વાત અલબેલી:
હૃદયની વાત અલબેલી.

પ્રેમભક્તિ.

—૧૧૯—

## ધૂમકેતુનું ગીત

બ્રહ્માંડ બ્રહ્મે પાથર્યું સુખકુંજ સમ• ઊંડું,
ત્યહાં એકલો ઉડું;
જન, જગત, સૂર્ય, સુહાગી જ્યોત્સ્ના: વિશ્વ બહુ રૂડું,
પણ એકલો ઉડું.
બીડયાં પ્રગટતાં પિચ્છ મ્હેં, પડયો પડયો 'અહાલેક'
સુણ્યું સાધુઓએ 'લેખ':
હિમમાળ કેરાં શિખર શિખરે શબ્દ એ ફૂંક્યું:
હું એકલો ઉડું.

રસના ઉછળતા મોજ ! અયિ સૌન્દર્યના સિન્ધુ !
મુજ ખૂટિયાં બિન્દુ;
વિધુબાલ ! મા છળતી મ્હને પડશે રખે કૂડું :
હું એકલો ઉડું.

ગર્જે મહાનદ ખીણુ ભરી, નભ એ ઝીલે ઝમકાર,
ભીષણુ ઢળે જલધાર :
આઘી ગુફાઓ જોગીની, ગૂઢ મન્ત્ર ત્ય્હાં છોડું,
ને એકલો ઉડું.

દીધું વિધિએ તે પીધું, લીધું રૂપ અબધૂત ઘોર,
તોડી જગતના તોર :
ભયભૂલણી જગજીભ છો ભાખે હવે ભૂંડું :
હું એકલો ઉડું.

મૂંઝવે મનુજને એવી આ વનવન વહે એકાન્ત,
પશુબોલ પડિયા શાન્ત :
અંઘોળ કરી આનન્દના વાઘા વિરલ ઓઢું,
ને એકલો ઉડું.

સુન્દર ભલે સૃષ્ટિ હજો સનમોહિની અભિરામ,
ન્યારાં અમારાં ધામ :
એકાકી આભે ઉતરી, એકાકી ભમી બૂડું :
હું એકલો ઉડું.

પ્રેમભક્તિ.



—૧૨૦—

## ભાષાન્તર

ગમતાં ગીતો વીણાધાર ! ગા,
તાજાં ને તાજાં, નવાં નવાં :
પી, ને મનોહારી જામ પા,
તાજાં ને તાજાં, નવાં નવાં.

મૂર્તિ સમી દિલદાર સહે
જ્યહારે એકાન્ત સેવે સુખે,
ચુંબન લે, કર કોડ પૂરા,
તાજા ને તાજા, નવા નવા.

હરનિશ જો મદિરા ન પીધી,
જીવનની તો સુધા શી પીધી ?
ભર કટોરા ત્હેની યાદમાં,
તાજા ને તાજા, નવા નવા.

મુજ મનહરણી વ્હાલી સખી
જો ! મુજ માટ ધરે સરખી,
કંઈ કંઈ વર્ણ, સુવાસ, અહા !
તાજા ને તાજા, નવા નવા.

જ્યહારે, ઓ લહરી પ્રભાતની !
જાય પરીની એ શેરીથી,
કહે જે કિસ્સા હાફિઝના
તાજા ને તાજા, નવા નવા.

પ્રેમભક્તિ.



–૧૨૧–

## મ્હારા મયૂરને



પીડા તણી પરમ્પરા માંહે પડી રૂહેવું:
મુંગે મુખે આવી પડયું સ્હેજે સહી રૂહેવું !

આનન્દનું વાચું નહીં વ્હાણું કદી વ્હાલું;
તાપે ત્રિવિધ સુતાં સદા, ઉઠતાં બળી રૂહેવું !

શાને, વિધિ ! શિખાવ તું ચ્હાવું અને સ્હેવું?
છાજે ન એ સુખ સ્વર્ગનું: એને લખ્યું સ્હેવું !

તું યે તજી, વ્હાલા ! ઉડયો, મ્હારા મયૂર બાપુ !
વ્હાલાં પીડે વિયોગથી એ યે સહી રૂહેવું !

ભગવા જિગરમાં આ રમ્યો ! મ્હારા મયૂર બાપુ !
બાખી ગયો રાખી જ તો સ્હેજે સહી રૂહેવું !
ત્હેં લૂટનાં લ્હાણું મજાની જે કર્યાં, બાપુ !
કારી ઝખમ તેમાં સહ્યા તે તો ગણી રૂહેવું !
બન્દો ખુદાનો, ઈશ્કનો તું ઓલિયો બાપુ !
કેકા થકી મન્ત્રો સર્યાં તે તો જપી રૂહેવું !
વ્હેતા વ્રણો ચુમ્યા ન ચાટ્યા તુજ વ્હાલાંએ;
ગાયાં છતાં એનાં જ ગીતડાં : એ સ્મરી રૂહેવું !
જુદી જહાંનો તું ફિરસ્તો : ખોળીઉં બદલી–
આવી ઉડ્યો ઝળકાવી પાંખો : જોવું ને સ્હેવું !
માની મઝા જ્યાં ત્હેં કવિતા કોતરૂં ત્યાંની;
ધોશે જ આંસુ ત્હોય તે જળમાં લખી રૂહેવું !
તૃપ્તિ તથા મુક્તિ ધરી વ્યાપ્યો સદા વિશ્વે;
તુંને સદાય અનન્તતામાં કલ્પતાં રૂહેવું !
માળા અમારે આંસુની અર્પી સદા રૂહેવું !
પીતાં પ્રસાદી ત્હેં દ્રવી જંપી જરા રૂહેવું !
શિવમય થજે તું શાન્ત શક્તિને સુતાં અંકે
એવું હવે ત્વદ્રૂપને ઇચ્છી સદા રહેવું !

લલિત.

—૧૨૨—

## સ્વજનના સ્નેહ

સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !
પરસ્પર પ્રેમના આચારની તો રીત જૂદી !
સોઽહં સોઽહં સતી રટે, સાંઇ સાંઇ કન્થ;
સેવે એક બીજા સદા, એ સહચાર અનન્ત;
વિરહ–સહવાસની જાદૂઈ બલિહારી જ જાદી !
અજબ આકર્ષણે ખેંચાય સાંકળ એજ જૂદી !
સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !

અબોલ આંખે સમજતાં વ્હાલપની કંઈ રીત;
અમીમય હૈયાં ઉમળકે થાય પરસ્પર લીન !
સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !

લલિત.



—૧૨૩—

## મજા ક્યાં છે ?



ક્યાં છે મજા ? ક્યાં છે મજા ? કહે તું મુસાફર ખલ્કના !
દુનિયા મહીં ક્યાં છે મજા ? માની લઉં શામાં મજા ?

છે ક્યાંઈ ખાણુ ખુશાલીની આ ખલ્કને કોઈ ખૂણે ?
દેખાડી દે ! જો હોય તો, ખોદી લઉં ત્યાંથી મજા !

આલમ સુણે ઝ્હેરી ન ગાણું જ્ઞાનનું દરિયા તણું !
ને દુઃખ પોતાનું રડે તો માની લઉં શેમાં મજા ?

રોવે હસે અસ્થિર ભૂત શોધે ન " શું—ક્યાં સત્ય છે ? "
દુઃખંભાર લઈ મુંગી ફરે ધરતી, લઉં શેમાં મજા ?

ત્યાં આસમાને આભલાં જુદાં જુદાં કંઈ ચકચકે !
સમજે ન કો તેથી નિસાસા સૌ ભરે ! શામાં મજા ?

દરિયા મહીં—ધરતી મહીં—ત્યાં આસમાન મહીં ઉડે,
કહે તપ્ત ખુશાલી તણું,—શું કામની પણ તે મજા ?

છે ત્યાં ગયાં ભૂત તો હજારો માણવા જ અખૂટ મજા ?
સાથે લઈ પાછાં ફર્યા દીઠાં નહીં, તો ક્યાં મજા ?

વર્ષા બિચારી ગર્ભિણી સ્હેતી પ્રસૂતીવેદના,
પછડાય ચીસો પાડતી ને ગર્ભ જળ રૂપે પડે :

થીજાય શિયાળા મહીં, સીઝાય ઉનાળા મહીં;
દુનિયા બધી એમ જ પીડાતી દેખું છું : તો ક્યાં મજા ?

ખુબસુરતી આલમ તણી હસતી ખીલે જે કારમી,
દેખું હું પણ કરમાય ક્ષણમાં ! માનું તો શેમાં મજા ?

શુણવા કહે, અવલોકવા કો, વાંચવા કોઈ કહે;
હું મ્હાવરો રાખું ઘણો, તેમાં ન આવે પણ મજા !

આલમ તણી મેં ચોપડીનાં ફેરવ્યાં પાનાં ઘણાં !
માલિકના ડહાપણ થકી સમજુ થયો, પણ ના મજા !

હું ગાન દુનિયાનું શુણું : અવલોકું સારી ખલ્કને,
જાણી લઉં છું ભેદ સઘળા હોય તેમાં ના મજા !

જિગર વિના તનહા ફરૂં તેથી ન આવે રે મજા !
આ ઈશ્ક વિણ રોતું ન માને દીલડું ક્યાંઈ મજા !

ઉડી ગયેલા નૂરથી આંખો ફરૂં જનમંડળે,
ધારી ફકીરી હું પુકારૂં, "નૂર ! ઓ ! મુજ નૂર ક્યાં ?"

શુણે ન કો ! રડવું જુવે ના મુજ હાલત આલમે !
દેખું જ તેને રડતી હું ! તો દુનિયામાં ક્યાં મજા ?

દુનિયા મહીં, ભાઈ ! નથી–ક્યાંઈ નથી–કાંઈ મજા !
ગમગીનીનો ભંડાર આ છે,–માનું તો શેમાં મજા ?

ઝિન્દગી છે જ્યાં સુધી રહેવું બધું રે ! ત્યાં સુધી;
આ ઝિન્દગી પૂરી થશે તો આવશે ઉચી મજા !

સ્મરવાં ગયેલાં સ્નેહીને, રડવાં ગયેલાં સ્નેહીને;
ભગ્નાશ જીવિત મુજ એ છે ! હાલ તો કૂહો તે મજા !

કહો તે મજા કે દંભ કે મૂર્ખાઈ ડ્હાપણ જે ગમે,
અવસાન સુધી હૃદય મુજ તેમાં જ માની લે મજા !

અવસાન બાદ ઉડી જતાં, અકળિત અગમ્ય જ સ્થાનમાં,
આ ખલ્કમાં નથી ક્યાંઈ એવી કરીશ ત્યાં સાચી મજા !

લલિત.



—૧૨૪—

# કલાપીને

અધૂરા કાલના મ્હેમાન મોંઘા,
સ્મરૂં શું શું ? ન કૈં સુઝે, કલાપી !

હમારા બાગમાં વીણા બજાવી;
હવે કેકારવે ગાજે, કલાપી !

સૂકા બાગે ટહૂકી મેઘ આણ્યા;
ખીલ્યાં ગુલ; એ ખીલાવ્યાં ત્હેં, કલાપી !

હતાં ઇન્સાનનાં ખોખાં સૂતેલાં;
ગઝલ ગાઈ જગાવ્યાં ત્હેં, કલાપી !

ઉખાડી ભેખડો, ખોદી પહાડો,
ચલાવી નીક ત્ય્હાં નેહે, કલાપી !

સૂકી ફિલ્સુફની વાતો ઉડાવી,
લગાવી લાગણીની લ્હે, કલાપી !

દિવાલો શુષ્ક પાડી અન્તરોની,
દિલોની સાંકળો જોડી, કલાપી !

કૂડા સંસારની ગાંઠો ઉકેલી,
બધી બહાદૂર થઇ છોડી, કલાપી !

નકામાં શાસ્ત્ર ને મન્ત્રો ઉથાપ્યાં,
નવાં શાસ્ત્રો સહુ સ્થાપ્યાં, કલાપી !

કહું કે ના કહું ? ત્હોયે કહું છું :
" હૃદય " ન્હોતાં—" હૃદય " આપ્યાં, કલાપી !

" પ્રીતિ—નીતિ " જગાવી મન્ત્રવેદી;
શિખાવ્યું " ચ્હાવું " ને " સ્હેવું ", કલાપી !

ભર્યો રસ ઝિન્દગીમાં; ઇલ્મ આપ્યો—
સુખે દિલદર્દને સ્હેવું; કલાપી !

ખુશામતને હઠાવી, પ્યાર પાયો;
સનમને ઓળખાવી ત્હેં, કુલાપી !

ઝખમ ઝખમી હવે મ્હાણું મઝામાં !
મઝા એ સૌ શિખાવી ત્હેં, કુલાપી !

ચખાડી મોતની મીઠાશ રોતાં
ઉંડો એ નાદ દિલ ગાજે, કુલાપી !

હયાતી તાતની જેવા રવો એ—
રમે, રાજે, રૂવે, ગાજે, કુલાપી !

જગત જાગે, હસે કે નીંદ ઘોરે,
ગમે ના એ કશું જોવું, કુલાપી !

સમર્યે શમણું હમેશાં કામ આવે ?
સ્વરો ઘૂંટી સુખે રોવું : કુલાપી !

સ્નેહજ્યોતિ.



—૧૨૫—

## ભાઈબ્હેની



પિતાના પાયમાં આળોટનારાં,
અમે આકાશભેદુ ભાઈબ્હેની.

સમુદ્રે વ્હાણુ વાયુ માંય ચાલે,
સુકાની સાધનાનાં ભાઈબ્હેની.

જળે અંગારમાં સંસાર સૂનો,
અમીનાં છાંટણાંમાં ભાઈબ્હેની.

ઝરે આકાશ ને પાતાળ ફૂટે,
ઉંડાં ઉંડાણુ ભેદે ભાઈબ્હેની.

પડે પ્હાડો ઝપાટે વીજળીઓ,
અનાદિ કાલ ઘંટે ભાઈબ્હેની.

ઉડે તારા, અહો તોફાન ખેલે,
રમે ત્યાં વ્હાલઘેલાં ભાઈબ્હેની.

ખીલે આકાશ તેજોને ભરાવે,
પ્રભુ અંબાર પૂજે ભાઈબ્હેની.

રમે તેજો; પરાગો હીંચ હીંચે,
પ્રભુ ગીતો ગજાવે ભાઈબ્હેની.

ફૂડો સંસાર હાંસીમાં ફસાતો,
ક્ષમા-ઔદાર્ય રેડે ભાઇબ્હેની.

કવિ ગીતો પ્રભુનાં ગાઈ રાચે,
પ્રભુને પાય ખેલે ભાઇબ્હેની.

સ્નેહજ્યોતિ.



—૧૨૯—

## જિગરના ઘા



દુનિયા બધી ડ્હોળી હવે ના ડ્હોળવું બાકી કંઈ;
ખાધું, પીધું ને ભોગવ્યું, ના ભોગ છે બાકી કંઈ!

દુનિયા મહીં ખાવાપીવાનો, સ્વાદ લઇ લીધો બધો;
એ સ્વાદની ખુશબો મીઠી, પણ સ્વાદમાં કાંઇ નહીં!

રંગબેરંગી થઇને, રંગ સર્વે ભોગવ્યા;
એ ભોગની ખુશબો મીઠી, પણ ભોગમાં કાંઇ નહીં!

જે બાદશાહી મ્હેલ ને બાંધેલ રંકે ઝુંપડી;
આનન્દ ત્યાં સરખો મળે, ને ભેદ છે કાંઈ નહીં!

રંકે કરેલી રાબડી ને બાદશાહી ભોજનો,
સાનન્દ લીધાં સ્વાદથી, એ સ્વાદમાં કાંઈ નહીં!

માતા પિતા સંબન્ધીઓનો સાથ સર્વે આ રહ્યો;
સૌ એ ખુશી, હું એ ખુશી, પણ હું ખુશી કાંઈ નહીં!

જૂનું થતું તાજું અને આવી જિગરમાં ઉછળે;
તાજું થતાં હું છું ખુશી, પણ એ ખુશી કાંઈ નહીં !

સૌએ જૂનું થાતું નવું, ને એ નવું થાતું જૂનું;
લાગે સરીખું એ બધું, ત્યાં ભેદ છે કાંઈ નહીં !

દુનિયા ગમે તે જે કરે, મ્હારે ગમ્યું તે હું કરૂં;
મ્હારા ગમ્યાંની વાત તે કાંઇ ત્હમે જાણો નહીં !

બહુએ ભમ્યો, બહુએ ફર્યો, જોયું બહુ ને ભોગવ્યું;
એ ભોગને જોવા મહીં લાગ્યું મ્હને કાંઇ નહીં !

ઘાયલ થયો હું ત્યાં અને વાગ્યા જિગરમાં ઘા ઘણા;
કારી પડયા તે ઘા મહીંથી લોહીની નદીઓ વહી !

એ લોહીની નદીઓ મહીં ન્હાવું અને છે કૂદવું;
ન્હાવા અને ફરવા વિના બીજું નથી બાકી કંઇ !

સ્નેહજ્યોતિ.

—૧૨૭—

## સખીને સાન્ત્વન

સખિ ! તવ ભાગ્યમાં નહિ તે તેને મળશે શાનું ?
સહેવું જે રહ્યું તારે, અરે ! મટશે શાનું ?

કદિ ક્રોડ ઉપાયો કરી જડી લે જિગર સાથે
પણ તારૂં નહિ તે નહિ રહે, પછી રોકવું શાનું ?

મનમાં ભરેલું તે બધું થયું નાશ પલ માંહે,
આંખ્યો દટાઈ આંસુમાં : રોવું રહ્યું શાનું ?

જે જે હતું તે તે ગયું, રહ્યું એકલું આંસુ;
એ આંસુ સૂકાઈ જતાં, લ્હોવુ રહ્યું શાનું ?

તારાં સુકોમલ ફૂલડાં, નહિ એક પણ ખીલ્યાં;
સહુ એ સૂકાયાં ઉગતાં : જોવું રહ્યું શાનું ?

આશા નિરાશા થઇ બધી, ઉંડા નિસાસામાં;
દિલડું બળી થયું ખાક, હા! મ્હાવું રહ્યું શાનું ?

દુનિયા થઇ વેરાન ને સંસાર આ સમશાન;
જીવતાં મુવાં જગમાં : હવે મરવું રહ્યું શાનું ?

સમશાનની લઇ રાખ અંગો અંગમાં ચોળી,
ખાકી બન્યાં એ ખાકમાં : ખોવું રહ્યું શાનું ?

હીરા.



—૧૨૮—

## પ્યારા પક્ષીને

મધુરા સ્વરે, તીણા સૂરે લલકારી ગાયન ક્યાં કરે?
ઉત્સુક કર્ણપુટે સુધા સ્વર રેડવા, ક્યાં ક્યાં ફરે ?

આ તરુણ અનુપમ તરુલતાઓ, અનિલલહરીમાં ઝૂકી;
દઈ માન, કરી શીર સાન, બોલાવે: જતાં ત્યાં ક્યમ ડરે?

નિજ પત્રસંપુટમાં પરીસેલાં ફળો મીઠાં મીઠાં,
આપી કરે સત્કાર, તે તરછોડીને તું ક્યાં ફરે ?

કોમલ કુસુમલતા સુકોમલ કુસુમકળી ખીલાવીને,
આદર પરાગે આપતી, ત્હેનો અનાદર ક્યમ કરે ?

અતિ મન્દ સુખદ મધુર હાસ્ય મૃદુ મુખે રમતું રસે,
ને નયન ઝરતાં પ્રેમથી, ત્હેને વિસારી ક્યાં જશે ?

જો, જો, અરે! તુજ માટ કોમલ અંગ સહુ કરમાવતી,
સંકોચતી સૌન્દર્ય, કંઇ દરકાર ત્હેની ન ક્યમ કરે ?

નિર્મળ સરિતા સરી સરી શીતલ સીકર ઉરાડીને,
રસપાન પાવા આવતી ત્હેને ન સ્વાગત ક્યમ કરે ?

ઠંડા અતિ ઠંડા જળે છીંપાવશે ત્હારી તૃષા,
બૂઝાવશે દિલ આગ ત્હેને કેમ તરછોડે, અરે !

તજી ખલકની ખૂબી બધી, પરિપૂર્ણ સૂર્ય પ્રકાશમાં,
ઉંચે ઉંચે અવકાશમાં ઉડવાનું કેમ ગમ્યું ત્હને?
સુખ દુઃખના દરિયાવમાં પ્રેમોર્મિનો લ્હાવો હવે,
તે દૂર દૂર પ્રદેશમાં મળશે,. અરે! ક્યાં ક્યાં ત્હને?
અવિનાશી આશાની, અરે! ત્યાં લલિત લ્હેઝત ના મળે;
આશા–નિરાશાં રહિત જીવન ગાળવામાં શું મઝા?
આ દોસ્તને અહિં દુનિયાના ખારમાં નાંખી દઈ,
ફરવું સ્વછન્દે એકલું ગમ્યું! બોલ! ત્હેમાં શું મઝા?

હીરા.



—૧૨૯—

## દોસ્ત કે દુશ્મન?

તમે સૌ દોસ્ત છો પ્યારાં? અગર છો દુશ્મનો મ્હારાં?
અગર છો દોસ્તનાં દોસ્તો? બતાવો શું સગાં મ્હારાં?
બનાવું મંદિરો, મ્હેલો, લગાડો આગ તો ત્હેમાં,
બચાવા આગમાંથી સૌ, મદદગારો બનો મ્હારાં.
બિછાવું ગુલબિછાનાં હું, નખાવો ધૂળ તો ત્હેમાં,
વળી બાગો–બગિચાઓ, બનાવો આવીને મ્હારાં.
ગુલાબોની હવાઓમાં, નચાવું બુલબુલો પ્યારાં;
અચાનક આવીને ફોડી, ફડાવો ચશ્મ બે મ્હારાં.
બનાવી આંધળો સુજને, ઉડાવો ગુલચમન જ્યાં જ્યાં,
નવાં દીદાર બક્ષીને, અજબ ખેલો બતાવો ત્યાં.
ગુલાબી આ શરાબીનાં, પીવાડો પ્રેમથી પ્યાલાં;
બનાવી મસ્ત નિશામાં, ઉડાવો ત્યાં થકી મ્હારાં.
પગે જંજીર પહેરાવી, પૂરાવો કેદખાનામાં,
બની યારો જિગરના ત્યાં, ભગાડો આવીને મ્હારાં.
જલદ કાતીલ ભોંકાવી, જિગરમાં ખુન વ્હેવાડી,
દવા દારૂ લગાવાને, હકીમો તો બનો મ્હારાં.

રયાસત ફુલફુલા લાવી, જમાવો દોલતે દુનિયા,
હજારો મૂલ મ્હાકેમી, અપાવો આવીને મ્હારાં.

મઝાની માશૂકો લાવી, ગવાડો ગીતડાં પ્યારાં,
મ્હને આશક બનાવીને, ચુમાવો ગાલ! તો મ્હારાં.

બતાવીને તમાશાઓ, રમાડો રંગમાં પ્યારાં,
અચાનક સર્વ દફનાવી, રડાવો ઝિંદગી ભર આ!

લિબાસે ખુદ ફકીરીનો, પહેરાવી મ્હને પ્યારાં,
ફકીરોની ફકીરીમાં, ભમાવો મોઝમાં મ્હારાં.

રહ્યો છે ખાકનો જામો, બદન પર આ હવે મ્હારા!
ભલે દુશ્મન અગર દોસ્તો, ગમે તે હો હવે મ્હારાં.

હીરા.



—૧૩૦—

## દિલજાનના દિદાર

દિલજાનના દિદારમાં દુનિયા જ હમારી!
કહોને દ્વેષથી કોઇ ભલે ચાહે તો કટારી!

કિતાબો લાખ જોઇને લખાણો લાખ મુનશીનાં;
ન આવ્યું વાંચવામાં જે દીઠું એ આંખમાં ત્હારી!

કંઈ લાખો ડૂબ્યા આશક! લીધી બસ મોજ ઉલ્ફતની!
ન ડૂબ્યા મૂર્ખ તે જાણે, કહો શું મોજ હમારી?

કીધાં સાટાં વદનનાં એક આપીને બીજું લીધું!
હૃદય ચીરી ભલે જો! બેઠી છે માશૂક ત્યહાં મ્હારી!

મીઠી માશૂકની કીકી! રહ્યું મ્હારૂં જીવન ત્હેમાં;
નથી જીવ આ બદનમાં તો હણે છે મૂર્ખ શું ધારી?

મીઠા અધરોષ્ઠનું હસવું, હમારે સ્વર્ગ સૌ ત્હેમાં;
મ્હને જોવા જરી દે હાસ્ય તે પછી નાંખજે મારી!

નથી ખાવાં કંઈ પકવાન્ન ! ખાશું દિલરૂબાની ગાળ !
મધુરા મુખડાની ગાળ તે મુખડી જ હ્મારી !

સબૂર ! જલ્લાદ ! ના કર વાર ! જોવા દે મીઠું મુખડું !
કતલમાં એ હમારે એક તે આનન્દની બારી !

નહીં વાગે જલ્લદ સમશેર આ પાષાણ દિલડામાં !
કરીને વાર શું કરશે ! રફાઈ દિલરૂબા મ્હારી !

ભલે જલ્લાદની સમશેર આવીને મ્હને ચૂમે !
દિવાના પર ખફા, દિલદાર ! એ તુજ રીત નહીં સારી !

હરિહર.

—૧૩૧—

# પ્રેમીનાં ફુલ

બદન ગુલઝાર માશુકનું : ખીલ્યાં તેમાં મનોહર ફુલ !
ચમનમાં આવીને ઊભી ચમનરૂપ તે બની બુલબુલ !

મધુરૂં જો તું આ મુખડું ફુલોમાં ફુલ ચમ્પકનું,
રહી તે ઝુંડમાં વિણ કંઠથી આ બોલતું મંજુલ !

લચકતા માંસથી ભરપુર ગાલો શું બતાવે જો,
બતાવે કે રહ્યું છુપાઈ એ ગુલાબ કેરૂં ફુલ !

રહ્યાં છે મુખસરમાં જો ખીલી આ બે કમળ કાળાં,
કહે શું ના ? નહિ એ નેત્ર, જો તું છે જ તારી ભુલ !

નહીં એ આંખનું અંજન કમળ પર એ ભમે ભ્રમરા,
બતાવે પ્રેમની રીતિ હણે મારી પ્રીતિનું હુલ.

નહિ ચુંક નાકની એ જો બરાબર ધ્યાન દઈને તું,
કલિ એ જાઈની ખીલી રહી છે નાક પર અણમૂલ !

નથી અધરોષ્ઠની લાલાશ એ ભ્રમમાં ભુલ્યો તું તો,
પ્રફુલ્લિત તે થયું છે પ્રેમીનું દાડિમ કેરૂં ફુલ !

નથી અધરોષ્ઠ તે હલતો, હલે છે ફુલ વાયુથી,
નથી એ સ્મિત, પણ છે ફુલની સુગંધી એ અણમૂલ !

બદન સહુ ફુલની ડાલી, બની જા તેહનો માલી,
અરે ના માલી ના બનતો, કદી ચુંટતો નહીં એ ફુલ !

રહ્યા જ્યમ કેશ ભુમરા આ ફરે છે ફુલ ચોપાસે,
દીવાના તેમ તું ફરીને સુગંધી લે બની બુલબુલ !

હરિહર.



—૧૩૨—

## પ્રેમનું સ્વર્ગ

અરે ! જો આ ખીલ્યું તે પુષ્પ, આખર તો ખર્યું,
કર્યું પેદા જ જેને ઈશ્વરે તે સંહર્યું.

નકી જનમે સહુ તે આખરે મરવાને માટે,
ઉગ્યો જો સૂર્ય તો છે, અસ્ત થાવાનું ખરૂં.

ખરે ચડશે સહુ પડશે, નકી તે આખરે,
મર્યું નહિ તે મર્યું જેણે જ સાર્થક છે કર્યું.

થયો છે તે નિરર્થક જન્મ જન કેરો અરે,
જન્મી જગતમાં સ્વર્ગ, સુખ જેણે લીધું.

છતાં એ સ્વર્ગ મળશે કેમ, તે ન ખબર પડે,
કહો કો સ્વર્ગ અમૃત કેમ, સર્વ જને પીધું ?

અરે ! હા ! યાદ આવ્યું શાસ્ત્ર, તો સર્વે કહે છે,
કરે જો યાત્રા તો સ્વર્ગ, છે તેને સીધું.

છતાં આ કાય મારી યાદમાં માશૂકની,
થઈ છે જીર્ણ ના રખડાય, હાયે ! શું કરૂં ?

અરે ! ઘેલો થયો ઘેલો થયો, તું કર નજર,
અરે ! કર ખ્યાલ માશુકના ! બદનમાં સહુ ભર્યું !

કમર ઝીણી દીસે જે આશકોનાં દિલ હરતી,
નકી થૈ, ઘેલું ને જો વિષ્ણુપદ છે ત્યાં ઠર્યું.

શિખર કૈલાસમાં તે તો, અણીવાળાં સ્તનો,
રહ્યાં છે છાતીએ તે શિવપદ મારૂં બન્યું !

વળી બ્રહ્મા તણાં તીર્થો, સહુ જોવાં હસે,
ભલે જો મુખમાં જે બ્રહ્મનું સ્થાનક ખરૂં.

નિત'એ આ રહેલી મેખલા શું સૂચવે ?
કહે છે, વિષ્ણુકાઞ્ચી, શિવકાઞ્ચી આંહીં હું !

રહી મથુરાપુરી તે મધુરી વાણી મહીં,
અરૂણુ હૃદયતીર્થ તે અધરોષ્ઠ, માંહીં છે ભર્યું !

વળી જો શ્રીરંગતીર્થ જ નીરખવા જો ચ્હાય તું;
બદન ત્હારૂ સહુ તે તીર્થરૂપ જ છે બન્યુ !

હસીને આવતી મીઠી, નજરથી ચુંબનો દે,
દિવાના સ્વર્ગ તે સર્વે, છે માશૂકમાં ભર્યું !

હરિહર.



—૧૩૩—

# પ્રેમીનું રમળ

હમારે પ્રેમીને શું કામ પાસા નાંખવાનું ?—
ગ્રહો ને રાશિઓ પુછી પછી કામે જવાનું ?

ગ્રહો જોવા તમારે ? ના હમારે કામ તેથી,
દિવાનો જોય છે ગ્રહરાશિ માશૂકના બદનથી !

થયા ગ્રહ સર્વ આડા હાય ! તું આડી થતે,
પીડે સહુ પાપીઆ મુજને હવે તું તો જતે !

મીઠું દીદાર તારૂં ગોળ તે ગ્રહ ચંદ્રનો છે,
રહ્યો ઝુલ્ફા મહિં છુપાઇને રાહુ પીડે તે !

ભ્રકુટી તાહરી જેને કહે સહુ બાણુ સ્મરનું,
નહિ નહિ બાણુ ! કેતુ નામનો ગ્રહ તે જ છે !

કીધું ટપકું અરે જે કેશ ઓળેલા મહિં;
ખરે ગ્રહ માનું ભાનુનો ખરે તુજમાં જ તે !

વળી અધરોષ્ઠ તારો જેહ પરવાળુ બની,
મંગળ સૂચવે તું માન મંગળ તેહને !

મૃદુ સુખ બોલતી જે વાણી તું સુધા સમી,
મધુરી વાણીમાં તે શુક્ર ગ્રહ પ્રેમે વસે છે !

ધીમી જે ચાલ ત્હારી ભેદતી દિલ આશકોનું,
શનિ તેમાં રહ્યા છે એમ તે તો સૂચવે છે !

છુપાઈ સૌ રહ્યા છે કેસરી શરમે વને,
ખરે ! સુંદર કટિ તે સોમરૂપ નિશ્ચે બને છે !

બદન તુજ છે બન્યું એવું સહુ તેમાં ભર્યું;
નહિ જે બ્હાર હોયે તે સહુ તેમાં મળે છે !

નથી કૈં કામ તેનું જે ગ્રહો અંબર વિષ છે,
અગર હો તુજ કૃપા તો છે, દિવાના ! પાધરા તો !

હરિહર.



—૧૩૪—

# પ્રેમીની યાદ

" નથી રસ્તો હમારે આબરૂનો ચાલવાને,
ન હોય પસંદ તો તું યત્ન કર તે ફેરવાને ! "

હમારે તો સદા બદનામ થૈ માશુક ન્હાવી,
દિવાના આબરૂ બેઆબરૂ તેમાં જ આવી !

* * * *

નહિ જો પ્રેમનો કીડો, બને નહિ સ્વર્ગ મળશે,
નહિ જો પ્રેમનું પુતળું બને ના દુખ ટળશે :
થયો પ્રેમી પછી ના દુઃખ તેની પાસ આવે,
દિવાના પ્રેમઘુંટ પીતાં નજર સહુ એક આવે !

* * * *

કરૂં જ્યાં જ્યાં નઝર ત્યાં ત્યાં મીઠી માશૂકની યાદી;
રહી જડ ચૈતને દેખાય તે માશૂકની યાદી !

બળેલ જળેલ હું આરામમાં આરામને સારૂ;
ગયો તો ના મળ્યો આરામ પણ ઉલટી વધી વ્યાધિ !

કુસુમ સૌ થઈ ઉભાં માશૂક એ મુજ આંખની સામે!
કમળ, ચંપક અને ગુલાબ દે માશૂકની યાદી !

વળી ઝરતો ઝરો છે સુર કરતો પ્રેમીલો મીઠો,
રીઝાવે દઈ સનમની, ઝાંઝરીની માધુરી યાદી !

વળી છોડી ચમનદિલને, ચમનમાં લાવવા સારૂ,
ગયો ગૃહમાં ગ્રહી વીણા, છતાં યે તેહની યાદી !

પકડતાં હાથમાં વીણા, ઉભું મુખ આવીને સામે,
જરી હસતું જરી કંઈ માનમાં આહ! તે મીઠી યાદી !

લઈને ગોદમાં વીણા વગાડી મેં ને તે કાળે,
થઈ દેવી હૃદય ઉતરી, સનમની વાણીની યાદી !

ઉભું મુખ આવીને સામે ને બોલ્યું વીણ સ્વરથી તે,
તરત મુખ ગાનથી ચાલી, મીઠી માશૂકની યાદી !

સુતો હું સેજ પર જઈને, બની તે સ્વપ્નરૂપ પ્યારી,
અહો મુજ હાથ લઈ આલિંગને દેતી મીઠી યાદી !

હું ઝબકી સેજથી ઉઠયો, રહી જોઉં સનમ સઘળે,
દિવાના ના કંઈ વસ્તુ, સનમની જ્યાં નહીં યાદી !

હરિહર.

—૧૩૫—

# પ્રેમની ઘેલાઇ

લપાઈ પ્રેમની ઘેલાઈમાં છુપી ખુદાઈ છે,
ચમકતાં લોહ ખંજરમાં, મીઠી લ્હેજત સમાઈ છે !

થઈ ઘેલો જગે ફરવું, સનમનું ગાન મુખ કરવું,
હૃદયમાં ધ્યાન તો ધરવું સનમનું : એ કમાઈ છે !

ભર્યું છે દુઃખ દુનિયામાં, નહિ કંઈ સુખ દુનિયામાં,
છતાં સુખ મેળવે તેથી, જગતમાં એ નવાઈ છે !

હમે ચોળી સહુ અંગે, સનમની યાદ કેરી ખાક,
ધુની આ પ્રેમીનીમાં તે, કલિ સુખની લપાઈ છે !

નીસાસા માશૂકના સ્નેહના, તે તો ધમણ છે,
બન્યાં આ હાડ લાકડ પ્રેમ, અગ્નિ કુંડ માંહિ છે !

થઈ ચિત્તા ભડકતી હોમ, કીધો આંસુડાં ઘીનો,
લઈ મુખ મંત્ર માશૂક નામ, આહુતિ અપાઈ છે.

પુર્યું ઘી ને થયા ભડકા, પડી મૂર્તિ નજર તેમાં,
મીઠી મૂર્તિ તણી યાદી, હજી દિલમાં છપાઈ છે !

લઈ વીણા કરે ને ગાય, દૈવી ગીતડું મીઠું,
મધુરાં ગીતની ધૂન આ, હૃદય મહિં રહી છવાઈ છે !

કીધો મેં યજ્ઞ તો પુરો, હવે તો ભોગ છે દેવો,
દઈ દે ભોગ લઈ ખંજર, પછી તો બાદશાહી છે !

કહે દુનિયા 'દિવાનો' તો, કહે છે કામ તેથી શું ?
દિવાના માર તું હૃદયે, સનમ યાદી રફાઈ છે !

હરિહર.



—૧૩૯—

# પ્રેમ અને સત્કાર

લખ્યું તેં પત્રમાં, પ્યારા ! " નથી સત્કાર મેં કીધો,
" ખબર વિવેકની મુજને નથી તો તું ક્ષમા કરજે."

અહો ! સત્સ્નેહને અંગે, સુહૃદ ! એ બોલવું છાજે ?
ચહે જો પ્રેમ આદરને નહીં એ પ્રેમ પ્રેમીનો.

અખંડિત પ્રેમને, બન્ધુ ! જરૂર શું હોય આદરની ?
'પધારો, આવજો, બેસો', વૃથા એ વાદ શા સારૂ ?

હૃદયસત્કાર જ્યાં થાતો ઉભય ઉરમાં વિના માગ્યો,
નયનસત્કાર નવ ઇચ્છે, વદનસત્કાર શાને તો ?

વિનય રસના તણો એવો, બતાવે પ્રેમમાં ખામી;
પ્રપંચી કાજ રહેવા દો, ન ઇચ્છે પ્રેમનાં પાત્રો.

હસે દિલ પ્રેમનાં ભરિયાં, રહે જુદાં છતાં સંગે;
વિનય સત્કારને એમાં નથી, અવકાશ મળવાનો.

પધારો એમ કહેવાથી પધારે તે પધાર્યો ના !
નિમન્ત્રણ પ્રેમીને શેનાં ? અનાદર પ્રેમીને શાનો ?

મળ્યાં છે ચિત્ત વિણ યત્ને, શરીર જોડાવવાં શાને ?
કરે કર આપવો શાનો ? મને મન જ્યાં મળેલાં છે !

હજુ 'હું–તું' તણો દિલમાં રહ્યો શું દ્વૈત–મત તુજને ?
ક્ષમાની યાચના તેં કયાં ? ક્ષમા કરનાર કો બીજો ?

'પધારો' આદિ પોતાને કહે તે તો વિકલ ભાસે !
વિકલતા પત્ર તારામાં મને, સન્મિત્ર ! ભાસે છે !

સુહૃદનું આગમન થાતાં ઉઠે સત્કાર કરવાને,
અરે ! એ તો જનો જૂઠા, ખરેખર ! બાહ્ય પ્રેમી તે !

ભલે ! એ થીગડાં દેવાં હજો અતિ ઈષ્ટ શિષ્ટોને !
સ્પૃહા સત્પ્રેમના ભોગી, જનો તે તેની કયમ રાખે ?

વિનયની પૂરણી માગે અધુરી તેટલી પ્રીતિ;
પ્રતીતિ પ્રેમની કરવા નથી અધિકાર આદરને !

દા. ખુ. બોટાદકર.



-૧૩૭-

# પ્રેમની અનિવાર્યતા

મળી પ્રિય પત્રિકા તારી, થયો સંતુષ્ટ વાંચીને;
વળી ખેદિત પણ કીધો, રસિક! તુજ સાહસિક તર્કે.
જગતમાં પ્રેમને લીધે, અતિશય દુઃખ દેખીને,
હૃદયથી પ્રેમને તજવા, તને ઇચ્છા થઈ, પ્યારા!
"વિરક્તિમાં જ શાન્તિ છે", તને સિદ્ધાન્ત એ સૂજ્યો;
મગજની જોઈ નિર્બલતા, દયા, દુઃખ થાય મુજ મનને.
રહ્યો છે ધર્મ જે મનમાં, થવું અનુરક્ત પ્રિય દેખી;
નિવારી તું શકે તેને? મને વિશ્વાસ કયમ આવે?
નથી આધીન એ તારે, સ્વયંભૂ પ્રેમ અન્તરનો;
તજ્યાથી તે તજાશે ના, નહીં રોક્યા થકી રે'શે.
વિના હેતુ પ્રકટિયો તે જશે શું કોઈ કારણથી?
લીધો શું મૂલ્ય આપીને? થયો છે શું જવા માટે?
જગતનાં ભૂત-પ્રાણીમાં થયો છે જન્મની સાથે,
વિના મૃત્યુ જવાનો એ?! ભૂલે શું સુજ્ઞ થઇ, ભ્રાત!
નહીં અનુરક્તિ જે દિલમાં, વદે છે કો પશુ તેને;
પશુ પણ પ્રેમનાં ભોગી, મનુજ તો કેમ નવ હોયે?
થશે તું જો કદી યોગી, પ્રભુનો ભક્ત વનવાસી,
કૃતિ કર્તા તણી જોતાં તને શું પ્રેમ નહિ થાયે?
વસ્યો જે કાષ્ટમાં વહ્નિ, જશે તે કાષ્ટના દાહે,
તથા મન-પ્રેમ માનવનો જશે આ દેહ પડવાથી!
કદાપિ બા'રના પ્રેમે નથી જો રાચવાનો તું-
દિલે ભવતુ! પરંતુ હા!! હૃદયનો પ્રેમ કયાં જાશે?
"સદા વશ રાખવું મનને", દિસે લોકોક્તિ એ સાચી;
તજાવી પ્રેમ, ને નિજ ધર્મહીન મનને કયો કરશે?
વિમળ મન હોય તો વૃત્તિ વિષયની વાસના નવ લે;
પરંતુ પ્રેમ મન માંહે ન પ્રકટે, કેમ એ બનશે?

" વિરક્તિ " શબ્દની વ્યાખ્યા નથી તુજ ધ્યાનમાં આવી;
જગતમાં જન્મ ધારીને વિના મૃત્યુ વિરક્તિ ક્યાં ?
હવે જો દીર્ઘ દ્રષ્ટિથી, હૃદયમાં અર્થ સમજીને;
" નિરક્તિમાં જ છે શાન્તિ", થશું એ સત્ય સર્વાંશે !
ન આવે દેહનાં કૃત્યે, કદી પણ પ્રેમનો છેડો;
રહે છે પ્રેમ· પરિણામે, હિસે ફ્લ–બીજ તે તે તે ! !
અહો ! મૃત–પ્રેમી પ્રાણી તે, સજીવન હોય શી રીતે ?
પ્રભુપદ માંહિ પણ પ્રીતિ ન પ્રકટે તો ન પ્રાણી તે !
થશે જો ધર્મહીન સવિતા, નહિ તો દ્રષ્ટિએ આવે;
જગત આ પ્રેમહીન કરતાં જરૂર જડ રૂપ તે થાશે.
હવે એ પ્રેમને તજવા પુનઃ બોલીશ નહિ, બન્ધુ !
પ્રથમની ભૂલ આ તારી જગત ક્ષંતવ્ય માને છે ! !

દા. ખુ. બોટાદકર.

—૧૩૮—

## સનમને

સનમ ! તું–ઇશ્કની બોમાં, જિગર હરગીઝ ધારી આ,
મીઠી કૈ વસ્લની આશે, હું જીવું:છું ! હું જીવું છું !
ગમ બેગમ ભર્યા ખ્વાબે, સિતમગર દોસ્ત દિલોથી,
રીબાતાં વસ્લની આશે, હું જીવું છું ! હું જીવું છું !
ગમી પેગામનાં જામો, વખત સાકી મ્હને આપે;
પીતાં તે વસ્લની આશે, હું જીવું છું ! હું જીવું છું !
ફુટેલાં ચશ્મથી, ત્હારા–લટકતા લેખ વાંચીને,
ઝુરી તું–વસ્લની આશે, હું જીવું છું ! હું જીવું છું !
કુરાનો ને કિતાબોની, કલામોમાં ઉડી ઉડી,
ભરી તું–વસ્લની આશે, હું જીવું છું ! હું જીવું છું !
જિગરગુલ એક તુંનાથી, જિગરગુલ આ રમાડાવા,
મીઠી કૈં વસ્લની આશે, હું જીવું છું ! હું જીવું છું !

વ્રજવિહારી.



—૧૩૯—

મ્હને તું આમ કાં રોજે રીબાવી રોવરાવે છે ?
કરી આધીન તલફાવી ખફા ખંજર દિખાડે છે ?

કદમ ત્હારે ધરી ગરદન પડેલા હું પરેશાંને !
મીઠી તીખી ખુમારીના ઝખમ કારી લગાવે છે !

ઝખમ કર ના : ઝખમ તો છે : ખતમ કર ! છે ખતમ થાવું !
ખતમ ત્હારે થવું ખંજર અને એ ઝેરનું પ્યાલું !

રીબાવે કે ભલે મારે કરે દિલ ચ્હાય તે ત્હારે !
પરંતુ આ દિવાનો તું—ખંજરનો ખંજરે રાચે !

ખફા ના ખંજરે ત્હારે, રહમ કો ઉંડી હું ભાળું
અને એવી રહમ માટે જિગર આ ઝંખતું મ્હારૂં !

નથી આંસુ મ્હને આ તો, મીઠાં કો પૂર વરસે છે :
ખફા ખંજર તુંના માટે રહ્યું ઉર બ્હાલ ટપકે છે !

નથી આંસુ મ્હને ખારાં ! નથી આંસુ મ્હને પાણી !
દિલે તું માટ તે રાખ્યાં મઝા મીનોઇનાં મોતી !

વ્રજવિહારી.



—૧૪૦—

## પરવા

દરકાર ના, દિલબર ! હવે કંઈ આ જિગરને કોઇની;
રકીબો કે રફીકોની, રહી પરવા કશી ના કોઈની !

હરામી બેહયાઇના, ઝખમ સડતા યહૂ સીનામાં;
મગર તેને ય મરહમની, રહી પરવા કશી ના કોઈની !

ખરો યહસાન આલમમાં, પડયું સુરહું જબાને છે;
જિગરથી જીવતો ના તો, રહી પરવા કશી ના કોઈની !

વફાઈ બેવફાઇની, કદર ના ક્યાંય ભાળી તો;
દરદ દિલ આ જવાની એ, રહી પરવા કશી ના કોઈની !

દિવાનાની દિવાનાઈ, ખુદા ઘરની ખરી બારી;
જણાઈ રાહ જોતાં તો, રહી પરવા કશી ના કોઈની !

મને મસ્તાન માલિકે, સનમસુર વાંસળી વાઈ—
ખરો રસ્તો બતાવ્યો જ્યાં, રહી પરવા કશી ના કોઈની !

કુચયૂ જાનાંની ઝાંખીમાં, દીઠો દારયૂ સનમ હાવાં;
તહીં પેસું પછી તો બસ ! રહી પરવા કશી ના કોઈની !

વજવિહારી.



—૧૪૧—

# બંદગી

મંદિર કયે જઇને, અહા ! દિલ ટપકતે કરૂં બંદગી ?
કે, બલા સર્વે ટળે, મમ રૂદન કરતા યારની ?

અય યાર ! ઓ મુજ યાર ! હા ! તુજ દર્દના સ્વરૂપે ઉચા,
અંજાઇને હું લથડતો, ભૂમિ પરે બેભાન, હા !

કેવી ઝીણી, અહ ! તારની દોરી પરે લટકી રહ્યો
વદન ઉંચું : ધ્યાન મીઠું : ખેંચાઇને ખેંચી રહ્યો !

એ તારના ઝણુ ઝણુ સ્વરે, મધુરા રવો ગાયન કરે,
એ ગાનના અવધાનમાં રત દિલ શું લોટી રહ્યો !

એ યોગના અહાલેકમાં, એ ભક્તિના મધુપાનમાં,
ફરતી રહી આલમ બધી : તહીં, બોલ ! શી ખામી રહી ?

ઓ યાર ! અય મુજ યાર ! તુજ સૂક્ષ્મ સ્વરૂપ જોયાં કરૂં;
ને બંદગી કરૂં પ્રેમની : પીડા પતે 'મુજ યાર'ની.

પરિન્દા.



-૧૪૨-

## ન્યામતો શી રીત્યે ચહું ?

દર્દી છે દિલ ? યા નહીં ? જાણું નહીં !
ભરી અગર બેચેની કાં ? જાણું નહીં !
હરદમ જિગરમાં બાજતું ! સુણું નહીં !
શું એ હશે ? દિલ પૂછતું ! જાણું નહીં !
ડંકો હશે દરબારનો ? જાણું નહીં !
આહા ! મગઝ બેભાન ! કૈં સ્હમજું નહીં !
દિલ તલસતું સિતારી મીઠી સુણવા,–
બુલબુલ શ્રવણ ફોડી ઉરાડું યા નહીં ?
દમ બદલ ફાની જગત્ વચ્ચે નડે !
જગ જલાવી ખાક ચોળું યા નહીં ?
ગમગીનીમાં ગમખ્વાર રડતું દિલ, અયે !
તોડું પિંજર ? બ્હાર યા ઉડું નહીં ?
શી છે મઝા અહીં ? ખલ્ક આ ખારે ભરી :
ગુલખારને કાપી દઈ, દોડું નહીં ?
વદન ખુલ્લું : લાલી ઝળકે : તહીં આહા ! છે શું ભર્યું ?
ઉત્સુત આંખ્યે મોહ ધરૂં ત્યાં ? યા નહીં ?
શું કરૂં ? હું શું કરૂં ? દિલ આ, આહા ! બોલી રહ્યું :
નયન ફોડી ઝૂકતાં હું ન્યામતો શી રીત્યે ચહું ?

પરિન્દા.



-૧૪૩-

## હાક

ઉડે વંટોળ આ વાએ : નભે આલમ્બ માગે છે :
ઉછળતાં પૂરનાં મોજાં કૂદી કૂદી નાચ નાચે છે !

અહા ! સન્દેશવાહક શું ? " તમે પણ ઉડતા આવો !'
" ફરે, હા ! સ્થૂલને ફેંકી, પડે પડ ચીરતા ચાલો ! "

બધેથી નાદ એવા શું, લપાતા કર્ણમાં આવી ?
ઉંઘે આ ઘોરતાને શું વિછોડે બાથ એવેથી ?

છતાં આ મન્દ તન્દ્રા ક્યાં ? અહો ! એ રમ્ય ગાણું ક્યાં ?
ફસાયો ફન્દ માયાના : ગુમાવી ઉમ્ર નિદ્રામાં ?

બજે ડિંડિમ ત્યાં આઘે : રવો ધ્રૂજતા સુણું છું હું !
મ્હને, હા ! હાક કો મારે—મ્હને ત્યાં ઉડવા પ્રેરે !

શીતલતાથી થયું કબજે, બદન હાલી શકે, હા ! ના !
ફક્ત સુણીને જળી રહેવું ! વિધિ—ક્રૂર—હસ્ત ફાવે જ્યાં !

ઊંઘું છું હું ? શું જાગું છું ? લવન્તો સ્વપ્નમાં આ શું ?
નકામો હસ્ત આ ફરતો ? ભ્રમિત છું સ્વપ્નમાં શું હું ?

અહો હો ! સ્વપ્નની આલમ, જહીં સ્વપ્ને બધું ફરતું :
ભલે ! સ્વપ્ને હું ઘેરાયો : અહીં સૌ સ્વપ્નું ! છે સ્વપ્નું !

હવે આ સ્વપ્નને છોડી, બીજે સ્વપ્ને હું આવું છું—
સુણ્યો છે બોલ ત્હારો મ્હેં—હશે, હા ! લાધવું નવું કે !

ભલે ! હો તે મુબારક હો : ભલે ! નવું તે ય સ્વપ્નું હો :
લપી રહ્યું સ્વપ્નસૃષ્ટિમાં, અહા ! કૈં તત્ત્વ સાચું છે :

વણી રહી દોર આ દૃષ્ટિ અમરરસનો શું એ સાથે !
હશે આ કાય લોટન્તી ભૂલેલી ભાન એ પાને !

તરીને સ્વપ્ન કૈં આવાં, વટાવી યુગ કૈં લાખો !
અનુભવ પી લઇ જાશું, ધકેલાઇ નવે ધ્યાને !

અહાહા ! એ જ છે કાંઈ ! કહો સત્, પ્રેમ કે જ્ઞાન :
અનામી એ જ છે કાંઇ : વધીશું ભેટતાં એને !

પરિન્દા.

-૧૪૪-

## સનમના દિદાર

આ ઇશ્ક શું બતાવતો જંગલ નવાં નવાં !
છે હસ્ત તો ભરપૂર કાંટાથી નવા નવા !
કાશ્મીરના પહાડો મહીં એનો નહીં પત્તો !
દેખ્યાં અગર સ્વર્ગો તહીં, ઓહો ! નવાં નવાં !
મુશ્કેલીઓ વેઠી ઘણી, પ્હોંચ્યો જહીં દ્વારે,
નઝરે પડયા દરબાન ત્યાં, ઓહો ! નવા નવા !
અંદર થવા દાખિલ્, અહો ! જ્યાં રાહ લાધતો,
દીઠા ખડા, આહા ! તહીં છડીદાર નવા નવા !
મરી મરીને પ્હોંચતો દિલદારની જાજમ નજીક,
તહીં ચશ્મ ચક્કરે ફરે દુશ્મન નવા નવા !
દેખી મ્હને યારે ધર્યો બુરખો શિતાબીથી,
બોલેઃ—' અહો ! હેવાન અહીં આવે નવા નવા !
બોલી શકયો' ના દાદ યા ફિર્યાદ પણ કશી !
ઉતર્યા તહીં તો યારના મિજમાન્ નવા નવા !
પરદેથી હૂકમ થઈ ગયો : સ્હમજ્યો ન હું કાંઈ !
આફ્રીન એના બોલ પર હું યે નવો નવો !
હયરત હમારી જોઈ લ્યો ! એમ જ રહ્યો પરદો :
કમતર ! હવે લખ્યાં કરો દિવાન્ નવા નવા !

પરિન્દા.

-૧૪૫-

## ભીખ

મીઠી છૂરી ત્હારી નઝર ફેંકી ગઈ !
કારી મગર મીઠા કર્યો ઘા, ઓ સનમ !

અંધારીઓ આંખે વળે : બેબાકળો,
ભૂલ્યો, ભમૂં કંઇ કર રહમ તૂં, ઓ સનમ !

મુજ પાત્રના વા પ્રૌઢતા કાંઈ નથી :
સૌ પાત્રતાનૃં પાત્ર પૂરૂં તૃં, સનમ !

મુફલેસ ને પાજી, ભિખારી આ જિગર :
દે પાત્રતાનૂં દાન ચુમી, ઓ સનમ !

તુજ ચશ્મના તેજે ડુબે સારી જહાં :
કાં ના ડુબૂં એ તેજમાં હૂં તો, સનમ ?

ડુબ્યો, તણાયો ને હવે ઘસડાઉં છૂં :
ત્હારે મુકામે રાખજે તૃં, ઓ સનમ !

મ્હારૂં જિગર ખુલ્લૂં કરી હુઝૂરે ધરૂં :
ત્યાં રાસ આવી ખેલશે યા ના, સનમ ?

તુજ બંસરીના નાદની રાહે નમૂં,
નાચૂં : પછી તૃં આવશે યા ના, સનમ ?

દાવો અગર સરસાઇનો મ્હારો કશો—
ના છે, અને ન્હોતો કદી યે, ઓ સનમ !

સરસાઈ સારી ખલ્કની તૂંમાં ભરી :
ત્હેને નમૂં હરદમ ઝુકીને, ઓ સનમ !

સારી જહાંની કુલ બદી હૂંમાં ભરી :
શાને મગર ડરવૂં હમારે, ઓ સનમ ?

કિશ્તી છૂટી, માલમ અગર માલેક તૂં :
ના છે ફિકર; દિલ ચ્હાય તે કર, ઓ સનમ !

ખફગી અગર, દિલબર ! કરે તૂં જો નહિ,
માગૂં ફકીરી ભીખ : દેશે તૂં, સનમ ?

લ્યાકત નહિ હૂંમાં, મગર લાઝિમ ગણે—
તો દે કદમ, ભીખૂં કદમ : દે ! ઓ સનમ !

વિષ્ણુ.

—૧૪૬—

# ઓ હુસ્ન !

પરવા નહિ કો દાદ યા ફિરિયાદ ના સૂણે !
જાલિમ જહાંથી કામ હૂં બેકારને શૂં છે ?
દરકારને સૂતી મૂકી બેડી મજલ હમે,
દરકાર બસ, ઓ હુસ્ન ! ત્હારા દિલની માગૂં !

લાખો લખાણો ખલ્કનાં બાળી સફા કરૂં ?
બેડી અગર જૂઠ્ઠી રૂઢીની બસ ફના કરૂં ?
બસ દિલ્લગી, ઓ હુસ્ન ! ત્હારા દિલથી માગૂં !
તૂં કર હુકૂમ ! કાપી જિગર તુજ પેરમાં ધરૂં !

માલેકની મીટ્ટી ભભૂતિભર ઉભો બાકી !
મંઝૂર કર, યા દે રઝા, તૂં બોલ અય સાકી !
પરવા નહીં આખિર અગર ઉલટે જહાં આખી !
રહમત મગર, ઓ હુસ્ન ! ત્હારા ચશ્મની માગૂં !

ફાની અગર તોફાની આ ઉલ્ફત બધી ઢૂંઢૂં ?
ચોમેર ચકડોળે ચ્હડી ચશ્મો અગર ફોડૂં ?
ભાળૂં, નિહાળૂં યા ભલે કુદરત બધી ખોળૂં ?
લાલી મગર, ઓ હુસ્ન ! ત્હારા પેરની માગૂં !

ધારૂં સબૂરી યા કહે સાગર બધો ડ્હોળૂં ?
ડાંડી પીટૂં ખાને-શરાબે ખલ્કમાં, હા ! હૂં ?
તૂં બોલ ! ખ્વાબી ખલ્કને ખારી ગણી નાંખૂં ?
ટીપૂં મગર, ઓ હુસ્ન ! ત્હારા જામનૂં માગૂં !

આવી હઝારો ઝૂકતાં જિગરો કદમ પાસે !
ખ્વાબી બધૂં ખાલી મગર, ઓ હુસ્ન ! તુજ પાસે !
પ્યાલી અવર કોની છીપાવે પ્યારી, હા ! મ્હારી ?
ત્હારી શરાબી દિલની, ઓ હુસ્ન ! હૂં માગૂં !

સૂતો બિછાને હું બિમારે–ઇશ્ક, ઓ માલેક !
ઊંડો મગર મીઠો થયો ઘા હીજ્રનો દિલબર !
ખાતર કરી શકશો હમારી કો તબીબો શું ?
મરહમ મગર, ઓ હુસ્ન ! હું બોસા તણો માગું !

વિષ્ણુ.



–૧૪૭–

# માશૂક મ્હારો ખુદા

માશૂકનો જો હાથ પકડી હું કહું એને ખુદા,
આલમ તણા ઇનસાન ઓ ! એ માનશો દિવાનો ના !

ખોળી કિતાબો ઇશ્કની, ઉથામતાં પોથાં બધાં,
હું છું ફકીર એ એકનો ! માશૂક મ્હારી સાંઈ છે !

એ ઈશ્કના રાહે જતાં, ને વ્હેનમાં વ્હેતાં કંઇ,
હું છું પૂજારી એકનો ! માશૂક મ્હારી મૂર્તિ છે !

ધારી ફકીરી અમીરીને, જો દગ્ધ થઇ દિલે ફરૂં !
તલમીઝ હું છું આલમે, માશૂક મુર્શિદ મ્હારી છે !

બ્રહ્માંડનું એ એક તત્ત્વ જ પોષતું જે સર્વને,
ખુવારી કે આબાદી એ ! સહુ છે સમાઈ માશૂકે !

આ જીવનની કીશ્તી ફનાનું એ ભલું સુકાન છે !
નૈરંગ દુનિયાનું ભલું ઓજસ્વી એ અસમાન છે !

અવતાર જેમ એ દેવને છે તો ફરાયઝ જગતમાં !
માશૂક કૈં આશક તણી આલમ મહીં એ છે ખુદા !

મ્હારા હૃદયની ભાવનાની પાકદામની બૂત એ !
રામ, કૃષ્ણ કહો ખુદા કે ક્રાઇસ્ટ એ માશૂક છે !

સ્નેહી.



—૧૪૮—

## હું એકલો !

આ ઈશ્કદરિયાનાં જહીં મોજાં ઉછળતાં ઘૂઘવે,
ઝબ્બે કરી ગરકાવમાં રસબસ થતો હું એકલો !
ધારી ફકીરી સ્નેહની, માશૂકની દીક્ષા લીધી,
આહૂતિ આપી દિલની ! ત્હોયે રહ્યો હું એકલો !
માલીકની ગ્રન્થિ ઝુંટી, મણુકે પરોવ્યો સ્નેહને;
મ્હારી મુસાહબ એ બની ! બેઆરામ ત્હોયે એકલો !
મંતવ્ય આપ્યા પ્રેમના : માશૂક એ શિખી નહિ !
હા ! આહ મારી ! હું પોકારી ! બેલતો હું એકલો !
બેઆરામ આવા ઇશ્કમાં રહેવું સદયા ગમતું નથી !
માલીકના દરબારમાં હું કેમ જાઉં એકલો ?
થાતો પ્રલય જો ઈશ્કનો, દુનિયા જતી એ પ્રલયમાં,
દરિયે ઝુકાવી કીશ્તી મ્હારી, હું ફરીશ ત્યાં એકલો !
પૃથ્વીથી અસમાન સુધી સીડી લગાવી સ્નેહની,
મંતવ્ય ભણુતો પ્રેમના, બોલીશ પડો માલીકના !
માલીકના દરબારમાં ! ને આલમે ઈનસાનમાં,
પોકારતો "મુજ નૂર ઓ" ફરતો ફરીશ હું એકલો !

સ્નેહી.

—૧૪૯—

## સનમની નિગાહ

નિગાહ તુજની, અરે ! બદમસ્તીમાં હુશિયાર કેવી છે ?
અમારૂં દિલ ચુરાવાને, કહો ! તૈયાર કેવી છે ?
અદાથી ફેરવી ખંજર ગલા પર, તું પછી કહેતી :
શહીદે નાઝ ! બતલાવો કે આમાં ધાર કેવો છે ?

જિગર તૂટયું રવાના ફાટયું જઈને દિલ મહીં લાગી
ગઝબનો ઘા કરે ચંચલ, નિગાહે યાર કેવી છે ?
ઝબહ કરતી અમોને તું, હસીને પૂછતી પણ તું :
જરા દિલબર ! બતાવોને અહા ! તલવાર કેવી છે

બુલબુલ.

—૧૫૦—

## કાફી છે !

કતલ આશકને કરવાને નિગાહ તલવાર કાફી છે :
વિરહના ઝખમને કાજે મહેમ દીદાર કાફી છે !
પરેશાં દિલ દિવાનાને નથી દરકાર જંજીરની :
અમોને કયૂદ કરવાને હૃદયનો તાર કાફી છે !
નથી તસ્બીહ, નહીં સિઝૂદા, નહીં મતલબ કિતાબોથી :
તસવ્વર દિલ થયું છે આ, બસ ! એ તકરાર કાફી છે !
પરેશાં જોઈને મુજને, ન કર તું જુલ્મ, અય ઝાલિમ !
ઈલાજે દર્દ દિલને કાજ ફકત તુજ પ્યાર કાફી છે !
નથી મુમકીન, અયે દિલબર ! નિયત બદલે જરા મ્હારી :
ડૂબેલાને બચાવાને, સનમ ! તુજ પ્યાર કાફી છે !
ન જા તું જાન છોડીને, અરે ! આ ફાની દુનિયામાં :
ઝબેહ કરવા મ્હને તુજ ખંજરે ગુફતાર કાફી છે !

બુલબુલ.

—૧૫૧—

## બિસ્મિલ્લાહ ! બિસ્મિલ છે !

ઘૂમીને આવતી ત્હારી, મદીલી આંખ કાતીલ છે :
કોઈનું સર હથેલીમાં, કોઈનું હાથમાં દિલ છે !!

સનમ ! ત્હારો કોઈના હિઝ્રમાં, ખૂને તમન્ના છે !
કોઈને જાનથી મારે, કોઈની જાન મુશ્કિલ છે !

ફસ્યો ઉલ્ફત મહીં તારી, પડ્યો મોટી મુસીબતમાં :
દિલે બેતાબ મારાની, દવા મળવી જ મુશ્કિલ છે !

અમે મરતા સુરત પર તાહરી ઓ બેરહમ દિલબર !
ખુદા જાણે અમારા પર, તમારી સખ્તી નાજીલ છે !

કોઈની જાન રખડાવે, કોઈ ઘાયલ તરફડાવે :
અદા તારી ખરેખર તેગથી એ તેજ કાતીલ છે !

જિગર તૂટ્યું, સીનો ફાટ્યો, બદનના આ થયા ટુકડા :
ખરે ! અલ્લાહની કુદરત ! છતાં એ દિલ ગાફિલ છે !

અજબ છે પ્રેમની રીતો, નથી આગાજ કે અંજામ :
અજબ રીતે કહે અંજામ, બિસ્મિલ્લાહ ! બિસ્મિલ છે !

બુલબુલ.

—૧૫૨—

## અદાવતમાં મહોબ્બત.

નથી ઉલ્ફત તમારી પાસ પણ નફ્રત તો છે કે નહીં ?
મહોબ્બત હો ન હો, દિલબર ! દિલે નખ્વત તો છે કે નહીં ?

નહીં જો પ્યારથી તો ક્રોધથી પણ હમ તરફ જોશો ?
ભ્રુકુટી ક્રોધનીમાં બાણુની હરકત તો છે કે નહીં ?

પ્રીતિનાં વાક્ય નહીં સુણીએ; સુણીશું ક્રોધના શબ્દો :
ઝબાં તે પણ તમારી બોલની લઝ્ઝત તો છે કે નહીં ?

ન ત્હારા અન્તરે વાસો કદી વસવા મ્હને દેશે—
છબિ મુજ અન્તરે ત્હારી રહી તુજવત્ તો છે કે નહીં ?

ભલે ઈન્કાર ત્હારો હો : ન હો ઈકરાર તેથી શું ?
હું ત્હારો, એમ આ કહેનાર સહુ ખલ્કત તો છે કે નહીં ?

ભલે તું આજ ભરમાઈ હરીફોના ભમાવ્યાથી :
ભવિષ્યમાં પણ એ ત્હારા વસ્લની હસરત તો છે કે નહીં ?

દિવાનો.

—૧૫૩—

## એકના વિના

" હમારા લાખ ચ્હાનારા ! ગયું શું એકના વિના !
" બલાથી જો ગયો તું, તો થયું શું એકના વિના ? "
તમારી એ ખુમારી છે : નથી કિમ્મત કંઈ દિલમાં :
રહ્યું શું એકના વિના ? ગયું શું એકના વિના ?
ભલે મીંડાં હઝારો હોય પણ ના આંકડો એ એક :
તો મીંડાં રહ્યાં મીંડાં : રહ્યું શું એકના વિના ?
લગાવ્યા તાર બહુ સારંગીમાં પણ એક તૂટતાં એ,
બતાવે સાજ બેસૂરો; ગયું શું એકના વિના ?
ભલે પગ હાથ હો કે કાન ને મુખ નાસિકા પણ હો :
ભલે હો અંગ સર્વે, પણ થયું શું એકના વિના ?
રહ્યું છે એક કંઇ દૈવત શરીરમાં, તે ઉપર જીવન :
ગયું જો એક, ખોખામાં રહ્યું શું એકના વિના ?

દિવાનો.

—૧૫૪—

## ઇશ્કે હકીકી

ઇશ્કબાઝારના રસ્તા, વિકટ વાંકા નહીં સસ્તા;
કદાપિ તે નથી હસતા, તથાપિ ત્યાં જુદાઈ છે !
ખરી ખામોશ શિખવનારી, સનમનું દિલ ચૂસનારી,
ઝખમ પર ઝેર પૂરનારી તથાપિ ત્યાં મીઠાઈ છે !
ઉડાડો ચેન ચમન સંગે, બદન ભીનાં રસે રંગે;
ઝુકાવી શિર સનમ–અંકે, ભરોંસે ભેંસ કપાઇ છે !
ઇશકબાજી હકીકીની, કરો તો તે ભલે કરજો;
મગર માશૂક દુનિયાની મજનૂં–લેલી સુકાઈ છે !

ભ્રમર ભોગી ભૂલીને ભાન, મુએ કેદે પડીને પ્રાણ;
કમળને તે છતાં નહીં સાન, જુઓ ! કેવી ઠગાઈ છે !

જુદાઇ જ્યાં જનમ પામી, અભેદે ભેદમાં તાણી;
પછી ક્યાંથી રહે માણી ? અંધારી મુકાઈ છે !

સમજ તેથી શરીરમાં શોધ, ચાલે શ્વાસનો આ ધોધ;
ધરી અંકુશ કર અવરોધ, હકીકી ત્યાં લપાઈ છે !

નવલ-તન.

—૧૫૫—

# અમારી ઓળખાણ

હૃદય પ્રેમી, નહીં વ્હેમી, અમે તો માગનારાઓ;
ઉઘાડાં દિલ, નહીં ત્યાં સીલ, અમે તો ઇચ્છનારાઓ.

ભરેલો પ્રેમ કુંજે આ, ઉઘાડો છે સદા સ્નેહે;
સદા પાવો અને પીશું, ભરોંસે રહી પીનારાઓ.

હૃદયની ગુપ્ત વાતો જે, કહું ભોળા સ્વભાવે તે,
બધા સમજુ જે મ્હારા છે, વિચારોમાં જનારાઓ.

વહે નિર્મળ મધુ વારિ, ખરા સંસ્કારની ઝારી;
ઝીલી લે જેહની વારી, ખુબીને ઢૂંઢનારાઓ.

અદેખા, આળસુ, એદી, પડી પરવશ બની કેદી,
નચાવી નાચતા દેખી, અમે તો નાચનારાઓ.

જગતનો મંત્ર આ જૂઠો, ભરૂં ક્યાંથી કહો મૂઠો ?
પ્રભુ જો આપણો રૂઠ્યો, રડીને તો રહેનારાઓ.

જગતની આરસી ઝાલું, દેખાયે કોણ ત્યાં વ્હાલું !
ગણી વ્હાલું પીઉં પ્યાલું, પ્રીતિને પોષનારાઓ.

ઠરે તળીએ જઇને ઝેર, પડે છૂટું પ્રીતિથી વેર,
જગત કુસંપનાં અંધેર, ઉકરડે ઢોળનારાઓ.

ચગે ચંચળ અમારૂં ચિત્ત, વિલાસી મોજની જે રીત,
કવિતામાં બતાવી ગીત, ફિકરને ફૂંકનારાઓ.

ભલે ખોદો કપટખાડો, સીધો રસ્તો મૂકી આડો,
બીજાને જો કદી પાડો, નહીં ત્યાં ફાવનારાઓ.

પ્રથમ વાવે લણે તેવું, મળે તેવું કરે જેવું;
નસિબના ખેલમાં એવું, સદા રાજી થનારાઓ.

બળેલા બાયલા બોલે, બીજાની આંખથી તોળે;
ચીરાઈ ચિત્ત જે ચોળે, તેને તો બાળનારાઓ.

હૃદય મેલાં, કુવાડાથી કરી ચોકખાં ચીરાડાથી,
સદા જીભના ઝપાટાથી, ઉઘાડાં પાડનારાઓ.

નવલ-લાલ.



—૧૫૬—

# દુખીને દિલાસો

ધરે નહીં ધીર ! ભરે કાં નીર, બાપુડી ?
હઇયાનું હીર, જલાવે નીર, બાપુડી !

અફળ આંસુ ન કયમ લ્હોવું, વૃથા રોવું ?
નિભાવી લે : બકું તકદીર, બાપુડી !

અહા ! કાંતિ સુવાસંતી, હતી ખીલતી :
સુકાવે કાં ભરીને નીર, બાપુડી ?

થા તૈયાર, થા હુશિયાર, હૈયાહાર !
તુંને નિરખી ભરાયે નીર, બાપુડી !

સુખી હોજે, મગન રહેજે, ગમી હણજે;
લહી આનન્દને લ્હો નીર, બાપુડી !

આનન્દ.



—૧૫૭—

# વિંધાયેલાને શિક્ષણ

વિંધાયું તો થયું રે શું ? ઠગાયું તો થયું રે શું ?
અરે દિલ ! કાં થયું બેહાલ ? વિવશ ખાલી બન્યું રે શું ?

નવાઈ કંઈ નથી એમાં, વફાઈ ના મળે જ્યાં ત્યાં !
નહીં એ દોષ કોનો એ, વિધિ સૌ ફેરવે એને !

વૃથા એ આશ રાખી'તી, સરસની તેં બિચારાને,
નહીં સમજ્યું એ ભોળા તું, પથરમાં પય વસે તે શું ?

તને દરકાર કોની છે ? શો સત્કાર લેવો છે ?
અનાદારે થયો તો શું ? ઉદાસી ના બનેલું શું ?

ઉંચા સસ્કાર લીધા ને વળી સત્સંગ કીધા ને;
બને શું ભ્હાવરૂં આવું ! જગત હાંસી કરે તેવું !

મહાજ્ઞાની ગુરૂ કીધા, વેદાન્તે વિચરનારા;
રહ્યો તું કેમ માયામાં ? ફસાશે મોહમાં જ્યાં ત્યાં !

સ્વજન તે શું ? ઇતર વા શું ? નહીં પ્રણયી ન શત્રુ કો;
વિકારીના વિકારો એ ઉઠાવો મનના સર્વે !

હવે તું દિલ ખુદાને દે, રહે પર્વા ન કોનીએ :
જહાં સારી ફરે તોયે ખુદા ત્હારો સદા સ્હાએ !

જૂઠી સૌ પ્રીત છોડી દે, પરમ આનન્દ પ્રેમે લે;
ખુદા ત્હારો સદા રાજી, અપેક્ષા તો બીજા શાની ?

આનન્દ.

—૧૫૮—

# ચાહ્યું કદી નહીં કોઇને જીવ્યું વૃથા તો તો ગયું

જન્મી અંહીં સંસારમાં રે ! શો તમ્હેં લ્હાવો લીધો,
નિજ સ્વાર્થ પ્રાપ્તિમાં જ જન્મારાતણો જો વ્યય કીધો ?
શું જીવનનું સાફલ્ય સઘળું સ્વાર્થમાં આવી રહ્યું ?
ના ! ના ! ભણે મુજ હૃદય આ, “સ્વાર્થી જીવન એળે ગયું.”

સામર્થ્ય હો, સૌન્દર્ય હો, સમૃદ્ધિ કે સામ્રાજ્ય હો,
બુદ્ધિ, વિદ્યા, કીર્તિ હો,—કે ઈષ્ટસિદ્ધિ સર્વ હો;
ના ! ના ! નહીં કંઈ કામનું પ્રેમે ન જો દિવ્ય જ બન્યું,
**પ્રેમ** એક જ સત્ત્વ સહુનું—**પ્રેમ** જાતાં સહુ ગયું.

જો સ્નેહીને જોઈ સુખી તમ હૃદય સુખમય ના થયું,
જો દેખી દુઃખી અન્યને તમ હૃદય દુઃખે ના દ્રવ્યું;
કદી શબ્દથી, કદી કર્મથી સુખ ના દીધું—દુઃખ ના હર્યું,
શા કામનું જીવ્યું તમ્હારૂં ?—જીવી જગમાં શું કર્યું ?

કદી પ્રેમથી બોલ્યા નહીં, કદી પ્રેમથી ચાલ્યા નહીં,
કદી પ્રેમમાં ડોલ્યા નહીં, કદી પ્રેમમાં મ્હાલ્યા નહીં,
ધિક્કાર છે તો જીવનને,—એથી વધારે શું કહું ?
**ચાહ્યું** કદી નહીં કોઇને જીવ્યું વૃથા તો તો ગયું.

**પ્રેમ** સાચી દેવસેવા, **પ્રેમ** એ ભક્તિ ખરી,
નહીં પ્રેમ સમ પૂજા બીજી, **પ્રેમે** જ રાચે શ્રી હરિ;
પરમ ધર્મ જ પ્રેમ છે: એ તત્ત્વ જો ના અનુભવ્યું,
જન્મ્યું, જીવ્યું કે ભોગવ્યું—સર્વે ખરે ધૂળમાં ગયું.

ચન્દ્રશંકર ન. પંડયા.

—૧૫૯—

## દિલ સ્નેહીનાં બાળું ન હું

ના! ના! પૂછો દિલની દશા, જે હોય તે છોને રહી,
શું કામ ભાઈ! જાણીને હું દુ:ખી છું કે છું સુખી?
સુખદુ:ખ મ્હારા ભાગનાં પ્રારબ્ધના નિયમો રચે,
મિથ્યા ન તે થાયે કદી, તો લાભ શો તમ્હને કહ્યે?

ત્હોયે સુણી સુખ માહરૂં સુખ ભાઈ! જો તમ્હને થતું,
તો તો કથા મુજ સુખની લ્યોને તમોને હું કહું;
પણ દુ:ખ જે જે દોહ્યલાં મન્થન કરે આ હૃદયનું,
વૃત્તાન્ત ત્હેનો તો કદી હું નહીં કહું—ના! નહીં કહું.

સાચું જ કે "દુ:ખો કહ્યે હોલાય દિલ કૈં દાઝતું,"
સાચું ન શું "દુ:ખો સહ્યે જીવન તપસ્વી તો થતું?"
મુજ હૃદયતાપ શમાવવા દિલસોજ શું દિલ હું દહું?
દાઝું ભલે દુ:ખાનલે, દિલ સ્નેહીનાં બાળું ન હું.

ચન્દ્રશંકર ન. પંડ્યા.



—૧૬૦—

## પ્રેમની ફિલસુફી

ઝરણાં ભળે નદીમાં જઇ, નદીઓ તથૈવ સમુદ્રમાં,
સમીરો ભળંતા સ્વર્ગના કૈં મીઠી ઉર્મિથી સદા;
ના એકલું કો સૃષ્ટિમાં : સ્વર્ગીય કો કાનૂનથી—
સૌ એક બીજામાં ભળે—તો કેમ હું તુંમાં નહીં?

ગિરિઓ ચુમે ઉંચું વ્યોમ જો! મોજાં પરસ્પર ભેટતાં,
માફી મળે ના પુષ્પને જો બન્ધુને તરછોડતાં,
સૂર્યકર ભેટે ભૂમિ, ચન્દ્રપ્રભા ઉદધિ ઘૂમે!
શા કામનાં આ ચુમ્બનો સૌ જો મ્હને તું ના ચુમે?

ચન્દ્રશંકર ન. પંડયા.

—૧૬૧—

## બ્રહ્માર્પણ

અહા! નાદાન પ્રેમીલા, રમત રસ રંગમાં ભીના;
અહા! શું મસ્ત થૈ રાચે, જડયા શું પ્રેમના ચીલા?

હતા નાવિક જે રૂડા, ગયા કૈં તે પડે, ગમ ના;
અરે શું છેતરી ચાલ્યા, અહિં મૂકી હુકમ હકના?

વળી શી પ્રેમની ઝાળો, અહા, આ દિલ બાળે છે!
પરંતુ તે બળે તો શું, બળે કે, ના, ન સૂઝે છે!!

અહા! આવી ખુમારી તો, જીરવવી ઝીંદગીભરની!
'સૂની સૂની બધી આલમ, હકીકત ક્હે જ જીગરની!'

થયો હું પ્રેમમાં ઘેલો, ગણો દુનિયા ગમે તેવો,
ગઈ ઊડી બધી દિલની, કહાં પર્વા તણો દાવો?

જડયાં જંતુ સહુ સ્વાર્થે, લહે ના નિજ વા પરને;
કહો કયાંથી પછી સ્થાપે, હૃદે નિજમાં અનલ હકને.

ગુઝર કર યાર આંહી તો, હકીકત કાંઇ ના સાચી;
નહીં કંઈ કાર જ્યાંહા છે, તહાં આલમ કહીં રાચી?

રહો ત્યાગી થઇ રાગી, રહો રાગી થઈ ત્યાગી!
અહા એવા વળી ભેદો, રહ્યા તે શું સદા વળગી?!

લહ્યા ના એક દિલથી તેં, રહ્યું કાંઈ વળી લવતું;
વળી કો અન્યને દેખી, તુરત અહવા તહાં ચાલ્યું.

અહીં તહિં આમ ભટકીને, બિચારૂં થાકીને બેઠું;
તથાપિ સ્વસ્થ ના થાતું, રહે તે તો સદા ભમતું.
હૃદેપટ પ્રેમથી ધોઈ, મહામસ્તાન જ્ઞાનીના—
ચરણમાં પ્રીતથી અર્પી, પછીથી શાંત બન, મનવા!
ઉપાધિ સર્વના ત્યાગે, પરમ રસ રંગમાં રાચે;
વ્યથા ભાગે હૃદયની ત્યાં, નિહાળી સર્વમાં નિજને.

વિશ્વવિહારી અનુજ.

—૧૬૨—

## યથાર્થ પ્રેમ

અજબ છે ઈશ્કનો રસ્તો, ગજબ શા શા કરે તે તો,
બનાવી મસ્ત મસ્તાનો, પછી એ દૂર ના રે'તો—
ના થાતો દૂર એ જરી, કાલફાલ વિકરાલ;
ના ગ્રસતી જેને વળી, પ્રેમ રસિક મસ્તાન:
રસેલો પ્રેમ મસ્તાનો, વિયોગી ના, નહિં યોગી;
સદાએ એક રંગીલો, રહે છે સર્વમાં વ્યાપી.
ભૂર્, ભુવર્, મહજન મહિં, તપમાં—સતમાં તું જ,
જળથળ સઘળે તું રહ્યો, સચરાચર રસપુંજ:
ખરે! રસપુંજ તું સાચો, અનુભવી તાનમાં વાધ્યો;
મળે તુજ માર્ગ જો સીધો, ખળ્યો ના રે' પછી ખાળ્યો.
ના ખાળ્યો ખળી તે શકે, અબ્ધિ અમિત અપાર;
મર્યાદા પણ જાળવે, ગોથાં ખાય ગમાર:
ગમારો પ્રેમ ડો'ળીને, ખરી ખૂબી ઉજાડે છે;
વળે નિજનું ન કાં ત્યારે, વૃથા સૌને ઉચાટે છે.
કર્તા કંઈ કંઈ તર્કથી, નિજ નિજ પ્રેમ વખાણ;
સ્વાર્થી પ્રેમ બન્યો જ જ્યાં, ના કંઈ પ્રેમ પ્રમાણ.
અરેરે! પ્રેમના રૂડા, બગાડે નામને શાને?
જડે ના જો ખરો તે તો, નકામાં નામ શાનાં દે?

બદલે બહુ બહુ નાંમને, ઘટવા સ્વાર્થતરંગ;
નાટક તોપણ જે જરા, નકિ નો'ય પ્રેમનો પંથ :

વળ્યા જે પંથમાં એના, ગળ્યા વિખવાદ સૌ તેના;
નથી કાળું નથી ગોરૂં, સદા છે તાનમાં એના.

પ્રેમધૂન ઉઠતીજ જ્યાં, પસરતી અંગોઅંગ;
દેશ-કાલ પણુ ના નડે, અંગ ઉમંગ તરંગ :

એનો એ કાલ આજે છે, એનો એ દેશ આ તે છે :
અને એ પ્રેમ એનો એ : બને તે તો કરી લે છે.

વિશ્વવિહારી અનુજ.



-૧૬૩-

# સન્નારીનું સ્મરણ



ચમકે ઘોર ઘને યથા ઝબક ઝળકતી વીજ,
વ્હાલી ! ત્હારાં ચમકતાં તરલ નયન એ રીત;

નયન પ્રીતિ ભર્યાં આવાં, નચાવીને નવોઢા તું !—
અહાહા ! શું મૃદુતા એ !—મુદિત કરતી હૃદય મ્હારૂં;
હૃદય બનતું સુધાસિન્ધુ ત્વરિત વિકાસ પામીને,
મીઠી આનન્દ ઉર્મિ ત્યાં, રસે રમતી નવીન રંગે.

ચક્ષુ ત્હારાં કદિ ધરી વિમળ કમળનું રૂપ,
કરતાં સૌ પરિતાપનું શમન થતું દુઃખ દૂર.
ઋતુ ગ્રીષ્મે શિતલ વાયુ, શરીર સંતાપને લાગે,
શરીર હલકું ફરી મનનો પીડાકર ભાર ઉતારે,
પ્રસારી સ્ફૂર્તિ તનમનમાં દિયે સંસ્કાર પટ રૂડા,
રૂચિર મુગ્ધા નજર ત્હારી અસરને ભાવ કરતી આ.

લોચન લલિત વિલોકતાં, ચઢતો અંગ સુરંગ,
દૃષ્ટિ પડતાં પલકમાં ધસતું મળવા મન;

ઉછાળા મારતા મનના ઉમળકે હું તને મળતો,
વિવિધ વિલાસ નિર્ઝરમાં, અલૌકિક સૌખ્યથી ન્હાતો;
ગઈ તું હા! અહા! ગઇ તું, ગયું સુખ સર્વ તે, બાળા!
નહિ ભૂલું, નહિ ભૂલું, આર્ય સુગુણ ગુણ ત્હારા.

નિર્ગુણ.



—૧૬૪—

# કરૂં છું હું સ્મરણ ત્હારૂં

મીઠી મન મોહિની! ત્હારૂં સ્મરણ મધુરું, ન વિસરાયે,
હૃદય મ્હારૂં, દિવસ રજની, પ્રીતિ, ત્હારાથી ઉભરાયે;

તુજ, મુજમાં, અન્તર રહ્યું, યોજન કંઇક હજાર,
કાન્તા! મુજ પ્રીતિનયનથી, તું નહિ દૂર લગાર;

જગત્ કેરા વિલાસોમાં; વિવિધ કોલાહલે કલેશે,
અગમ્યાન્તર ઉલ્લંઘીને, પ્રીતિ ત્હારી હૃદય જો દે.

ચન્દ્ર સહસ્ર સ્મિતો વડે, રમે રસાથી વિલાસ,
હસે હસાવે અવનીને, સ્થલ સ્થલ ભરે પ્રકાશ;

રસિક સુરમ્ય રજની આ, વિલોકું ત્યાં નજર આવે,
અતુલ તુજ ચન્દ્રમુખ હસતું, લીલા તે સર્વ વિસરાવે.

સુન્દર, મધુર સુકંઠથી, દ્રવતાં વિવિધ સુગાન,
શ્રવણ પડે હીલે નહિ, હૃદય તાર ક્ષણવાર;

મધુર તુજ સંગીતે, સ્મિતમાં, વશ્યું છે આ હૃદય મ્હારૂં,
નહિ દૂર તું, નથી વિસર્યો, કરૂં છું હું સ્મરણ ત્હારૂં.

નિર્ગુણ.



—૧૬૫—

# દુનિયારૂપી દરબાર

દુનિયારૂપી દરબારમાં દરબારનો દરબાર છું !
દરકાર નથી દરવાનની ! પરવા ન પહેરેગીરની !
દરકારમાં દરકાર છે દિલદારના દેદારની !
ઘરબારમાં ઘેલો નથી ! પરિવારમાં ન પડેલ હું !
પરવા કરૂં છું પ્રભુ તણી ! પ્રભુજી તણો પરિવાર છું !
મમતા નથી માયા તણી ! ગમતાં ન મીઠાં ગાયનો !
ગુણગાનમાં ગુલતાન છું ! સરકારનો સરકાર છું !
ડરવું ભવાની રહ્યું નથી ! મરવું ગમે મસ્તાઈમાં !
પડવું નથી પસ્તાઈને ! શૂરવીરનો સરદાર છું !

ભવાની.



—૧૬૬—

# દુનિયારૂપી દરિયો

દુનિયારૂપી દરિયા વિષે હું દીન કેરો દીન છું !
મનમાંહી મેલ મળે નહીં, મગરૂરી તો નથી મૂળગી !
મતિવાન માનવી હોય તેની પાસ હું મતિહીન છું !
લવલેશ લાલચ તો નથી ! લાચારી તો કરવી નથી !
રસિયો નથી ! રાગી નથી ! રતિદાનમાં રતિહીન છું !
અભિમાન અંતરમાં નથી ! આશા રહી નથી અંતરે !
માયા તણા મ્હોટા મગરમચ્છો વિષે હું મીન છું !
ડરવું નથી આ દેહના, ડગવા થકી દિલગીરીથી !
ભય લેશ નાહીં ભવાનીને, આ દેહથી તો ભિન્ન છું !

ભવાની.



—૧૬૭—

# હાફેઝ

દિલકે બરાબર પ્યારી મહબ્બતને પિછાની આપની;
અમ આંખડી બતલાવતી મૂર્તિ મઝાની આપની.

ઇચ્છા ન રાખી મેં કદિયે બેઉ દુનીઆની જરા;
ગરદન દબાઈ ચાર નીચે મહેરબાની આપની.

કમલ કેરો લાલચુ તું હું બન્યો માશૂકનો;
છે ભાર ઉત્કંઠા ઉપર રીતિ પ્રમાણી આપની.

વશ મજનુંનો ગયો વારી હમારી આવી છે;
દરેકને દિન પાંચની બક્ષિસ પુરાની આપની.

પાક સ્થાને હું રહું જયાં ઇજત કેરા કોટની;
નિત્યે પવન લ્હેરી કરે દરવાની જાની આપની.

આશક થવાને મૂલ્ક બહોળો ને ખૂણો આનંદનો;
જે જે મળ્યું તે તે બધું છે મહેરબાની આપની.

શું ફિકર દિલ માહરૂં માશૂકમાં તલ્લીન જો;
રે ! ચાહીએ કેવળ સલામત ઝિન્દગાની આપની.

કરીએ નઝર નવ અન્ય પર માશૂકની મૂર્તિ વિના;
અમ ચશ્મ કેરા કોણુમાં બેઠક મઝાની આપની.

પાલવ કહિ મેલો બન્યો તો તે મહીં નુકશાન શું;
પ્રતીતિ રૂપે દુનીઆ બધી નિર્દોષતાની આપની.

દરેક તાજું ફુલડું શૃંગાર બગીચાનો બને;
ને રંગ અને ખુશબો જુઓ એ છે નિશાની આપની.

હાફિઝની ઝાહેર કર માં બાહ્યની ગરીબાઈ જે;
મસ્તાનના દિલકોષમાં મહબ્બત દિવાની આપની.

ડી. બી. કંથારીઆ.

—— ✻ ——

—૧૬૮—

'માશૂકના સુલતાન! રહમ આ અમો ગરીબ પરદેશીની,'
'તૃષ્ણામાં' કહે 'ગુમ થઈ છે રાહ મુફલિસ પરદેશીની ?'
'એશ ઘડીભર' કહેતામાં તો ચહે માફ પરદેશીની,
નાજુક દિલડાને દરકાર શી અમો પીડા પરદેશીની?
પાદશાહી બીસ્તર પર લેટે માશૂકને પરવા શેની?
સખ્ત પથર સમ કંટકમય ગર સેજ બને પરદેશીની.
ઝુલ્ફ ફંદમાં પડી ઝિન્દગી કંઈ ગરીબ પરદેશીની,
ગૌર ગાલ પર શ્યામ તિલ એ ખરી મઝા પરદેશીની.
આકૃતિ તવ મુખડાની અલૌકિક ચઢાવે રતિ પરદેશીની,
ચિત્રાલયમાં એ આકૃતિ નવ નઝર બ્હાર પરદેશીની.
શશી સમ મુખ પર છાય મદિરા પડે નજર પરદેશીની,
શ્વેત શેવતિ પર પડે જયમ અરઘવાન પરદેશીની.
શ્યામ ઝુલ્ફવાળી તું સંધ્યા અમો ગરીબ પરદેશીની,
પ્રભાતમાં જોજે ગમગીન ના કરે ગરજ પરદેશીની.
હૃદયચન્દ્રમાં ગાલ ગુલાબી જુવે આંખ પરદેશીની,
નહીં તો ઘાયલ થકીત થશે રે દશા અમો પરદેશીની.
વિસ્મયયુક્ત બની હાલત હાફેઝ ગરીબ પરદેશીની,
શું નવાઈ મસ્તાન દશા જો છિન્ન ભિન્ન પરદેશીની.

ટી. બી. કંથારીઆ.

—૧૬૯—

માશૂકની ગમગીનીમાં દિલકું બધું સળગી ગયું;
ને ઘર મહીં એ આગ લાગી ઝુંપડું સળગી ગયું.
દિલબર તણી જૂદાઇથી દિલકું બધું પીગળી ગયું;
ને આગ મહબ્બતની મહીં દિલ કુમળું સળગી ગયું.

તવ ઝુલ્ફની ઝંઝીરમાં પકડાય જે દિલ, અયે પરી;
પરેશાનીમાં મુજ દિલ દિવાના પર નચું સળગી ગયું.

બળતું જિગર તું જોઈ લે અમ આંસુ કેરી આગથી;
રાતે મહબ્બત ખ્યાલમાં રે! પતંગીઉં સળગી ગયું.

અમ જિગરનું પ્યાલું ફુટયું રે! જિગર કેરી આગથી;
મદિરા સુરાહી માપ વિણ ત્યમ દિલકું સળગી ગયું.

વાત કરવે શું વળે અમ ચશ્મ પુતળી ખેંચી લે;
કંથા પૂરા અહેશાનમાં દિલકું બધું સળગી ગયું.

જેથી જિગર દાઝયું હમારૂં દોસ્તી તે નાદર નહીં;
જ્યાં જ્યાં વળી પાગલ બનું દિલ પારકું સળગી ગયું.

શરાબ અમથી લેઇ લે કંથા અમારા મઝૂબની;
મદિરા તણી આતીશથી ઘર તર્કનું સળગી ગયું.

મસ્તાન ગપ્પાં છોડ પી હાફેઝ મદિરા એકદમ;
ગપ્પાં મહીં ગઈ રાત્રિ એ નૂર જીવનનું સળગી ગયું.

**ટી. બી. કંથારીઆ.**



—૧૭૦—

સ્વર્ગ કેરો બાગ એ એકાંત મઠી દરવેશની;
વૈભવ તણું છે મૂલ ખીદમતની મહીં દરવેશની.

સંન્યાસની થાપણુ અજબ છે ને તલસમાતે ભરી,
એ ભેદની ચાવી નઝર મીઠી મહીં દરવેશની.

સ્વર્ગના મહેલાતની રીઝવાન રખવાળી કરે;
ત્યાં કર નઝરમાં વાટિકા એ સ્હેલની દરવેશની.

જેના કિરણથી શુષ્ક મિશ્રણનું જુવો સોનું બને,
કેવો અજબ એ કિમિયો મજલિસ મહીં દરવેશની.

પ્રશસ્ત સૂરજ કયાં ધરે છે તાજ નિજ પરતાપનો,
એ પરતાપનો સૌ તાપ છે વિભૂતિ મહીં દરવેશની.

ઐશ્વર્ય, જેના નાશથી દિલડું કદિયે ના બળે,
સાંભળ વગર પૂછયે કહું પૂંજી બધી દરવેશની.

ખુશરૂ જરૂરીને દુવા–કીબ્લા તણો દેનાર છે,
એનો સબબ ખીદમત રૂપી વિભૂતિ મહીં દરવેશની.

જહાન કેરા શહનશાહ શોધે પ્રતિમા અહીં તહીં,
પ્રતિબંધ કેરો આયનો છે હાજરી દરવેશની.

અય તવંગર! શા ઉપર તું આવડો મગરૂર છે?
દોલત અને તવ ઝિન્દગી આશિષ મહીં દરવેશની.

કારૂનનો ભંઠાર ઉંડો જાય હજુએ ભૂ મહીં,
તેં પણ કદી વાંચ્યું હશે એ રીસ હતી દરવેશની.

ગૂલામ હું આસેફનો મુજ મરતબો હકુમત મહીં,
એની સુરત સરદારની ખસલત બધી દરવેશની.

હાફીઝ! અદબસર અહીં રહો સુલ્તાન ને મસ્તાન સૌ,
ખીદમત ઉઠાવે હોંશથી વિભૂતિ તણી દરવેશની.

ટી. બી. કંથારીઆ.



—૧૭૧—

ઝાહીદ! ઢોંગી! માહિતી અમ હાલની જરીયે નહીં,
હકમાં કહે તેમાં જગો ધિક્કારની જરીયે નહીં.

રસ્તા મહીંની આફતો હિતની હમેશાં પંથિને,
સરીયામ રસ્તે દિલ સમજ ભૂલામણી જરીયે નહીં.

પ્યાદુ ચલાવી જોઉં કે અમ રમત કઇ બાજુ વળે,
મસ્તાનની શત્રંજમાં શહ શાહની જરીયે નહીં.

શાની બેપરવાઈ આ બલવાન પથ શાનો ખુદા,
અમ ઝખમ છૂપા–શક્તિયે નિઃશ્વાસની જરીએ નહીં.

ભવ્ય ને શીસી વળી ચિત્રેલ છત છે શાની આ?
પંડિત પણ આપે સમજ એ ભેદની જરીએ નહીં.

કદિએ કહો ન હિસાબના હાકેમ અમ દરબારનો,
ને પ્યારલીલામાં નિશાની પ્યારની જરીએ નહીં.

પ્યારના ચાહનારને આવો કહો કે જાઓ રે,
જરૂરત અહીં અધ્યક્ષ કે દરવાનની જરીએ નહીં.

બેડોલ કદ ને બદસુરત નાલાયકી ના છે સબબ,
તવ ઈઝતનો લેબાસ કદરૂપને કમી જરીએ નહીં.

અમ મઝબના લોકનું છે કામ મયખાને જવું,
અન્ય પંથીને ખબર એ રાહની જરીએ નહીં.

ગુલામ હું મુરશદ તણો જેની કૃપા છે નિત્યની,
ગરજ–ઝાહેદ શેખની કદિ છે કદિ જરીએ નહીં.

હાફેઝ તો બેસે ન પદ પર ઉચ્ચ કિસ્મતથી કદિ,
મસ્તાનને દરકાર વૈભવ માનની જરીએ નહીં.

ટી. બી. કંથારીઆ.

—૧૭૨—

## હમારો ભેખ

નહિ કાળાં, નહિ ભગવાં, નહિ ઝોળી, નહિ કફની;
નહિ માલા, નહિ તસ્વી, હમારો ભેખ ન્યારો છે.

હમારાં શાસ્ત્ર છે જુદાં, હમારા મંત્ર છે જૂદા,
પ્રભુના પ્રેમની પોથી, હમારો વેદ ન્યારો છે.

બધી આલમ હસે હમને, ભલે નિન્દે, લઢે તોયે;
હમારો જાન દેવામાં, હમારો યોગ ન્યારો છે.

દયા, શ્રદ્ધા, ક્ષમા, સેવા, હમારા મંત્ર એ ચારે,
ગજાવીશું ખુણે ખુણે, અહાલેક એ હમારા છે.

રહ્યાં અસ્થિજ દુનિયામાં, બધુ ચેતન ગયું ઉડી,
તે અસ્થિને જગાવામાં, હમારો ઈલ્મ ન્યારો છે.

પ્રભુને રંગ રંગાઇ, ધર્યાં છે કેસરી વાઘા,
ઝુકાવ્યું શિર તો મરવું, હમારા જંગ જુદા છે.

હમારા વેદ ને ઇન્જીલ, હમારાં મંદિરો, મસ્જિદ,
હમારા યાગને યજ્ઞો, હમારૂં સર્વ જુદું છે.

હમારી ખાકની મુઠ્ઠી, ઉઠાવીશું બધે યોગમ,
હમારે રંગ રંગીશું, હમારો એ જ દાવો છે.

નર્મદાશંકર બાલાશંકર.



–૧૭૩–

## યુદ્ધગીત

પિતાની ફોજના સાચા સિપાઇ,
પિતાના જંગ માંહે ઝૂઝનારા !

હમે ના મૃત્યુની પરવા કરીશું;
પિતાના જંગમાં ગરદન ધરીશું.

બધી આલમ ભલે મેદાન આવે;
પિતાની ઢાલ છે માથે હમારે.

અપત્યો સ્વાર્થનાં જડમૂળ શોધી,
હણીશું હાક સ્વામીની વગાડી.

હમે તો જંગમાં જાલમ બનીશું;
પિતાના શત્રુના બેહાલ કરીશું.

હમે રહીશું અડગ વંટોળ માંહે;
પિતાના વાવટાની છાંય હેઠે.

હમોને શત્રુ ના કોઇ ડરાવે;
હમારી હાકથી સેતાન ત્રાસે.

હમે તો સ્નેહની પડઘમ બજાવી;
હમે સમશેર સત્યોની ઉગામી,

ગજાવીશું બધી આલમ પ્રતાપે;
હમારો માર્ગ ના કોઈ વિરોધે.
હમે તો રાજ્ય સ્વામીનું જીતીશું;
અગર જંગે હમારો જાન દઈશું.

નર્મદાશંકર બાલાશંકર.



—૧૭૪—

## પ્રેમવ્યાધિ

દર્દથી હયરાન છું હું,
ઝખમ કારી દિલ મહિં;
આવશે ના તું તબીબ !
મુજ જાન તો રહેશે નહિં
દીઠો હતો કહે, ભાઈ! તેં,
કો બાજ ઉડતો તર્ફ આ ?
પિચ્છ કાળાં, તેજ આંખો,
દિલનો ટુકડો મ્હોં મહિં.
શોભાવજે, શોભાવજે,
એ માલ મારો હું ધણી;
ઈશ્કના લહુથી છું રંગીન,
ઈશ્કની મય રગ મહિં.

હાજી મહમ્મદ અલારખિયા શિવજી.



—૧૭૫—

## આલેક !

હમે તો જઈ ગજાવીશું બધી આલમ—
ખુદાના નામના જ્યાં ત્યાં કરી આલેક !

કદી રોશું, કદી હસશું, કદી ગાશું–
અહીંની બેવફાઈને કરી આલેક !
શરાબે ઈશ્કનાં પ્યાલાં પીતા ઢાળી–
પિવાડીશું મીઠી સુધા કરી આલેક !
તજી દઈ જહાંગીરી જૂઠી, ફકીરીમાં–
ખુદાશું દિલ લગાડીશું કરી આલેક !
દિવાની દુનિયાની આ ઘડી બેની–
સુણી લેશું, રહી દરબાર કરી આલેક !
ચહે દિલ ત્યાં લઈ નિશાન ને ડંકા–
અડીંગા જઈ મચાવીશું કરી આલેક !
મચાવી ધૂન ને મસ્ત થઈ રહેશું–
સદા ઉસ્તાદની સાથે કરી આલેક !

મહેતા.



—૧૭૬—

## ખિન્ન હૃદય

દિલદારી તુંથી ના કદર, ગમખ્વારી તુંથી ના, સનમ !
ના પક્વ રાહે ઈશ્કમાં, કહેતા મ્હને બહુધા, સનમ !
દાગ દિલમાં ઈશ્કઆતશ, સર્વદા જ્યોતિ, સનમ !
માંદગી ના જાણતા, લાવે હકીમો સહુ, સનમ !
યારી બેઝારી મહીં, પડીઓ ખબર કોને, સનમ ?
જ્વરતપ્ત છે જાણે સહુ, કહેતા દવા કરવા, સનમ !
વૈદ્ય સહુ નાદાન, દોસ્તો દર્દથી અંધા, સનમ !
દિલના દરદનું દારૂ, દિલદારી હમેશાં તું, સનમ !
ગમખ્વારીની ખ્વારી મહીં રાચંત હું રહું છું, સનમ !
ના જાણીયું મ્હેં કંઈ પ્રથમથી, ઈશ્કમાં કંટક, સનમ !
જો જાણતો મહબૂબ બેદિલ, દિલ ન દેતો હું, સનમ !
દિલદાર થા ના બેરહમ, મમ જાનેજાન કરે કરમ !

કરમથી કર રકમ નામે મહરમાં તું, ઓ સનમ!
ચાંપા મહીંથી વજ્ર ધા, જોવાય ના હુંથી, સનમ!

તુજ વદન બાગે ઝૂલે, ટળવળું લેવા, સનમ!
બહુ દુઃખથી હું ઝૂરતો, ના હાથ આવે, ઓ સનમ!

તુજ ઝુલ્ફની આ જાળમાં, દાણો બતાવે તું, સનમ!
આકર્ષવા નખરાં કરે, શિકારી તું નિર્દય, સનમ!

સહુ પક્ષીઓ નિજ પિંજરેથી, છૂટવા મથતાં, સનમ!
હું છું અલૌકિક પક્ષી, સાદર ના કદી આવું, સનમ!

શહરમાં ફેરવ નિદ્રા પૂર આવશે રાત્રિ, સનમ!
બહુ જારી બેઝારીથી આજે, સિન્ધુ ઉછળશે, સનમ!

હેરત મહીં ગરકાવ સહુ, ઉદધિ ઘટ ઘન ઉત્પત્તિ,
જાણુતા નાદાન કો નહીં, તું સબબ સહુ છે, સનમ!

ઉદધિ છલક છલકાઈ, રે! અશ્રુ સબબ ઇશ્કે સનમ!
મમ દગ્ધ દિલના ધૂમ્રથી ઘનઘોર બાંધે, તું સનમ!

મુસાફિર.



—૧૭૭—

# સ્નેહનાં ઝરણાં કેમ સૂકાણાં?

અચાનક આમ આ શાથી સૂકાણું સ્નેહનાં ઝરણું?
પીનારાં પ્રેમનાં વારિ તૃષિત આતુર એ હરણું!

મૃદુ ને નીલ ચારામાં સુશોભિત આ કિનારામાં,
વસેલાં એ બિચારાનાં સૂકાશે દર્ભનાં તરણું!

ગિરિ પર ખીણુ કે રણુમાં વસેલાં એ સદા વનમાં,
નથી સહવાસી એ જનનાં બિચારાં ક્યાં જશે હરણું?

સરિતાનીર સૂકાણાં નહીં નિજ સ્થાન મૂકાણાં,
તૃષાથી કંઠ રૂંધાણા, ફરે વ્યાકુલ રાંકલડાં !

નિરન્તર નીર દેનારાં દુઃખી આ પ્રેમ પીનારાં :
સૂકાણાં કેમ હત્યારાં હૃદયપાષાણ રે ઝરણાં ?

બાલહરિણ.

—૧૭૮—

# પ્રેમસાગરનાં ચૌદ રત્નો

મથંતાં પ્રેમસાગરમાં, પડયાં રત્નો નજર તેમાં,
લઈ ગઈ તે સનમ સરવે, ન દીધો ભાગ કંઈ તેમાં.

પડે પલકાર આંખોના, જે ભેદે દિલ આશકનું;
કમળવાસી ચપળ લક્ષ્મી, રહી છે જાણુ તું તેમાં.

વળી જે આંખની કીકી, મનોહર જ્યોતિ પૂરણ તે;
મણિ કૌસ્તુભ જાણું હું, નહિં કંઈ ફેર છે તેમાં.

ભુલ્યો હું ભાન સૌ આજે, સુગંધી તુજ બદનની લઈ;
રહ્યાં છુપાઈ દેવી પુષ્પ, પારિજાત સહુ તેમાં.

ગુલાબી ગાલને ચુમતાં, બન્યો હું મસ્ત ભુલ્યો ભાન;
શરાબી જામ તે મધુરો, લપાઈ છે સુરા તેમાં.

મધુરો રોગ જાણે તું, દવા તેની પિછાને તું;
હમારો પ્રેમીનો ધનવંતરિ, વૈદ્ય તું જ આ જગમાં.

રંગીલું મુખડું તારૂં, હરે જે દીલડું મારૂં;
હું તો જાણું રહ્યો છુપાઈ, ને છે ચંદ્રમા તેમાં.

શું દેશે કામધેનુ જે, કૃપા તારી મને દેશે,
રહી છે કામધેનુ તે, કૃપા તારી જે છે તેમાં,

લચકતી ચાલ તારી જે, રહી છે આંખમાં ખટકી;
રહ્યો છે ઈન્દ્રનો હાથી, ભુલી નિજ ચાલને તેમાં.

વળી જે અપ્સરા કહે છે, રહી છે સ્વર્ગની માંહિં;
સહુ ખોટું ! હમારી અપ્સરા, તો તું જ આ જગમાં.

ઝીલે છે આશકો પ્રેમે, લઈ આલિંગને, પ્યારી !
મીઠા અધરોષ્ઠનું જે પાન, અમૃત જાણું હું તેમાં.

રહ્યા આ કંઠ જે મધુરો, હરે છે માન કેકીનું;
ગણું તે જાણુ, ઓ દિલબર, રહ્યા છે શંખ તો જેમાં.

કટાક્ષો જે મધુર તારાં, હણે છે દિલ સહુ જનનું;
ધનુષ સારંગ આવીને, રહ્યું છુપાઈ છે તેમાં.

વળી ઉચ્ચૈશ્રવા ઘોડો, કરે મુસાફરી મોટી;
કહ્યું કે તુજમાં તે છે, પુછયું ફરહાદને કેમાં.

કદિ જો મહેર તારી હો, ભર્યાં રત્નો સહુ આ છે;
દિવાના જો ખફા થાતો, રહ્યું એક ઝેર છે તેમાં.

પ્રેમજી.



—૧૭૯—

## સનમને સંદેશો

અખીરશ હાલ સુતો છું, ન કોઇ છે કને સુશ્રીફ
ન કોઇ આવતું પુછવા, પડયો છું આસીયાં માફિક.

સનમના મોકલેલા કંઈ, હકીમો લાખ આવે પણ;
જઈ હાલત બતાવે ના, ન જાણે દર્દ દીલે મન.

કદમ પડતા સનમના 'જ્યાં,' સુણાવું રાગ બેસી 'ત્યાં.'
મુસાફિર પાસ રોઉં 'ત્યાં,' સુણે નહીં કોઇ 'જ્યાં—હ્યાં—ત્યાં.'

ઈનાયત આટલી કરવા, વિનવતો પંચ ભૂતોને;
જગતનાં પ્રાણી માત્રોને, ગુફા, સાગર, તરૂઓને.

ફરિશ્તાઓ અહીં આવો, હવાઓ પણ મળી જાંઓ;
અરે ! હમારા દિલના લફ્ઝ, ટુકડા સાથ લઈ જાઓ.

બનો કાસદ અગર વ્હાલા, સનમને ફક્ત એ કહેવું;
" સહ્યું છે મેં ઘણુંએ કંઈ, હવે બાકી નથી સ્હેવું."

" નથી તાકત જીસમમાં કે, ઉઠીને હું કરૂં તહરીર;
" સીવા'ચક ભીખ'ની મારી, હવે બાકી ન કો તદબીર.

" જરા દમ બાકી છે ઝાલિમ, નઝર કરવી તુને લાઝિમ;
" નહીં કોઇ મર્ઝનો મારા, મળે અહવાલનો રાકીમ.

" હજારો હીકમતો કરતાં, ફરી દીદાર નહીં દેખે;
" નહીં મળશે તુંને પત્તો, ફરીશ ગર જોગીના વેશે.

" હજારો ઓલીઆ રખડે, ન આવે સુજને યાકીન;
" મરઝ છે નઝ્ શુમાનો, ન કો બીજું ગણું હાકીમ.

" નથી કાગજ, નથી સ્યાહી, ન પાસે છે વીગર શાહી;
" ન ફૈયાઝ તું સીવા કોઈ, ન કો તે ભીખ દે ક્યાંહી.

" હકીમ પણ તું સનમ પણ તું, જીગર પણ તું જીસમ પણ તું;
" મરઝ પણ તું દવા પણ તું, સખી પણ તું બખીલ પણ તું.

" અગર કાસદ થયા વહાલાં સનમને એટલું કહેજો;
" જીગર ભડકયું જીસમ ફડકયું, હવે પણ આંખ ખોલી જો.

" અખીરશ ફક્ત કહેજો કે, 'મરીઝ ચશ્મે સુકયાં આંસુ'
" પછી શું એ જનાઝા પર, કરીશ તું ખેરીને આંસુ ?

ઉત્સુક.

—૧૮૦—

# હું તો છું પ્યારનો દર્દી

મ્હને બદનામ નહીં કરશો ! હું તો છું પ્યારનો દર્દી !
દીધો મ્હેં પ્રેમ આ દિલથી ! થયો દિલદારનો દર્દી !

વસ્યો જે ચિત વિશે પ્યારો, ખસે નહીં લેશ આ મનથી !
નિહાળું એ જ સુરતને ! રસિક આકારનો દર્દી !

બળે આ દેહ અગ્નિમાં, ફના દુનિયા તજું તદપિ;
અરે! આ સૂક્ષ્મ દેહેથી, છું પ્રેમવિહારનો દર્દી!

અરે! તે પ્રેમની તલવારથી ઘાયલ થયો છું હું!
બન્યો હું વેદનામાં મસ્ત, એ જ બહારનો દર્દી!

નથી ભય રાખતો તનમાં, થયો છું મસ્ત આ અંગે!
રંગાયો રંગમાં હર્ષદ! સદા સુવિચારનો દર્દી!

હર્ષદ.



-૧૮૧-

## બિચારાં હૈયાંને

સુખે સૂજો! સુખે સૂજો! બિચારાં કુમળાં હૈયાં!
નથી ને એ નહીં થાશે ત્હમારી, બાપડાં ભોળાં!

દિનોને રાત્રિયો જાશે, સમય સારો પુરો થાશે;
ધરે જે વ્યર્થ આશાઓ, નકામું તે દુઃખી થાશે.

અરે! તું મૂર્ખ થાજે ના! પ્રિયાનું નામ દેજે મા!
નિરન્તર અગ્નિની જ્વાળે બળે તોયે ન કે'જે 'હા!'

નહીં સ્હેવાય એવાં જે, દુઃખો તે સર્વદા સ્હેજે!
છુપાં દુઃખો પ્રભુને તું, અવર કોને નહીં કે'જે!

મોહનલાલ પાર્વતીશંકર દવે.



-૧૮૨-

## દિલદર્દ

મુનાસિબ છે હવે છૂપું રહી દિલદર્દને સ્હેવું,
કશું એ દિલનું શાને કહેવા કોઇને જાવું?

સહું છું કૈં સુખે આજે, રડું આજે અમીધારે,
કડુ મીઠું થયું તો યે અમર વ્હાલું રહ્યું મ્હારે!

હતી ખારાશ તે વારે દીધી તાલીમ તકદિરે,
મગર, તે દિ હતી મિટ્ટી વહેતી આંસુની ધારે !
થતા પલટા જહાંમાં આ, થયો પલટો દિલે કૈં આ;
નવું જૂનું કંઈ થાતાં ગઇ ખારાશ પલટામાં !
હવે દિલદર્દ છે જુદું, નવું, તાજું અને મોંઘું,
મીનોઈ આ મીઠાશે શી મગર ખારાશ ? ના જાણું.
અહો ! દિલદર્દનું તો છે સદા ઈશ્કે ઉંચું લ્હાણું,
હમેશાં એ ખુદાઈમાં મઝા લેતાં ખપી જાવું !
બધું સૂનું, બધું ફીકું ! કશું યે ચેન ના દેખું,
મઝા સૌ એ દિદારે ને મઝા આ દર્દમાં પેખું !
મ્હને જડતા બધી ભાસે ક્રિયાઓમાં, હુંમાં, સૌમાં,
વિના બુલબુલ ગવૈયાનાં ગમે ગાનો મ્હને ના ના !
ફરૂં હરગીઝ ચક્કીમાં, છતાં એ ભાન ના, કૈ ના;
તપું છું આ નશે તો યે ન જાણું આગ છે એ ક્યાં ?
બધું દિલદર્દમાં ડૂબ્યું ! રહ્યું છે ફક્ત રોવાનું;
ડૂબે બેભાનનું ભાને અને તાને બિમારીનું !
છતાં, પીને નવું મીઠું, ભર્યું દિલદર્દનું પ્યાલું:
શરાબીમાં હવે આજે અજબ કૈ રોવું ને ગાવું !

કુમ્જ.



—૧૮૩—

## હૃદયને છે રીબાવાનું



રડી રડી આંસુડાં ખૂટયાં ! સદા યે છે છતાં રોવું !
નસીબે આ લખાવેલું—હૃદયને છે રીબાવાનું !

ઉગે આનન્દના તારા: ખરી જાતાં વહે ધારા !
ધરી આકાશમાં આશા—હૃદયને છે રીબાવાનું !

દિલે બંધાય કિલ્લા કૈં: દિવાલો તૂટતી તેની !
જતાં ઉડી મીઠી આશા–હૃદયને છે રીબાવાનું !
અહો ! જે ભાસતું પાસે નકી મૃગતૃષ્ણિકા તે છે !
જતાં પાસે દૂરે ન્હાસે ! અરેરે ! છે રીબાવાનું !
બધે વરસાદ આવે છે : અને તૃપ્તિ થતી સૌને :
તૃષાથી તો ય ચાતકના હૃદયને છે રીબાવાનું !
અરેરે ! છે રીબાવાનું ! છતાં મોંઘું સદા સ્હેવું :
મગર, આ ખાલી છે હૈયું ! નીચોવી એ છતાં રોવું.

કુમ્જા•



–૧૮૪–

## સૂતું વેરાનમાં મૂરહું ?

અરેરે ! એકલું રાને થઈ લાંબું શું આ સૂતું ?
ન માલુમ એ પડે કાંઈ ! હશે વેરાનમાં મૂરહું ?
દિસે ના દમ બદનમાં એ: અને ના નૂર દિલમાં એ;
ચદ્દર અસ્માની ઓઢેલું સૂતું વેરાનમાં મૂરહું ?
મુસાફિરી આ થઈ પૂરી હશે ? વા શું અવલ મજલે ?
હશે ઉડી પ્રાણુ ચાલ્યા ને સૂતું આ રાનમાં મૂરહું ?
હશે દેશે પ્રદેશે કૈં મુસાફિરીની મીઠી ખ્વાહિશ ?
અને એવી દિલે કૈં કૈં બની વેરાનમાં મૂરહું !
સનમના નૂરની ઝાંખી શરાબીની મઝેદારી,
અને એ જામની યારી જતાં શું થાય લાચારી ?
અરે, એ નૂરની યારી અને એ ગાનની યારી,
બધાં એ ગાનતાનોની ઉડે રાને ગિરફ્તારી ?
દિનો જાતાં સૂકું થાતું અરે વેરાનમાં મૂરહું !
ન માલૂમ આવતાં તાકાત ફરીથી ડોલશે મૂરહું !
ન હાલે કે ન ચાલે એ, ન નિઃશ્વાસે હવે લે એ !
અહીં રાને હયાતી શું ખતમ થાવી લખાઇ છે ?

થશે મૂરદું ય શું મૂરદું? અરે વા ડોલશે મૂરદું?
મુસાફિર એ બને પાછું ન વા વેરાનનું મૂરદું?
ન માલૂમ એ મગર આ શું પડેલું છે અહીં લાંબું?
ચદર અસ્માની ઓઢેલું સૂતું વેરાનમાં મૂરદું?

કુબ્જ.

—૧૮૫—

## હવે અફસોસ શાનો છે?

હતું ના કૈં! ગણ્યું ના કૈં! હતી ગમગીની આ હૈયે;
બધું બદલાયું તો આજે હવે અફસોસ શાનો છે?
હૃદય અંજાયલું તેજે પ્રણયમાં પૂર્ણ ઝૂકે છે;
સીમાના બન્ધ તૂટે છે! અરે! અફસોસ શાનો છે?
બધું દીધું જ એ લીધું પ્રણયના તાન માંહે યે;
સફલતા લાધતાં આજે હવે અફસોસ શાનો છે?
પ્રણયયજ્ઞે પ્રણય પોતે પ્રણયથી જ્યાં ઝૂકાવે છે;
બલિ નિજતા થતી જ્યાં ત્યાં રહે અફસોસ શાનો છે?
હતી આશા, નિરાશા ત્યાં: નિરાશામાં થઈ આશા;
અહો! હોંશે જ હોમ્યું છે બધું! અફસોસ શાનો છે?
હૃદયનું આ હૃદય દીધું! અરે બાકી ન કૈં રાખ્યું;
રહ્યા ઉંડાણમાં કાંટો, છતાં અફસોસ શાનો છે?
અરે, તુજ શોધમાં ગમીમાં ગયો કૈં કાલ ઓ દિલબર!
ગમી તુજ યારીમાં યે છે! છતાં અફસોસ શાનો છે?
ન સાકીને ઘટે ઠપકો: ત્હને તો શું કરૂં ઓહો?
હવે તો હોમવું હૈયું! પ્રણયમાં શોચ શાનો છે?
મળ્યું આદ્યે અને અન્તે રહેશે દિવ્ય લ્હાણું એ;
સહનનું કૈં રૂદનનું એ! છતાં અફસોસ શાનો છે?

કુબ્જ.

-૧૮૬-

## સુરહૃદયને

નવાં શાસ્ત્રો ! નવી વેદી ! નવી ગીતા કલાપીની !
અહા ! ગુજરાતમાં ટહૂકે ! અજબ કેકા કલાપીની !
ફિરસ્તા ! ઑલિયા ! બાપુ ! વહાવ્યાં ખૂનનાં આંસુ !
ન્હવાડી યારને નાહ્યા ! બિરાદર ! સ્નેહના સાધુ !
સજીવન શાં અમીઝરણો, કર્યાં ગુજરાતમાં વ્હેતાં !
સૂકા વેરાન આ મૂલ્કે ! ઉગાવ્યાં કલ્પવૃક્ષો શાં !
મઝેદારી ઉડાવીને, ઉડાવા શિખવ્યું, સાકી !
બતાવી ઈશ્કની લઝ્ઝત, જિગર ચીરી મરઝ વેઠી !
કિતાબો ઈશ્કની વાંચી ! ન્હડી ! સાધુ ! લખી દીધી !
અગર બારે બિયાબાંમાં ફરી પ્યાદો કરી કેડી !
" ખૂની ભભકા " પિછાનીને," ફકીરી હાલ"માં મ્હાલ્યો !
અગર દરવેશ દિલનો થઇ, નીડર રહી આતશે ચાલ્યો !
અગર મૂશ્કિલ મુસાફિરીમાં, રડી બેહદ ! લખી ખૂને-
દીધી કેડા નઝરબક્ષી અજબ આ રાહદારીને-
સનંમ ઇશ્કે અનલ હક યા મહોબ્બત યા વફાદારી-
વફૂફી યા અનલ મહબૂબ અગર દિલદારી સ્હમજાવી !
રહેમત પ્યાર યા અહેશાં ઝખમ ઈશ્કે સહેવાને,
ચહાવૂં શિખવ્યૂં સુફી ! સખે ! દિલદાર પ્યારાંને !
જપી સુરસ્નેહના મન્ત્રો ! ખપી દિલબરદિલે જાવૂં !
અજબ ગૌહર જિગર દરિયે ! શિખાવ્યૂં ત્ય્હાં ડૂબી ન્હાવૂં !
બિમારે ઈશ્કની યારી કરી ! ઓ મુસ્તફા ! બાકી !
ભરી પીપો ગમી પીધી ! ઠરી આતશ હઝમ ભારી !
અજબ બારે ઝખમ સીને ! સખે ! ઝહેમત સહી ગરમી !
અજબ ખેલે રમ્યૂં કિસ્મત ! દિલે રહેમત ભરી મસ્તી !
ચચો અંગારનૂં ગુલ યા ન્હડીને ઇશ્ક જુગારે !
સુરાીબતં પી અગર મુર્શિદ ! પીડાયો ઇશ્કબાઝારે !

અજબ ખારે ! અજબ ગુલે ! અજબ દિલદારી બતલાવી :
અજબ મઝહબ અગર ઈશ્કે અજબ ચશ્મે જિગર ભારી !
અજબ કાતિલ ! છૂરી ઝહરી ! સજ્યાં " ઉરની સરાણે " ત્હેં !
" જિગરમાં વાગતી સોટી " ! બતાવી ઈશ્ક આલમને !
પૂરો દિલનો દિવાનો યા અજબ " મનસૂરનો ચેલો ! "
જિગર મગરૂર મસ્તાનો ! " ખુદા સાથે કર્યો ખેલો ! "
સૂકા ગુલઝારમાં ટહૂકી ! કરીને રાત્યદી વૃષ્ટિ !
દિલે ગુલ ખીલતાં કરવાં રચી દૈવી નવી સૃષ્ટિ !
અહો ! ઇન્સાનનાં ખોખાં ! કબરમાંથી કર્યાં ઉભાં !
કયામત રોજ યા લાવ્યો ! અગર મુર્દા કર્યા બેઠાં !
અજબ હાજર જવાબી ખુદ હૃદય સુરના પુકારો એ !
અગર હરદમ પ્હડી બિસ્મિલ, સ્હડયો મનસૂર સૂલીએ !
દિલે દિલ બાદશાહતની નવી સરકાર સ્થાપી ત્હેં !
ગુલામી ઈશ્કની કાયમ કરે ત્હેને નવાઝી દે !
ભલા મુર્શિદ ! ભલા સાકી ! અજબ અવધૂત ! યા ખાકી !
ભલા ઓ ઈશ્કના બન્દા ! ભલા ઉસ્તાદ ઓ સુફી !
ભલા બુઝરગ ! બિરાદર ઓ ! કલાપી ઑલિયા બાપુ !
જિગર મસ્તાન આભારી ! નવૂં–સાચૂં–જીવન આપ્યૂં !

મસ્તાન.



—૧૮૭—

# એકરારનામૂં

હુકૂમદારની જોહુકૂમીથી હૂં હવે લાચાર છૂં !
મુફ્લેસ દિલ દરવેશ દર્દી હૂં હવે બેજાર છૂં !
ઈશ્કે શરાબીની મઝા જોવા હવે તૈયાર છૂં !
ચ્વૉક્કે જહાં ખમવા ખરે હરદમ હવે હુશિયાર છૂં !
માશૂકની મુરવ્વત ખરે ! કરતાં હવે શીખનાર છૂં !
આલમ તણી બૂરી ખિલાફી હૂં હવે જીતનાર છૂં !

બની બ્હાવરો બન્દો, સનમ ! હું બન્દગી કરનાર છૂં !
શોખીન શરાબીનો ખુમારીને હવે રડનાર છૂં !

માશૂક તણા ઝૂલ્ફે રહી આશક સદા છૂપનાર છૂં !
એ ઝૂલ્ફની ખુશબો અને લઝ્ઝત સદા ચૂમનાર છૂં !

ઇશ્કે અનલ હક યા પયગામે નૂરને જોનાર છૂં !
તજી બેઇમાની ઇમાનથી માશૂકને ઝૂકનાર છૂં !

ગુલઝારની સડકે પડેલા ખારને ખમનાર છૂં !
એ ગુલ ઉપર આફ્રિન થઈ ભેટી સદા ચૂમનાર છૂં !

નાદાન ને હેવાનની મિજમાનીમાં મળનાર છૂં !
મિજલસ દિવાનાની શરાબીમાં હવે ભળનાર છૂં !

ઝાંખી થએલા નૂરની હું પેરમાં પડનાર છૂં !
મસ્તાન આબેહૂબ હુસ્ને ! ત્યાં હું અંજાનાર છૂં !

સાકી તણા હાથે ભરેલી પ્યાલી હું પીનાર છૂં !
બદહઝમીના પરહેઝગારોને ઈજન કરનાર છૂં !

મીઠ્ઠી શરાબી પી બીમારીને સદા ગાનાર છૂં !
ગમગીનીની યારી કરી ઉદાસીને ચ્હાનાર છૂં !

આલમ થકી બાતલ થઈ હું દરખતે ચ્હડનાર છૂં !
પાકી તલાશે એ પરિન્દાને હું પારખનાર છૂં !

ચારી કરી ચૂમી લઈ એ સાથ હું ઉડનાર છૂં !
હે શુક્ર ઓ વાલી સનમ ! તકલીફ હું સ્હેનાર છૂં !

માની મઝા એ સાથ તાબેદારીમાં જીવનાર છૂં !
કાબિલ ! કરો સીતમ ! મગર ગરદન ન ઉચકનાર છૂં !

આબેહયાતીના ઝરામાં હું હવે ડૂબનાર છૂં !
ઓ સનમ ! તું કર રહમ ! એ રહેમતે જીતનાર છૂં !

હાજત નથી બીજી હવે આશક હું ઇન્તિઝાર છૂં !
આબાદીબાદી જોઈ છે : બરબાદીને ચ્હાનાર છૂં !

હેરત ભરી હોનારતે ચાહોમ થઈ રમનાર છૂં !
કિસ્મત બતાવે ખેલ તે સ્હેલાઇથી સ્હેનાર છૂં !

ઇન્સાફની પર્વા વગર અહેશાન ઉંચકનાર છૂં !
ઈન્સાનના ઇન્સાફની પર્વાથી બેદરકાર છૂં !
યા સનમ ! હઝરત સલામત ! ખુદ હૂં કરજદાર છૂં !
દાખિલ કરો દાવો હમારો યાર હૂં અરઝદાર છૂં !
તુજ નેકીમાં ધરતો કદમ મસ્તાન ગીરફતાર છૂં !
પડતો બચાવો ઓ સનમ ! હૂં બેરહમ બેશુમાર છૂં !
મગરૂર છૂં ત્હારી તુફેલે દાર પર ચ્હડનાર છૂં !
માશૂક કરો હાસિલ હૂં હકનો ફક્ત દાવાદાર છૂં !
ઉમ્મિદ બર લાવો સનમ ! હૂં વસ્લને ચ્હાનાર છૂં !
ગમગીનીમાં ડૂબૂં, અયે ! માશૂક ! તાબેદાર છૂં !
એકરારનામૂં કબૂલીને દરિયાફ કર દિલદાર છૂં !
શામિલ કરો મસ્તાન મિસ્કીનને, સનમ ! હકદાર છૂં ?

મસ્તાન.



—૧૮૮—

## સખે ! ભૂલો પડયો હૂં તો !

તજ્યો મ્હેં રાહ દુનિયાનો ! પ્રણયપન્થે ચ્હડયો હૂં તો !
નવી દ્દષ્ટિ ન કાં દેતો ? સખે ! ભૂલો પડયો હૂં તો !
જગાવી હોળી મ્હેં આ તો ! દિલે આતશ હવે સ્હેતો !
નવૂં જૂનૂં ભૂલી જાતો ! સખે ! ભૂલો પડયો હૂં તો !
મરૂં ગૂંગળાઇને હૂં, જો ! ઉઘાડી દ્વાર દે તૂં તો !
શરમ યા રહમથી સૂતો ? સખે ! ભૂલો પડયો હૂં તો !
અજબ દારૂ નશો કરતો ! અજબ ખુશબો ન કાં ભરતો ?
ધીરજ દિલમાં ન હૂં ધરતો ! સખે ! ભૂલો પડયો હૂં તો !
મીંચૂં હૂં ચશ્મ શી રીત્યે ? સખી સ્હામે ખડી તૂં જો !
હજી દાવો ન કાં લેતો ? સખે ! ભૂલો પડયો હૂં તો !
બલા વળગી પડી આ તો ! અજબ આ ઈશ્કનો રસ્તો !
મગર કાંટાભરી વાડયો ! સખે ! ભૂલો પડયો હૂં તો !

જતો હારીઃ હવે થાક્યો ! જિગર વ્હેતું થતાં સૂતો !
નથી મેં મોતથી વ્હીતો ! સખે ! ભૂલો પડયો હું તો !

સખે ! હું વસ્લને ચ્હાતો ! જુદાઈ ના હવે સ્હેતો !
બતાવો રાહ કેં સાચો ! સખે ! ભૂલો પડયો હું તો !

જગાવ્યાં ભૂતને મ્હેં તો ! હવે ના દાદ તું દેતો !
ગુઝર અન્દર ન હું કરતો ! સખે ! ભૂલો પડયો હું તો !

અધુરા રાહમાં ઉભો ! ટકાતું-ના-ઉડાતું જો !
હવે સ્હામૂં ન કાં જોતો ? સખે ! ભૂલો પડયો હું તો !

દશા મ્હારી ન કાં જોતો ? દિલે કાં રહેમ ના ધરતો ?
હકીકતમાં ન હું ભળતો ? સખે ! ભૂલો પડયો હું તો !

પ્રલોભનમાં ફસાયો છું ? અગર બલિમાં ખપૂં છું ? જો !
મગર પોતાપણું ભૂલતાં-સખે ! ભૂલો પડયો હું તો !

નથી આંસુ હવે વ્હેતો ! ઉપાધિમાં પડયો રહેતો !
ઉપાધિથી કરો છૂટો ! સખે ! ભૂલો પડયો હું તો !

મઝા માની પડયો હું તો ! પ્રણયના પન્થમાં ઘૂમ્યો !
મગર ભાલો મ્હને ભોંકયો ! સખે ! ભૂલો પડયો હું તો !

વહે છે ખૂનની નીકો ! નશાના કેફમાં સૂતો !
જિગર મસ્તાન દર્દી જો ! સખે ! ભૂલો પડયો હું તો !

મસ્તાન.

—૧૮૯—

# અહો ! દિલબર પરેશાની !

અયે ! દિલબર ! દિવાનાએ ઝખમ ખમવા કરી યારી !
ઉભો મેદાનમાં પ્યારી ! જિગરમાં દે ઝખમ કારી !

કલેજૂં કત્લ કર કાં ના ? ન ખંજર ભોંકતી સીને ?
ખુશીથી દાવ ખેલી લે ! અગર માશુક ! જલાવી દે

લગાવી લાત યા ઝાડુ, દિવાનાને તિરસ્કારી—
શરાબે જામ ઢાળીને ચલાવી લે હુકૂમદારી !

તમન્ના તોર તુમાખી ! દિવાના ઇશ્કરંગીની–
ઘટે પરવા ન યા યારી ! મુલાયમ દોસ્તદારીની !

દિવાની અન્જુમનમાં તો નથી લિજ્જત ! નથી લ્હાણૂં !
ઝહેરી ખાર ! યા ઇશ્કે શરાબીનૂં સદા પ્યાલૂં !

નથી નથી રાસ્ત અય પ્યારી ! દિવાના દોસ્તની યારી !
નવાબી દસ્ત ના લાધે ! યતીમ યારોથી શૂં યારી ?

નથી નથી સાહ્યબી મ્હારે ! નથી દૌલત ! ઝમીં ભારે !
પગારી નોકરી મ્હારે ! ગરીબીની ગરઝ સારે !

જવા દે યાર ! દિલદારી ! નથી પૂરતી વફાદારી !
હઝમ કર હિઝ્રમાં પ્યારી ! નફ્ટથી શી કશી યારી ?

ઠગાવા છે ખુશી મ્હારી ! નથી ઠગનાર તૂં પ્યારી !
જિગરની ચાહૂં હૂં યારી ! જિગરથી થાય તૂં ન્યારી !

નવૂં નવૂં નૂર ભરતી થા ! નવૂં ભરી જામ પીતી થા !
મગર ભરી જામ પાતી થા ! અગર યારી વિસારી જા !

અહો ! તબિયત બિમારીમાં ! શરાબીની ખુમારી છે !
અગર ગમગીન છૂં ભારી ! મગર એ શહેનશાહી છે !

મુસાફિરને મુબારક છે ! મુસાફિરી આકરી જારી !
નભે ના રાહદારીમાં ! અધુરી હોય તૈયારી !

અજબ આ રાહ, ઓ યારો ! મુબારક હો ! મ્હને પ્યારો
મુબારક હો ગુમાનીને ! ન ફાવ્યો રાહ જે ન્યારો !

નથી નથી ઇશ્કિદરિયામાં ! ન્હડી ભરતી ઉતરવાની–
જિગર મસ્તાન મિસ્કીનના સમુદ્રે શાન્ત થાવાની !

મગર અફસોસ ! આજારી ! અગર ગમખ્વાર ! લાચારી !
જિગર મસ્તાન મસ્તાની ! અહો ! દિલબર પરેશાની !

મસ્તાન



—૧૯૦—

# રે ! હર્ફ પણ પડતો નથી !

સ્નેહી કહૂં કે શૂં કહૂં ? પૂરેપૂરૂં સૂઝતૂં નથી !
આપૂં અરે ! શી ઉપમા ? તે જિગરને જડતૂં નથી !

લેખિની લીધી હાથમાં લખવા કશૂં ગમતૂં નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શૂં ? રે ! હર્ફ પણ પડતો નથી !

રડનાર શોધૂં છૂં : અરે ! રડનાર કો મળતૂં નથી !
રડનારનાં આંસુ, અરે ! કોઈ અહીં લૂછતૂં નથી !

ત્ય્હારે હવે કરવૂં ય શૂં ? ઉપાય કૈં જડતો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શૂં ? રે ! હર્ફ પણ પડતો નથી !

સ્મૃતિ આવતી વ્હાલી તણી : પણ સ્વાસ્થ્ય કૈં મળતૂં નથી !
હૃદયે કશૂં-કૈં થાય છે : પણ તે ય સ્હમજાતૂં નથી !

રોયો ઘણૂં : હજી રોઉં છૂં : તોપણ રડયૂં ગણુતો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શૂં ? રે ! હર્ફ પણ પડતો નથી !

જીવૂં ? મરૂં ? કે શૂં કરૂં ? રે ! હર્ફ પણ પડતો નથી !
ધીરજ ઘણી રાખૂં : અરે ! પણ રોઈ રહેવાતૂં નથી !

એથી અધિક તો શૂં ? અરે ! આરામ કૈં મળતો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શૂં ? રે ! હર્ફ પણ પડતો નથી !

લોકો કહે ત્હેવાર છે ? હૂં યે કહૂં ? ત્હેવાર છે ?
લોકો કરે આનન્દ ! મ્હારે આંસુથી ન્હેવાર છે !

લોકો કરે તે લોકને અસ્તુ : મ્હને રુચતો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શૂં ? રે ! હર્ફ પણ પડતો નથી !

ભુલૂં, અરે ! સૌ ભાન ! પણ એ વ્હાલ વિસરતૂં નથી !
ગુમાવૂં હૂં સૌ જ્ઞાન ! પણ એ વ્હાલ વિસરવૂં નથી !

ગુમાવીને સૌ માન ! થઈ દેવાન કયમ ભમતો નથી ?
અન્તઃસ્થિતિ આળેખૂં શૂં ? રે ! હર્ફ પણ પડતો નથી !

અફસોસ કરવો ક્યહાં જઈ? અહીં કોઇ સાંભળતું નથી !
કૈં કોસ થોડા દૂર સાંભળનાર: અહીં વસતું નથી !
સન્દેશ આપૂં શી રીત્યે ? હક એ મ્હને મળતો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શું ? રે ! હર્ફ-પણ પડતો નથી !

*  *  *  *

મ્હોં બાંધીને હે માર ! પ્રાણાધાર ! સ્હમજાતું નથી !
આભાર પારાવાર ! બીજૂં પ્રેમમાં હોતું નથી !
આચાર કે વિચાર, વ્હાલી ! પ્રેમીઓ જડ તો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શું ? રે ! હર્ફ પણ પડતો નથી !

છે પ્રેમમાં આધીનતા : એ સૂત્ર મુખ્ય : નવૂં નથી !
જો પ્રેમ શીખૂં પૂર્ણ તો બીજૂં કશૂં શીખવૂં નથી !
ઓ પ્રેમપ્રભુ ! હે ક્ષેમ ! આશિષ અન્ય કૈં ચ્હાતો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શૂં ? રે ! હર્ફ પણ પડતો નથી !

સેવા મળે જો સ્નેહની તો દેવની પરવા નથી !
છે દેવનો પણ દેવ એ મુજ સ્નેહ : શી પરવા પછી ?
છે ધર્મનો પણ ધર્મ ! સ્હેજે મર્મ પણ મળતો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શૂં ? રે ! હર્ફ પણ પડતો નથી !

ચ્હાવૂં અને સ્હેવૂં ! મહા એ મન્ત્ર : પણ સ્હેલું નથી !
એ બે બને તો તો પછી કૈં અન્ય તપ તપવૂં નથી !
હે સ્વર્ગનું પણ સ્વર્ગ એ મુજ ધર્મ: વિસરતો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શૂં ? રે ! હર્ફ પણ પડતો નથી !

શાને ધરૂં હૂં આશ ? થાઉં નિરાશ ! રે ! બનતૂં નથી !
બળતૂં હૃદય આ છે છતાં પરિપૂર્ણ એ દ્રવતૂં નથી !
ઓ પ્રેમપ્રભુ ! તુજ ધ્યાન : ઉરે અન્ય કૈં ધરતો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શૂં ? રે ! હર્ફ પણ પડતો નથી !

મુજ પન્થમાં પડનાર પારાવાર ! પણ સસ્તૂં નથી !
અક્કલ ગુમાવી દિલ બાળે : તોય કૈં વળતૂં નથી !
મુજ વ્હાર અશ્રુધાર ! અન્ય ઉપાય કૈં ટકતો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શૂં ? રે ! હર્ફ પણ પડતો નથી !

રડતા સખાને શું કહું ? રડતાં પૂરૂં શિખવ્યું નથી !
ઉપકાર વાર હઝાર ! પણ સમ્પૂર્ણ આવડતું નથી !
હે અશ્રુ ! અશ્રુપૂરથી મસ્તાન કૈં ડરતો નથી !
અન્તઃસ્થિતિ આળેખું શું ? રે ! હર્ફ પણ પડતો નથી !

મસ્તાન.

—૧૯૧—

# જિગર મસ્તાન ! કીસ્તી છોડ !

દિવાના ઇશ્કદરિયાની, " અજબ ફિલસુફી મસ્તીની "
મળી પ્યાલી પીધી છે : હા ! હઝમ કરવા " પરસ્તી"ની !
" મીઠા મર્ઝે રિબાવાનો, " કબૂલ મંજૂર છે " દાવો " !
બિરાદર–યાર પ્યારાનો, અજબ પયગામ એ આવ્યો !
વધાવૂં છૂં : ઉપાસૂં છૂં : સદા આંસુ વહાવૂં છૂં !
મુસાફિરી આકરી ધારી, મીંચી ચશ્મે ય ચાલૂં છૂં !
કદમ ભરવાની ગમ છે ના : મગર ભરવા ચહૂં છૂં હૂં !
અગમ છે ગમ, અને આ દિલ ! રડે બુલબુલ અહીં : એ શું ?
કહીં ડર દેખતૂં દિલ આ ? જિગર ચશ્મે ય જોઉં છૂં !
મુસાફિર વાધતો ના તો, હશે ગેબી ફરેબી શું ?
બધા યે રંગ–પાણીના મિલાવટ માલ પરખૂં ના !
કલાલોની ફરેબીમાં ભૂલીને ના ફસાતો યા !
" દિવાની અન્જુમન"માં અહિં ઘણા મળતા નતીજા હા !
ભલા સૌ દેખતા જાતા ! મગર ચશ્મે–જિગરથી ના !
દગાખોરી બધા કરતા : અગર ઝાલિમ બિરાદર તો !
ભલા ! એ ઇશ્ક બૂતો ? ના ! મગર, શયતાન છે એ તો !
ભર્યાં મક્કમ કદમ છે આ–દિવાના મસ્ત ફિદ્વીએ !
મુસાફિર છેક ના થાકયો : મગર છે એ અસર હજી યે !
નથી પિછાનતો પૂરો હજી દારૂ દિવાનો આ !
" શિરાઝી જામ પીવાને " છતાં તૈયાર થાવૂં કાં ?

અહીં છે લોક બેરંગી! સબબ ધરતો વફાદારી!
ગુલામી ઈશ્કની કરવા, ચહૂં "ગુલબો"ની હૂં "યારી"!

સનમ–દિલબર ચહૂં છૂં તો દિદારે ઈશ્ક છે ક્યહારે?
બતાવી દે! કહી દે! યા રૂહે ગુલ ચૂમશે ક્યહારે?

કહીં છે ગુલ? રડે બુલબુલ! પીડાતૂં ઈશ્ક–આજારે!
ગુલામી શહેનશાહીની નઝરબક્ષી થશે ક્યહારે?

મગર ગુલ ક્યહાં? અજબ ગુલ ક્યહાં? ચૂમે બુલબુલ ભરી ચશ્માં!
તલાશે ખાર પણ ના! ત્યહાં અજબ ગૌહર મળે એ ક્યહાં?

સનમ મહતાબ દિલબર છે! અગર હકદાર માશૂક છે!
મુનસિબ છેઃ અનલ–હક યા અનલ–મહબૂબ : રહમજાયે!

પીવૂં લાઝિમ વિના માશૂક? મુનાસિબ છે મ્હને એ ના!
મળી તાલિમ હકીકીની! ડૂબી–દિલ–ઇશ્ક–દરિયે જા!

યકિન–ઇતબાર ખુદ પર ના! મગર નામે સનમ! અલ્લાહ!
જિગર મસ્તાન! કીસ્તી છોડ! બિસમિલ્લાહ! ફના ફિલ્લાહ!

મસ્તાન

---

–૧૯૨–

# ચિ. ચમનની ગઝલ

ચમન! તુજ દિલચમન ખિલશે! સનમ! રહેમત ભરી દેજે!
ચમન! તુજ દિલચમન ખિલવી, ગુલો ચશ્મે ચૂમી લેજે!

ચમન! ઈશ્કે શરાબી પી: બિરાદર સર્વને પાજે!
ચમન! અક્કલ ગુમાવીને જિગરને ઝૂકતો થાજે!

ચમન! તુજ ઝિન્દગી જામે કદર ગુલની કરી લેજે!
ચમન! એ ગુલ તણી ખુશબો અજબ! દિલમાં ભરી દેજે!

ચમન! અન્જુમને જઈને હકીકી નૂર પૂર હૈયે!
ચમન! મસ્તાન મુન્શીથી અજબ ફિલ્સુફી એ ભરી લે!

ચમન ! ઇશ્કે બૂતો ચૂમી, બિરાદર ! ઇશ્કને ગાજે !
ચમન ! એ રાહમાં હરદમ ટપકતા જિગરે જાજે !

ચમન ! છે છેક ગભરૂ તું : મુસાફિરી આ મુબારક હો !
ચમન ! આંસુ તણી તાલિમ અવલ આખિર પરિચિત હો !

ચમન ! બન્દો બની આલમ તણી સેવા કબૂલી લે !
ચમન ! શીખે ફરેબી ના ! રૂહે કૌવત ટકાવી દે !

ચમન ! ચ્હાજે દુવાઓને ! દવાને મારજે લાતો !
ચમન ! તુજ ઉપરે ઉતરે : દુવાગીરની દુવાઓ જો !

ચમન ! દિલનો દુલો થાજે ! દયાલુ દોસ્તને ચ્હાજે !
ચમન ! ઔદાર્યના પાઠો જંહાંમાં શીખતો થાજે !

ચમન  આલમ વિષે સમ્પી સદા આનન્દમાં રહેજે !
ચમન ! જૂઠી જબાંઓથી સદા પરહેઝ તું થાજે !

ચમન ! તુજ ભાઇબ્હેનોને સદા સન્તોષ જો આપે !
ચમન ! તો રહમદિલથી એ સનમ અમીની નઝર નાંખે !

ચમન ! તુજ ઇશ્કી લંઝોથી ખરે ! મિજમાન બહુ રાજી !
ચમન ! હમદર્દીના ફકરા કરો મિજબાનીમાં જારી !

ચમન ! મ્હારો નથી: ત્હારો, ખુદા ! તું ખયૂરિયત ચ્હાજે !
ચમન ! માદર વગરનો છે ! બલાઓ દૂર તું કરજે !

ચમન ! આજે થયાં ત્હારે વરસ જો પાંચ પૂરાં યે !
ચમન ! આ સાલગીરીની ગઝલ–બેતો વધાવી લે !

ચમન ! શિખો શરાબોની ખુમારીમાં ગઝલ ગાવા !
ચમન ! ગમખ્વાર મિસ્કીન થા ! ચહે મસ્તાન આ બાવા

મસ્તાન.



—૧૯૩—

## પશ્ચાત્તાપ

ઓ સ્નેહપૂર્ણ પ્રભો ! હૃદયથી પ્રાર્થના ત્હારી કરૂં :
રે ! અશ્રુરેલ વહાવી નેત્રે, સ્નેહ ત્હારો હું સ્મરૂં !

છૂં છેક નાફરમાન ને નાપાક બન્દો તાહરો :
છૂં સ્નેહહીણો ને ગુન્હાનો છૂં ભરેલો રાંકડો !

ત્હારી કૃપા, ત્હારી દયા, ત્હારી અમીની તે નજર :
ત્હેનો કર્યો ઉપયોગ ખોટો, મ્હેં પ્રભો ! તૂં માફ કર !

ત્હેં જે કૃપા કરીને દીધું, તે તે ગુમાવ્યૂં મ્હેં બધૂં :
નાદાન મ્હેં ત્હારૂં દીધેલૂં, ધૂળમાં ભેળી દીધૂં !

નાદાનિયત, હેવાનિયત, શયૂતાનિયત મ્હારી બધી,
ઓ સ્નેહપૂર્ણ પ્રભો ! ક્ષમા કર, દીન યાચૂં ફરી ફરી !

ત્હેં જે પ્રવાહ મહીં મ્હને પ્રેર્યો સદા યે પ્રેમથી,
ત્હેં જે પરીક્ષણમાં મ્હને મૂક્યો કસાવા મોહથી–

તે તે પરીક્ષણમાં કદિ ઉત્તીર્ણ ના ના હું થયો :
કારણ અરે ! પણ સ્પષ્ટ છે : ઊંધો પ્રવાહ જ મ્હેં ગ્રહ્યો !

ઇન્સાફ ના માગી શકૂં : કરુણા જ ત્હારી હૂં ચહૂં :
કરુણા કરીને, હે પ્રભો ! જીવાડ ત્હારો દાસ તૂં !

સૌન્દર્ય ત્હેં બક્ષ્યૂં મ્હને, સૌન્દર્યની મૂર્તિ ખરી :
ને એ જ સૌન્દર્યે મહા સૌન્દર્યની ઝાંખી થતી !

છે સ્નેહનાં શાસ્ત્રો મહીં, છાપેલ મ્હોટા અક્ષરે :
" ઉપયોગ ત્હેનો એ જ કે, પૂજન અને પોષણ પ્રીતે !

" જો સ્નેહથી એ પૂજશો, જો પ્રેમથી એ પોષશો,
" તો સ્નેહનો સ્વામી સદા, સ્નેહી ત્હમે સન્તોષશો !

" એ નૂરના જ પ્રભાવથી, આન્તર ત્હમે ઊકેલશો :
" ત્ય્હાં–હૃદયરાજ્ય મહીં, ત્હમે દૈવી જ સૃષ્ટિ દેખશો !

" એ માનવી–સૃષ્ટિ નહીં ! એ દેવની સૃષ્ટિ ખરી :
" જ્ય્હાં દેવનો પણ દેવ સેવા સ્નેહની ચ્હાતો નકી !

"સૌન્દર્યની ઝાંખી કરી જો સ્નેહની સેવા કરે,
"તો સ્નેહસ્વર્ગ મહીં, અહો ! સ્નેહી જ દાખિલ થાય છે !"
હું ચશ્મહીન ભૂલ્યો, છતાં નાદાનિયત મ્હેં તો કરી:
ના સ્નેહનાં શાસ્ત્રો મ્હને ઉકલ્યાં જશે યે હૃદયથી !
તૂં માફ કર ! તૂં માફ કર ! દિલદાર ! ત્હારો દાસ છૂં:
ભૂલી જુનૂં, જીવી નવૂં, પાયે સદા પડનાર છૂં !
સેવા સદાયે સ્નેહની હાવાં, સુખિ ! કરનાર છૂં:
હૂં સ્નેહ પારાવારમાં મૃત્યુ સુખે ન્હાનાર છૂં !
હાવાં મ્હને અભિલાષ છે, સ્નેહે સદા જીવવા તણો:
આ બાહ્ય નેત્ર મીંચાવ, પ્રભુ ! અન્તરની આંખ્ય ઊઘાડ તું !
વ્યવહારની ખીલાફી ને બુદ્ધિ જ મ્હારી બાળ તું:
નિજપણુ હરી મ્હારૂં, પ્રભો ! દાસત્વ, દૈવી શિખાવ તૂં !
વૈવિધ્ય વાહિની વૃત્તિઓ જે, પ્રેર તે સહુ એકમાં:
ઓ સ્નેહસાગર ! શિખવ મુજને જીવવૂં તૂં સ્નેહમાં !

મણિભાઈ.

—૧૯૪—

## પિતા ! કીસ્તી ત્હને સોંપૂં !

સગાંઓ ! સ્નેહીઓ પ્યારાં ! અને શુભચિન્તકો વ્હાલાં !
સહુ મુજ હિત વાઞ્છો છો, મગર આ રાહ જુદા કાં ?
હઝારો લોભનોમાંથી વિમુખ રૂહેવૂં ન સ્હેલૂં છે:
જિગર છે છેક ગભરૂ આ ! ન સ્હમજે શ્રેય શેમાં છે ?
પડૂં છૂં પાયમાલીમાં ? ડૂબૂં છૂં દુઃખને દરિયે ?
અગર કૈં માર્ગ લાધે છે ? ન સ્હમઝાતૂં મ્હને કૈં યે !
હશે પગ પાપમાં પડતો, અરે ! રે ! પુણ્યને નામે ?
જિગરમાં ખાર ભોંકાશે, અગર એ ચૂમશે ગુલને ?
હશે આ માર્ગમાં ગેબી ફરેબી, કૈં છૂપેલી શૂં ?
અરે ! રે ! મોહની જાળો, હશે ત્યહાં પાથરેલી શું ?

જિગર આ કેમ ગભરાતું ? અગર ખાલી ડરે ? વ્હાલાં !
અગર જે ખાર ત્ય્હાં છૂપ્યા, ડરાવે ગુલને ચૂમતાં ?
હશે ગુલ વસ્તુમાં કે ના, ન ત્હેની છે પ્રતીતિ, હા !
અરે ! એ ખ્યાલમાં જળું છું, પ્રભો ! તું એક છે બેલી !

પિતા ! કીસ્તી ત્હને સોંપૂં : તરાવે કે ડૂબાવે તું :
ચહે તો ગમગીની દેજે, અગર શાન્તિ ભરી દેજે !
સદાનો બેવફા બન્દો, રહમથી તું ઉગારી લે !
પ્રભો ! કીસ્તી ગુલામોની, ડૂબાવી યા તરાવી દે !

મણિભાઈ.

—૧૯૫—

# ફરી ગાતૂં સુણૂં બુલબુલ !

અહા ! હમદર્દ ને ભોળૂં હતૂં ઘેલૂં પૂરૂં બુલબુલ !
નશે ચકચૂર ઉલ્ફતના રસીલૂં પ્રેમીલૂં બુલબુલ !
શરાબે ઈશ્કનાં જામો ભરી પાતૂં અને પીતૂં :
અહા ! શી મસ્ત હાલતમાં ખુમારી ઈશ્કની ગાતૂં !
“ શરાબે ઇશ્કમાં ડૂબી થવૂં મિટ્ટી શરાબીમાં :
“ ગુરૂરત છે ન જન્નતની : ખરૂં બેહિશ્ત મહોબ્બતમાં !
“ મહોબ્બતની બિમારી એ હયાતીની હયાતી છે : ”
રૂબાયત ઈશ્કની ગાતૂં હમારૂં પ્રેમીલૂં બુલબુલ !
સુરખ લાલી શરાબોની જિગર હમદર્દમાં ભરતૂં :
દિવાની અંજુમનમાં એ હતૂં ભર મસ્ત શૂં બુલબુલ !
મગર, હા ! દુશ્મનો ઝાલિમ ! સિતમ ગુઝારવા રાજી :
નશાના નામમાં પાતા હળાહળ ઝહરની પ્યાલી !
પીતાં પ્યાલી રડયૂં બુલબુલ ! ગયૂં દિલ કૂમળૂં ફૂટકી !
બન્યૂં લાચાર એ દિનથી, અરેરે ! ઓલિયૂં બુલબુલ !

ગળું બેસી ગયું ! મસ્તી ઉડી ગઈ ! હા ! બધી જૂની !
દિવાનાની દિવાનગીમાં શુરૂ થઈ હાનિયત બૂરી !

અહા ! એ રાત ને દિવસો !–નહીં ! સ્વર્ગીય જીવન એ !
ન આંખે આંસુ પણુ માતૂં જહીં એ યાદ આવે છે !

અરે ! ગુલઝાર જીવનનો સૂકાતાં વાર ના લાગી ! ?
જિગર ભડકે બળે છે આ ! શૂં આશા કાંઇ ના બાકી ?

મગર, હૂમા ઉડે સર પર ! જિગર ! ડર છે નહીં બિલકુલ !
પૂરે આશા ! અજાયબ સ્વરઃ ફરી ગાતૂં સુણૂં બુલબુલ !

મણિભાઇ.

—૧૯૬—

## પાનાભિક્ષા

આ ખ્વાબ–નશો મઝનો ઉતરી ગયો પરવરદિગાર !
હવે શરાબ જલ્દનો ભર જામ સાકી ! તું લગાર. આ.

આ દિલ ઝૂરે, ધ્રૂજે, પડે કંઈ કેફના ઉતારથી;
બેચેની વ્યાપી અંગમાં, જિગર જલે અંગારથી. આ.

જામેલ મસ્તી ઇશ્કથી, નામે હવે તેનું નથી;
આતશ ભભુકો હોલવાયો, ખાક પણ ચુપટી નથી. આ.

'જામે–અનલહક'નું હવે સાકી ! મને પાજે ભલા !
અદ્વૈતના નશા મહીં ખ્વાહિશ વસ્લ તણી અલ્લાહ ! આ.

ખુદાના ખૂનનો ફિદવી ખુશીથી જામ પી જાશે.
જિગરની જ્યોત આ જગતી શરાબી–સ્નેહથી થાશે. આ.

રસિક.

—૧૯૭—

# રોતી આંખ.

કરાને આંખ રાતી આ અહીં હું આજ બેઠો છું !
અરે ! હું આજ રોતો છું ! કહોને કોણ લ્હોતું છે ?
જગત છે કે અરે ! દરિયો ? અહીં હું એકલો છું હા !
ઘડી ઘડી યાદ આવે છે, જિગરમાં કૈં હલાવે છે !
ઘટાડીને ઘણી પર્વા, ઊંચી ખ્હાંયો ચઢાવી છે !
અને છે આયનો સ્હામે, કહોને કોણ જુવે છે ?
પળે પળ ડોકીઆં કરતો, ફરી ફરી આજ રોતો છું !
છતાં ના કોઇએ જો તું ! અરેરે ! બેરહમ દુનિયા !
જુવે કે ના રૂવે દુનિયા, ન પર્વા રાખતો હું છું !
મળી છે આંખ રોવાને : અને આલમ જલાવાને !
છતાં ના પૂર વ્હેતું હા ! ઘડી ઘડી ચૂપ થાઉં છું !
ફરી ફરી આમ જોઉં છું ! અને રોતા સહુ જોઉં !
ઊપર બેઠા સહુ મ્હોટા, અરેરે ! તે ય રોતા છે !
પરન્તુ આજ બોલે ના, ઉપરથી જોઈ રે'તા એ !
ઉપાડયો પેર ધીમેથી, હજી ગોઠયો રહે કે ના ?
હજી રાહ જોઉં છું થોડી, ફરી બીજો ઉઠાવાને !
પછી હું જોઉં છું ઉભો, મ્હને દુનિયાં–કરે શું ? શું ?
અરે આ નામની દુનિયા, બિચારાંને સતાવે છે !
બિચારી આંખડી રાતી સદા રહેતી હવે તાજી,
રડીને તીક્ષ્ણ તે આજે નવા નૂરે ભરૂં પાણી !
અહોહો ! આંખ દાબી આ, બહુ ભીની અરે ભીની !
રહે તું રોજ એની એ, સનમ યાદી તુંમાં કૈંઈ !

દિલચમન.



—૧૯૮—

## બેદરકાર

રખે ! દરકાર દુનિયાની કદી કરતો;
અરે ! એ બેવકુફીમાં રખે ! પડતો;
વસે અક્કલ તણા દુશ્મન બધા યે જ્યાં
ગણે દાના દિવાના એક સરખા ત્યાં.

જગત રાજી, ન રાજી હોય ત્હારે શું ?
કદર બુજે, ન બુજે ત્હોય, ત્હારે શું ?
ગધા પચ્ચીસી, કહીને કો હસી કહાડે;
તૂં યે હસજે, ફરંતી છાંયડી આવે.

હશે આલમ મહીં એહસાન કોઇનો ?—
અદા કરવી ફરજ જે ધર્મ સમ માનો;
સગાં વ્હાલાં અને વળી પ્રેમની પુતળી—
પરસ્ત્રી ખુદ ગરજ કાજે કરે ત્હારી.

જવા દેને, જવા દે સૌ લઘુતા એ;
ખુદા ખાલેકની પરવા કશી ત્હારે ? !
ખલક ખુદ ખેલને કાજે કર્યું પેદા,
હસે ગુરબા અને કઈ ભૂખ જો મરતા.

ખુશામદ ખુદ ખુદાને એ મીઠી લાગે,
કરે ના બન્દગી, દોઝક મહીં નાંખે;
અરે ! હાફિઝ અગદ ગફ્ફાર એ શાનો ?
ભલે કાદિર, નહિ આદિલ કહેવાનો.

ઉડી એ ફિલસુફી સાથે મગજ ડો'ળે;
વલોવ્યે વારિ માખણ શું તરી આવે ?
ન સમજે જે, ન સમજાયે—તજી દેને;
તુંમાં સર્વે, સઊમાં તું, મચી રૂહેને.

અમીરી કે ફકીરી હોય, ત્હારે શું ?
ખફા દિલદાર કે કુરબાન, ત્હારે શું ?
ખુદા હોયે, ન હોયે ત્હોય, ત્હારે શું ?
નિજાનન્દે સદા મસ્તાન રહેજે તું.

કરીમ મહમદ.

—૧૯૯—

## વિધાતાને

ઉડંતો આજ સુધી જે
ગરૂડ—આશા તણી પાંખે
અને જે કલ્પના પ્રેર્યો,
વિચરતો સર્વ બ્રહ્માંડે;

ફરંતો બેફિકર સઘળે
કરંતો સાહ્યબી કાલે,
ગુમાવી આજ તે બેઠો,
મટી સાહેબ થયો બંદો !

અહા ! જે કીર્તિનાં મોજાં
ઉછળતાં કલ્પના દરિયે,
વિરામ્યાં સઉ ઘડી ભરમાં—
વિધાતા ! આમ શીદ કીધું ? !

કરીમ મહમદ.

—૨૦૦—

## બેફયા દિલબરને

ચડયું બ્રહ્માંડ ચકડોળે : જિગરમાં આગ વરસે છે !
સિતમગર કાળજાં ફોલે : જિગરમાં આગ વરસે છે !

ભલે લૂટો, ભલે ફૂટો, રિહાઇને કરી નાબૂદ,
કરો દર ઝુલ્મ રેલાવો : જિગરમાં આગ વરસે છે !

કસમ છે રહેમ ના લાવો : મરેલાને ભલે મારો :
હમારે મોજ મરવામાં : જિગરમાં આગ વરસે છે !

નથી એ ઝિન્દગી સાચી, નથી જે ઝિન્દગી મીઠી :
જીવે તે સૌ મુવા જેવા : જિગરમાં આગ વરસે છે !

નથી કંઈ ફિક્ર મરવાની : નથી મરવું કહો કોને ?
ભલું મરવું સદા માટે : જિગરમાં આગ વરસે છે !

જીવીને આફતો વેઠી : હઝારો લ્યાનતો લીધી !
કરી છે એ કમાઇ કે, જિગરમાં આગ સળગે છે !

બનો ઝાલિમ : બનો કાતિલ : ઝહર સિંચો રગેરગમાં !
મરો મારો બધી આલમ : જિગરમાં આગ વરસે છે !

દગાબાજી કરી આજે, બનો રાજી ભલે પાજી !
કયામત લાવશે કાજી : જિગરમાં આગ વરસે છે !

કયામતના દિવસ માટે કરો કે ના કરો પરવા :
હમારો ખ્યાલ એક જ છે : જિગરમાં આગ વરસે છે !

જગત્ ઈન્સાફનો તખ્તો કસોટી છેવટે કરશે :
હમે એ રાહ પર બેઠા : જિગરમાં આગ વરસે છે !

ભલાઇ કે બુરાઈનો, નથી કંઇ ખ્યાલ આજે તો :
દિવસ એ આવતાં જોશો : જિગરમાં આગ વરસે છે !

જલાવી તનબદન સોલા વહેશે પાર દુનિયાને,
મિલાવી ખાક સારીથી, જિગરમાં આગ વરસે છે !

સદાના ખાક તોયે આ ખુદાના પાક બંદા છે :
કદિ અંધા નહીં જોશે : જિગરમાં આગ વરસે છે !

લગાવો ઝેરની ફુંકો : જગાવો આગના સોલા :
પછી પોકારજો આખર : 'જિગરમાં આગ વરસે છે' !

વસન્ત.



-૨૦૧-

## સનમની શોધ

અમે અલમસ્ત આનંદા ! સનમને શોધતા ફરીએ;
સ્વછંદે મા'લીએ જ્યાં ત્યાં ! ડરાવ્યા ના કદી ડરીએ.

મદિરા ઈશ્કને રંગે બની રાગી થશું રાજી;
અમારા જાનમાલોની ! થતી છો આથી હર્રાજી !

પડી ના પ્રાણ કે પરની ! અણુ પરવા સનમ પાખી;
ભલેને ઝખ મારે છે ! પુંઠે દુનિયા અરે આખી.

અમીરો શા અમીનો કે ! ભલે હો મહાત્મા મોટા;
ભલે કવિ કોવિદો સજ્જન ! અમારે મન બધા ખોટા.

પરમહંસ-બાલયોગિ કે-ભલે મુલ્લાં ભલે કાજી;
મહદ્ જ્ઞાની ગણાતા તે અમારે મન મુળા ભાજી.

સનમના માર્ગમાં કાંટા ભલે બોતી બધી આલમ;
ઉલ્લંઘી આફતો અમને જવાની જુક્તિયો માલમ.

ક્ષણુ અપવાદ આલમનો સનમ સંગે અચ્યુતાનંદ;
ક્રુથિર લોભે કનક ત્યાગી ! તજીશું ના સનમ સંબંધ.

સનમના સુત્રથી બાંધ્યા ! અમારા પ્રાણતંતુઓ;
અનુરક્તે લખેલું છે ! ઉકેલી જો જિગર જોશો.

તપાસી મૂળ તત્વોને ! ઇશકના રાહે ઉતરજો;
અમારા વાદે વા'નારા ! વગર સમજ્યે રડી રેશો.

કાસરવાલા.



—૨૦૨—

# મગરૂર માશૂકને

હમોને નેહ જે લાગ્યો ભુલાશે કેમ તે કાતિલ ?
જડયું જે પ્રેમનું બંધન છુટાશે કેમ તે કાતિલ ?

હમે નિજ પ્રેમીને માટે હમારી જાન પણ દેશું,
કર્યો એ કસ્દ દિલ માંહે મુકાશે કેમ તે કાતિલ ?

હમે શયદા થયા જેના સદા એ નામને જપતા,
લખાયું નામ જે દિલ પર ભુસાશે કેમ તે કાતિલ ?

હમારી હુસ્નની રાખી જુદાઈ ખુદ કરી પેદા,
કર્યો જે ઝખ્મ દિલ પર છે, રૂઝાશે કેમ તે કાતિલ ?

નહીં વળશે તમારૂં કંઇ કદી લાખો યતન કરશો,
વચન દઈ યારને મિથ્યા કરાશે કેમ તે કાતિલ ?

ભલે મારો ભલે કાપો કરો આ જિસ્મના ટુકડા,
અપાયું દિલ જે બીજાને અપાશે કેમ તે કાતિલ ?

નહીં ફરશે નહીં ફરશે હમારૂં દિલ નહીં ફરશે,
પડેલાં પાણીથી ઉંચે ચઢાશે કેમ તે કાતિલ ?

નહીં જો બોલવા દેશો ન બોલીશું હમે કોદી,
સળગતી આગ જે દિલમાં બુઝાશે કેમ તે કાતિલ ?

નહીં મારો મરેલાને, ખુદાની બ્હીક કંઇ રાખો,
હવે આ ઝખમી આશકથી ઉઠાશે કેમ તે કાતિલ ?

મધુર.

—૨૦૩—

# તરૂણા તરલાનું પ્રેમગાન

આ પ્રેમ એવી વસ્તુ છે જે સ્વાર્થને નથી માનતી;
લજ્જા તથા જનમાનને પણ તે કદા ન પિછાનતી.
જો જો પતંગ બળી મરે દીપક પરે નિઃસ્વાર્થ તે;
ને પ્રાણ અર્પે છે ચકોરો ચન્દ્ર પર નહિ સ્વાર્થ તે.
હે પ્રાણવલ્લભ! પ્રેમદા આ પ્રેમની છે ભોગિની;
તે ઇચ્છતી ના વૈભવોને પ્રેમની છે યોગિની.
મમ નેત્ર આ આતુર રહે છે તવ વદનના દર્શને;
ને ઇચ્છતું આ હૃદય નિશદિન તવ તનૂના સ્પર્શને.
સૌભાગ્યહેતો ! જીવના આધાર ! સત્વર આવને;
તું સ્નેહજલ સિંચન કરી આ વિરહવહ્નિ શમાવાને.

નારાયણ વિસનજી ઠક્કુર



—૨૦૪—

# આદમી

શક્તિ પોતાની ઘણે વરસે પિછાને આદમી,
થાય મસ્ત વડાઇમાં મિથ્યાભિમાને આદમી.
સેંકડોમાંથી દિસે સૌજન્ય સાચું કોઇમાં,
ના મળે એવા વખારે કે દુકાને આદમી.
કોઇ આળસ મોજમાં પડિ વ્યર્થ જીવતરને ખુવે,
ઉંચે કર્મે કોઇ પહોંચે ઉચ્ચ સ્થાને આદમી.
પારખું ન પડે પૂરૂં મળતાં વહે જો જીંદગી,
કામ પડતાં સધ આદમીને પિછાને આદમી.
છે ન એકે વસ્તુની સ્થિરતા હમેશ લગી અહીં,
પામી ધન અધિકાર ફોક ફૂલે ગુમાને આદમી.

વિશ્વ દુઃખ દરિયા વિકટ તોફાનિમાં ડૂબતો બચે,
સ્થાન પામે સ્વર્ગમાં પ્રભુપ્રેમપાને આદમી.
ભક્તિ કરવા જાય ભાવે ભક્તિસ્થાને આદમી,
દુષ્ટ ત્યાંથી તેમના ચોરે ઉપાને આદમી.
ના ઘટે ઐશ્વર્ય પ્રભુનું કે વધે રતી એક પણ,
સ્વાર્થ પોતાનોજ સાધે ધર્મધ્યાને આદમી.
શક્તિઓ બળવાન વિજળી આદીને તાબે કરી,
ઉન્નતિ પ્રતિદિન પામે બુદ્ધિ જ્ઞાને આદમી.
જીવ ભોક્તા કર્મનો પણ દેહ માટીમાં મળે,
ના દીઠો સ્વર્ગે જતો ચઢિને વિમાને આદમી.
બોલતાં પહેલાં વિચારી વચન સત્ય વદો સદા,
તીર છૂટે કે ન ખેચી શકે કમાને આદમી.

નનામીયાં રસુલમીયાં.



—૨૦૫—

## નિર્દોષ બાળ

અરે ઓ ! બાળ બાળુડા ! બહિર્ ને અન્તરે રૂડા !
ફરે તું ગેલ કરતો રે ! ઉરે આનન્દ ધરતો રે !
સ્વ—પરનો ભેદ નહીં તારે ! કંઇ નહીં જોઇએ તારે !
ગમે ત્યાં જઈ ગમે ત્યાં રહે ! નથી કૈં ભાન છું ક્યાં રે !
વડીલો જે સ્થળો નિન્દે જઇ તું ત્યાંય પણ બેસે !
વડીલો જે સ્થળો વન્દે કહિ તું ત્યાં નહીં બેસે !
પરન્તુ લ્હેર આવી જ્યાં તને, જઈ બેસશે તું ત્યાં;
અહા ! નિર્દોષ શી ચેષ્ટા ? ખરે નિર્ગુણ માનું હા !
કદી જઈ શત્રુને હાથે, ચડી બેસે વિના શંકે;
કદી જઈ મિત્રને માથે નહીં બેસે વિના શંકે !
કશો દુર્ગુણ કે શંકા નહીં લાવી ફરે વાંકા !
રમે ત્યાં જઇ રમાડે જ્યાં, હસે ખેલે ફરે જ્યાં ત્યાં !

રમાડે કોઇ સાચેથી, રમાડે કોઇ હમ્મેશથી,
રમાડે કોઈ વૈરેથી, પરન્તુ સર્વ સમ રીતિ !
નહીં લાવે કશું હૃદયે, અરે નહીં કાંઈ એ જાણે !
હયે કંઈ જાણવાનું એ, કશી શંકા નહીં ઉરે !
હસે જે ભાવથી માતા અને પિતા તણી પાસે,
હસે તેવા જ ભાવેથી ખરેખર શત્રુની સાથે !
ખરેખર ખેલ છે ન્યારો ! જગત્ જંજાળથી તારો,—
જગત્નો જેહ અભ્યાસી,—થવાનો તેહ જગવાસી.
પરન્તુ બાલવયવાસી ! ખરે છે જગ્ત સંન્યાસી !
કથું શું તાતની તારા અને મારા તણી ખૂબી.
થવાનો જેહ જગવાસી, ખરે તે આજ સંન્યાસી !
અરે ઓ બાળ બાળુડા ! બહિર્ ને અન્તરે રૂડા !
તું શું એ કાંઈ જાણે છે ? જગત્ને કંઈ પિછાણે છે ?
જગત્ તુંને પિછાણે છે, જગત્ને તું શું જાણે છે ?
તું જાણે છે ? "હું કયાં જઉં છું—અને હું કયાં જવાનો છું ?"
નથી તું જાણતો ભાઇ ! નથી કંઇ ભાન રહેવાનું !
ખરેખર એહની અથવા, નથી કંઇ તાહરે પરવા !
અહા સ્વાતન્ત્ર્ય શું દેખું ? સુખી સંસારમાં લેખું !
દશા તારી વિચારી આ, કરૂં ઈર્ષ્યા હું તારી હા !
હુઉં જો બાળ તું જેવો ફરૂં આનન્દથી કેવો ?
હઇશ હું બાળ તું જેવો હઇશ આનન્દમય કેવો ?
થયો આજે સુખી દુઃખી ! થયો આજે ધની ભૂખી !
થયો આજે વડો નાનો ! થયો આજે સમજવાળો !
પડી જગનાં પ્રપંચોમાં, શુભાશુભ કાર્યતન્ત્રોમાં :
થયો છું હું સુખી દુઃખી, થયો છું હું ધની ભૂખી :
અરે ઓ બાળ બાળુડા ! દયાના પાત્ર ઓ રૂડા !
ગુરૂવયમાં તું આવીને, થઇશ કેવો મને કહેને ?
થઇશ કે બાળ ! હું જેવો ? રહીશ કે બાળ તું જેવો ?

દેવચન્દ રામજી.

—૨૦૬—

# પ્રભુની ઓળખાણ

પ્રભુનું નામ જો લે છે પ્રભુ તે શું? શિખી લેજે;
વૃથા નહિં કાળને ખોજે, પ્રભુને ઓળખી લેજે.

પ્રભુનું રૂપ આવું છે, પ્રભુનું મુખ આવું છે;
પરિમીત એહને કરતાં ભલો થઇ દુર તું રહેજે.

પ્રભુએ આ કર્યું છે ને પ્રભુએ આ કર્યું છે ના,
હજારો હાથવાળાની એવી હદ બાંધતાં ડરજે.

પ્રભુનો ના પ્રભુ તું થા ! પ્રભુના શર્ણમાં રહી જાઃ
નકારે ના પ્રભુ તું ગા કરી બસ એટલું લેજે.

પ્રભુ શું? ને પ્રભુ શું ના? કહી તું ના શકે કો દી;
ગનીમત જે મળ્યું માની સદા સંતોષમાં રહેજે.

પ્રભુ છે ક્રાઇસ્ટ, ને મહમદ, પ્રભુ છે બુદ્ધ, ને જરથુસ્ત;
પ્રભુ છે પીર પયગમ્બર સદા એવું ગ્રહી લેજે.

પ્રભુ છે રામ ને રહીમાન, પ્રભુ છે કૃષ્ણ—પરશુરામઃ
પ્રભુ છે જીનને અરિહંત સહુને એ કહી દેજે !

જગતમાં નામ છે જે જે પ્રભુનાં છે બધાં તે તે !
પ્રભુના નામની માળા પૂરી એ રીતથી કરજે.

પ્રભુ છે સર્વમાં સરખો, પ્રભુ છે સર્વને સરખોઃ
પછી તું આ પ્રભુ આ ના કદી એવું નહીં કહેજે.

પ્રભુ છે શબ્દ ને શક્તિ, પ્રભુ છે કાવ્યનો આત્માઃ
બનીને કાવ્યથી તન્મય પ્રભુને ત્યાં કળી લેજે.

પ્રભુ છે ભક્તની ભક્તિ, પ્રભુ છે જ્ઞાનની શક્તિ,
પ્રભુ છે કર્મ કરનારો વિચારી એ બધું લેજે.

પ્રભુ છે યજ્ઞ રૂપે, ને પ્રભુ છે દ્રવ્ય આહુતીઃ
બની આ જગતમાં એવો પ્રતીતિ તું કરી લેજે.

પ્રભુ છે દીનનો બેલી, કરે છે વ્હાર એ વહેલી;
બળીને એ ભલાઈમાં પ્રભુને પારખી લેજે.

પ્રભુ છે વિશ્વની હસ્તિ, પ્રભુ છે પ્રેમની મસ્તી;
ઉદાસીની ઉદાસીમાં પ્રભુને પારખી લેજે—
પ્રભુ છે સોળીચું બુલબુલ: પ્રભુ છે ગુલ હજારી ગુલ !
પ્રભુ છે ઈશ્કની મેનાં કરી 'યાહોમ' ત્યાં જોજે
અધમને તારનારો એ ગરીબો પાળનારો એ:
અપંગ ઉગારનારો એ પ્રભુ ત્યાં, જોઈ તું લેજે;
પડે જ્યાં આંખથી આંસુ, દ્રવે જ્યાં ઉર છલકાતું,
પ્રભુના તખ્તની ત્યાં, ત્યાં નિશાની જોઈ તું લેજે;
મીલાવે હસ્ત જ્યાં મિત્રો, મીલાવે ઉર જ્યાં આશક,
હ્રદયના તાર જ્યાં કંપે પ્રભુને ત્યાં નિહાળી લે.
પ્રભુ વિદુરને કુળીચે, પ્રભુ, સબરીની ઝુંપડીચે:
સ્થળો એવાં નિહાળીને, પ્રભુને મેળવી લેજે.
પ્રભુ ડાહ્યાં તણો છેલ્લો, પ્રભુ ઘેલાં તણો પહેલો;
બની ઘેલો, થઇ વહેલો, મજા તું જોઈ ત્યાં લેજે.
વિભૂની આ વિભૂતીને, ન ઇતિ, એટલું કહેજે:
પ્રભુના અંશમાં આખા જગતને જોઈ તું લેજે.

સંચિત



—૨૦૭—

## મ્હારા વ્હાલા ભાઇ !

કહું કોને હ્રદયની આ ? હ્રદયની તે હ્રદય જાણે,
દિવાના દર્દીનું દિલદર્દ દિવાનો દર્દી પિછાને.
અગન જો ઈશ્કની જાગી બુઝાવે કોણ આશકની ?
ન જે સમજે શું તે કરશે ? મુંઝામણ આવી અંતરની !
ચમન કે બેચમનમાં હું બીજાને શું ? જહાંને શું ?
સહન કર કે નહીં કર તું, પડી પીડા બીજાને શું ?

કરી મ્હોબત કરી સોબત ! 'કરી' 'ન કરી' નહિ થાશે !
પડયો ઘા પ્રેમનો કારી ! હવે તે કેમ રૂઝાશે ? !
તને ભાઈ ! શું આ સુઝયું ? કરી કેવી દગલબાજી !
ઠગાયો હું ! ફસાયો હું ! નહિ સમજયો બિના સાચી.
લીધી અવસાન ભરનિદ્રા ભુલી તોફાની દુનિયા આ,
ફરી બંધુ નહીં જાગ્યો ! વિસાર્યો સ્નેહી ભ્રાતા આ !
થયો ગુલતાન સ્વપ્ને કે ગયો શું દિવ્ય દુનિયામાં ?
લુભાયો સ્વર્ગસુખમાં કે ડુબ્યો શું બ્રહ્મદરિય ..
અરે દિલબર ! બિરાદર હે ! સહોદર હે ! મુસાફર હે !
મુસાફરીનીજ સોબતની મહોબત સૌ રહી હૃદયે.
મુસાફરી મેં કીધી સાથે ! પડયો તું તો હવે છુટો !
ફરી મળશું હવે કયારે ? પડયો લઘુભાઇ વિખુટો !
રમ્યા સાથે ! જમ્યા સાથે ! ફર્યા સાથે ! રહ્યા સાથે !
હવે તુજ સાથ કયાં શોધું ? વિધિનો ઘા પડયો માથે ?
પડયો પટ પ્રેમનો હૃદયે હૃદય રસમય બનેલું છે !
મળી પરમાણુએ હૃદયે સ્વરૂપ તારૂં ઘડેલું છે !
હૃદયમાં તારી તે મૂર્તિ મુસાફરી યાદ લાવે છે !
હૃદય ધડકે નિરાશાથી ! નયન બે આંસુ નાંખે છે !
'થયું' 'ન થયું' નહીં થાશે, ધિરજ ધરને અરે મન તું !
અહા તે દિવ્ય મૂર્તિને સ્મરી ધર ધ્યાન અંતર તું !
અદા કરને ફરજ તારી વફાદારીથી ભ્રાતાની !
સનમ કરશે રહમ તુજ પર પછી દરકાર છે શાની ! ?

મહાસુખ.



—૨૦૮—

## શા વાસ્તે ?

અય દિવાના દિલ ! તને પેદા કર્યું શા વાસ્તે !
લાખો ગમ આફત છતાં મસ્તાન રહે શા વાસ્તે ?
સનમની જુદાઇમાં બળતું રહે દિન રાત તું,
બળવા મહીં મીઠી મઝા માને પતંગ શા વાસ્તે ?
ગુલબદન ગુલઝારમાં ફરતી નઝર પડતી નથી,
બુલબુલ બનીને બાગમાં શોરો કરે શા વાસ્તે ?
તું બેકદરની જાળમાં નાહક તફડતું રહે સદા,
એ બેવફાનું તખ્ત સુંદર રહે બની શા વાસ્તે ?
તુજ ઈશ્કની લઝ્ઝત ચાખવા બેખબર સરફરાતું,
જિગરને ભૂંજી ભલા ધરતો રહે શા વાસ્તે ?

અન્તર્-ધ્વનિ.

—૨૦૯—

## ફેરવની !

દિવાના હાલ પર ત્હારી નઝર તો કાંઈ ફેરવની !
ખફા જો હોય ગરદન પર ભલા તરવાર ફેરવની !
સનમ ! ત્હારા પૂજારીને હવે તો ઓળખી લઇને,
ઘડી કમબખ્તને દર્શન દઇ તકદીર ફેરવની !
ખતા તો થાય છે સૌની, ભલા શો રોષ મુજ સાથે ?
રહમ કર દિલ ગરીબોને દઇ નહિ ચાર ફેરવની !
કરી કબ્જે દિવાનું દિલ રવડતા હાલ ના કર તું,
કંઇ આ નાવ જિન્દગીનું તુફાનોમાંથી ફેરવની
નહીં તો ફુલ લઈને તું કબર પર આવજે મ્હારી,
ગરીબની ગોર પર મીઠી નઝર પળવાર ફેરવની !

અન્તર્-ધ્વનિ.

–૨૧૦–

## ખુદાઇ ખ્વાબ

ખુદાઇ ખ્વાબમાં આજે અજબ કૈં નૂર છે જોયું;
સનાતન કાલના ચક્રે સનાતન તેજ છે જોયું.

નીચે એ ચક્રના નૂરે કલાકો, દિવસો, વર્ષો,
ધકેલાતા તણાતા કૈં વહ્યા સૌ જાય એ જોયું.

અજબ એ ચક્રના નૂરે પડે વર્ષો તણી ઝાંખી,
પડી દુનિયા લઇ સાકળ મહિં એ આજ છે જોયું.

ખુદાઇ નૂરની જાદુઇ બલિહારી જ એ જોયું.
જિગર ઉમેદ બર આવે ખુદાને એ પૂછી જોયું.

સ્નેહજ્યોતિ.

–૨૧૧–

## ફોકટ ફાંફાં

કીધી કોશીશ બહુ આશા જિગરની પૂરવા માટે,
અરે કોશીશ ! એ ફાંફાં ! અરે ફાંફાં ! ! અહા ફાંફાં ! ! !

અરે એ વ્યર્થ આશાએ જિગરને ખૂબ સંતાપ્યું,
અરે અફસોસ ! પસ્તાવો ! અરેરે હાય ! એ ફાંફાં !

હવે એ બાચકા મૂકી જિગરને જંગલે ફેંકી
ફિકર વિણ મસ્ત ફરવું ને પછી સૌ મૂકવાં ફાંફાં.

અરે શું એ નજીવી એક આશા પૂરવા માટે
મફતની મ્હેરબાની માગવી માલેકની ? ફાંફાં ! !

હવે શું ધારવી કફની ? અરે કફની ? નહિ કફની.
નહિ કફની; નહિ જામો : સહુ એ ફંદ ને ફાંફાં,

વિધિના રંગ પીવા છાંટવા દેહે પછી ફરવું;
વિધિના ખેલ જોવા ને ભજવવા : મૂકવાં ફાંફાં.

નહોતું ધાર્યું એવું 'થશું રાજા' 'થશું બાવા'
થયા જે તે થયા : રહેવું સદા એ એ મૂકી ફાંફાં.

સ્નેહજ્યોતિ.

## -૨૧૨-

# બંદો એકલો

હું તો મુસાફિર ખલ્કમાં ખોવાયલો ને એકલો;
આ સૌ મુસાફિર કાફલામાં હું મુસાફિર એકલો.
સારી જહાંમાં છે જગાવી ઈશ્કની જાદુગિરી,
જાદુ સનમના પાયનો હું પૂજનારો એકલો.
આલમ રમે છે મોજમાં જામા ઝબોળી રંગમાં,
એ રંગને ઉડાવનારો હું ફકિર છું એકલો.
આસ્માનને બોસા ભરી મ્હાડો કરે વાતો છૂપી,
એ વાતને છૂપાવનારો જાણુભેદુ એકલો.
વ્હેતી નદી આ દોડતી દરિયાવને ભેટી પડે,
એ ભેટવાનો હું અભેદાનંદ મ્હાણું એકલો.
સાગર સૂતો પણ ઘૂઘવે, મોજાં ઉછાળે આભમાં,
એના ઉંડાણે હું ડુબીને ડહોળનારો એકલો.
આ જંગલોમાં રેડતી શોભા રૂતુઓ સામટી,
એ જંગલે આળોટનારો કૂદનારો એકલો.
આકાશ ઉંચે એકલું ભેદો ભણે બ્રહ્માંડના,
હું વિશ્વના ભેદો બધા બ્રહ્મે ઉતારૂં એકલો.
તારા લપાતા ને છૂપાતા કે હસે મ્હારી સ્થિતિ,
ૂડા જગત્‌ના હાસ્યમાં હું રીઝનારો એકલો.
કો શુક્રતારા એકલી રસબોળ થઇ ઝૂકી રહે,
પૂજા પ્રસાદી પામવા સેવક ઉભો છે એકલો.
આ શાન્ત સાધુતા ભરી ચંદા વિજોગણુ એકલી,
હું બ્હેનનો બન્ધુ વિયોગી બ્હેન સંગે એકલો.
આ રાત્રિની છાયા રડે અંધાર ઉંડીને સ્મરી,
હું આવતા જાતા તિમિરને ભેદનારો એકલો.
સૂનું જગત્–સૂનું બધું જોતાં સૂની આંખો બને,
હું આંખનાં પૂરો રડી રેલાવનારો એકલો.
સારી જહાંના નૂરની કુદરત મંહીં હું એકલો,
આફતાબના એ નૂરમાં બંદો ખુદાનો એકલો.

સ્નેહજ્યોતિ.

-૨૧૩-

# સલામે ફકીર

---

થાવું જે હતું તે થઈ ચૂક્યું
કદી વાત એ કરશો નહીં !
ધાર્યું તે અધાર્યું થઇ ગયું
હવે કૈં ફિકર ધરશો નહીં.

ક્‌હેશો બાલબુદ્ધિ છે હજી;
ક્‌હેશો કે જુવાની ગઈ ચલી;
આવી કે જઇફી જલ્દીથી
પણ વખત એ ગણશો નહીં.

તમ સર્વની સાથે રહી;
જાદુ ઢાંગના ખેલ્યા શીખી
અંધારને વેઠી સહી
પણ મુજ સનમ રીઝી નહીં.

મ્હારે સનમના ખોફમાં
ચાલ્યાં જવું છે શોકમાં;
મસ્તી મચાવી જોશમાં
લેતાં લ્હાણુ મીઠા લોહીની.

મ્હારી ફકીરી છે લૂખી,
મ્હારી સાધના ફિકરી બધી,
મ્હારી સિદ્ધિમાં તૃપ્તિ નથી
ત્હમને એ રુચતું કદી.

ના જુલ્મને ધર્મે મ્હડો;
નહિ સ્નેહને પાપી કરો;
ત્યમ શાસ્ત્રને નહિ પાથરો
મ્હારા ધર્મને એ ગમતું નથી.

આરામ વિણુ વિશ્રામના
આ દિન હવે આરામના
ત્હમને ન કૈં એ કામના
ખાલી રોઇને ગાળો નહીં.

આવું હસ્યો ના કોઈ દી;
આવું રડયો યે ના કદી;
રોતાં હસી લ્હાણા લીધી
એવી ગમી કૈં દિલગીરી.

મુજ આ મીઠી મુસાફરી;
મેદાન ને જંગલ તણી;
ઉન્હી ધૂળના વંટોળની
ત્હમને વિભૂતિ આપવી.

પોચાઈનાં સૌ માળખાં,
ખાલી ત્હમે રોતાં બધાં;
સૌ સ્વાર્થને નીચોવતાં
સાચી સજા પામો નહીં.

મ્હારા ધર્મની ઉડે ધ્વજા;
જાવા ત્ય્હાં મ્હને આપો રજા;
લૂંટાવતાં લૂંટો મજા
સમજી ફિતુર કરશો નહીં.

મ્હારી દયા ખાશો નહીં;
હૈયાં ઠગી રોશો નહીં;
આલમ બધીને આજથી
છેલ્લી સલામો થઈ ચૂકી.

સ્નેહજ્યોતિ.

-૨૧૪-

## સનમને સવાલ

જગત દિવ્યની રેખ ફુલ પાંદડી
પરાગો સૂંઘેને સૂંઘાડે સનમ !
રચે દેવ બાધા; રચી દેવતા
રચાવી રમાડી ઉછેરી સનમ !
મનુદેવ બ્રહ્મ, ગુંથી સાંકળી
ક્રમે પ્રાણ સૌના ચ્હડે ત્ય્હાં સનમ !
અગમપૂતળી સ્વર્ગથી ઉતરી
પધારો પૂછું ભેદ કાંઇ સનમ !
સમીપે છતાં કાં વસો દૂર ને
ધરો અન્તરે રોષ? સ્નેહી સનમ !
મહા મન્દિરોમાં ઉકેલી રુચા
ત્યહાં યજ્ઞવેદી જગાવું ? સનમ !
કરી પૂતળી લાડિલી છોટીશી;
રમી ઘેલકી ને રમાડું ? સનમ ?
લીલાં ખેતરોની ભમી કુંજમાં
મધુપાક ત્હેના જમાડું ? સનમ !
અનેરા હૃદયભાવના કુંજની
ગમે તો સુગન્ધિ સૂંઘાડું ? સનમ !
પ્રકાશી, વિરાજી, પ્રભા વિસ્તરી
કહો સ્વર્ગને અહિં ઉતારૂં ? સનમ !
જગત અંધમાંથી જવું છે દૂરે ?
કહો તો જગતને ઉપાડું ? સનમ !
વિષમતા તણા વૈભવો જો ખૂંચે
સકલ વિશ્વને પાય ચાંપૂં ? સનમ !
હૃદય મૂક શું આમ ત્હારૂં જૂવે ?
સમાધિસ્થ યોગી વિભૂતિ : સનમ !

સૂતી રાહ જોતી શિલા શાપમાં ?
કહો પાદ સ્પર્શી ઉઠાડું ? સનમ !
મહા પહાડ ખોદે ફરહાદ નિરાશ
કહો તો હુકમ એ ઉઠાવું ? સનમ !
ભજે જો મીરાં કૃષ્ણને એકલો
કુંભો બનીને વિવાહું ? સનમ !
રીઝે સત્યભામા કદી કૃષ્ણથી
બની પ્રેમયોગી રીઝાવું ? સનમ !
ભમી ખેલ ખેલી રમી જાદુમાં
ત્હને બ્રહ્મજાદુ બતાવું ? સનમ !
સૂકાં જંગલોના પ્રવાસે જતાં
કહો રાનમાં સાથ રાખું ? સનમ !
હૃદય વીતી અંગારને પાથરી
પથારી પરે ત્‍હાં સૂવાડું ? સનમ !
ઉંડા અંધકારે રમી ગાનમાં
ઉન્હાં આંસુનાં પાન પાઉં ? સનમ !
વદો કૈં : ખીલો કૈં : વિકાસો સનમ !
વિકાસો વિરાગે ચીરાગે સનમ !
સનમ શું ખુદા; શું ખુદા—શું સનમ !
સનમ એ સનમ : એ સનમ : એ સનમ.

સ્નેહજ્યોતિ.

—૨૧૫—

# સ્નેહનિદાન

મુજ વૃત્તમાં નથી કો નવાઇ, શીવાય પણ હું શું કહું ?
પૂછ્યું તથાપિ તમે જ તો હું નકાર પણ શી રીતે ભણું ?
મુજ જેવું વૃત્ત ઘણાંકનું શુણશો પુછ્યે આ દેશમાં;
પરદેશી સજ્જન ! હીન્દુઓ ગાળે જ જીવન ક્લેશમાં !

નર જાત સુખી હશે અહીં કદી મ્હાલતી સ્વચ્છન્દથી;
પણ નારીને રોવા વિના નહીં કર્મમાં બીજું કંઈ.

પણ્ડિત પિતા તણી આત્મજા ભણી કંઈ હું તાત પ્રતાપથી;
મન વિકસીચું, ઉર મ્હોટીચું સદ્ગુણ વિશે બહુ ભાવથી.

હું ન્હાનપણથી આશ આથી ઘણી ધરી મન માણતી,
પણ હાય ! હીન્દુ તણે લલાટ લખ્યા ન લેખો જાણતી.

શૈશવ વિશે કર પીડીઓ અજ્ઞાત એક શિશુ જને;
ઉદ્વાહના જ કરારમાં સહી કીધી મુજ, મુજ ગુરુ જને.

તાતે કહ્યું "તુજ કાન્ત આ, બહુ ભાવ એ પર રાખજે;
"પ્રિય પતિ ગણી એ સાથ ત્હારો જીવ જોડી રાખજે."

હું બોલી: "કાન્ત ગણાય છે ઉર વારિધિના ચન્દ્રમા:
"મુજ ચિત્તમાં આના પ્રભાવથી વીચિ જાગે કેમ ના ?
"સન્ધિ થયો નથી, છે નહીં, નક્કી ન કે થાશે જ તે—
"અમ ચિત્તનો; તો શિખવો, પ્રિય તાત, ક્યમ મુજ કાન્ત એ.
"તમ પાસ ભણતાં હું ભણી—મન જોડવાં વિધિ હાથમાં;
"વિકસે જ પદ્મિની એકલા દિનનાથ કેરા સાથમાં.

"સંસાર માંહી પ્રયાણ કાજ જ પાન્થ ચેતન સર્વ છે;
"બે એકથી જ ભલાં પ્રવાસ વિશે વળી: કહ્યું એવું ચે.
"એ મિત્રતાનો હેતુ, પણ રસ ઐક્ય વણ નહીં મિત્રતા;
"નહીં ગ્રહે ઉરપારો વિગુણ ચિત્તસ્થળી પર સ્થિરતા.

"રસઐકય વણ મનઐક્ય નહીં એ સૂત્ર શિખવ્યું તે દિને,
"મનઐક્ય વણ નહીં મિત્રતા પ્રભવે, ગુરુજી, કો રીતે.
"સ્ત્રી—પુરુષ કેરૂં લગ્ન એવી મિત્રતાનો હેતુ છે:
"ઘણી વાર આપની પાસથી મ્હેં, તાત, એવું જ શ્રુણ્યું છે.
"અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દમ્પતી;
"વિનિમય કરે નિજ રસ તણો ઉર ઉર આગળ ઉઘડી.
"સંસાર સ્વાર્થે અભિન્ન થાતાં ભેદનું કારણ નહીં;
"સ્ત્રી—પુરુષની તેથી જ સઉમાં મિત્રતા ઉત્તમ કહી.

"એ મિત્રતા વા સ્નેહ કૂહો, તે હાર્દ દમ્પતી–ભાવનું
"રસઐક્યથી ઉત્પન્ન થઈ રસઐક્યને જ વધારતું.
"રસઐક્ય તો નહીં હોય ત્યાં કયમ મિત્રતા એ સંભવે ?
"રસઐક્ય વળી વિધિવણુ નહીં કદી ઇતર કો સરજી શકે.
"હે તાત ! તે સૃજવા તણી આજ્ઞા કરી આપે મને;
"તો કેમ કરી કરવું અશક્ય જ એવું તે શિખવો હવે.'
"હું કિંકરી છું તમતણી, કરૂં હોય શક્તિ સાધ્ય જે;
"શિર વેચી પણુ તમ વચન પાળું–શિક્તિ એટલી સાધ્ય છે.
"વિધિહસ્તગત ઉરતન્ત્ર પણુ કયમ કરી કરૂં ગતિવાળું હું ?
"મુજ ઉર તણુ પર ઉર સાથ શી રીત લગ્ન કરાવું હું ?"

ગોવર્ધનરામ.



–૨૧૯–

# વિરહવેદના



આ અંગરૂપી બંગલાનો નિત નિવાસી ક્યાં ગયો ?
વિખુટો ખુંટો કરી મુજને અળગો કરી અળગો થયો !
તું એકનો બની બે વિભાગી કયમ થયો કપટી અલ્યા ?
જો બે બન્યો તો એકને છૂટો કરી તું ક્યાં ગયો ?
દિલ લાગણીના જોગ જોડયા કયમ કર્યા જાશે ટળ્યા ?
દિલવાસમાં ભેગા વસી જુદાઇ કરી તું ક્યાં ગયો ?
આ રીત ભૂંડી તેજ રૂડી કોણુ કે'નારો મળે ?
કૂડી જતે કૂડી કરી અળગો કરી તું ક્યાં ગયો ?
આ બંગલાના માલિક મારા આમ અંત ન આણીયે,
કરી વ્યાસ વિરહવેદનાએ છેહ દેતો ક્યાં ગયો ?
આ અંગ જો અળગું કર્યું તો ભંગ તેનો છો થતો,
તુજ કાજ જીવડો છો જતો પૂંઠે પડી તું જ્યાં ગયો.
જુગતે કરી જોડી જડી તો જરૂર જોડી રાખવા,
પણુ દઈ દગો, દિલદાર ! રહેમત દૂર કરી તું ક્યાં ગયો ?

આ કપટી કારમું કાર મારી સાથ તે કયમ ચાલશે ?
છેડા છૂટો છટકાવીને છેહો દઇ તું કયાં ગયો ?
છેવટ થશે શું છે હતું તે ભક્તિવાળા ભાળશે,
દેશે તુંને ફિટકાર કે'શે તજી ભક્તને તું કયાં ગયો ?
આ અંગની જૂદાઈ એ તો જીવનની જૂદાઈ છે,
એ અધમ રીતિ આદરી જૂદાઇ કરી તું કયાં ગયો ?
છે ઐકયનો આદર મને એ છૂટવાનો છે નહિ,
છોડયો છૂટે નહિ તુજ થકી પોહોચ્યું જઇ જ્યાં તું ગયો.
બાંધ્યો પ્રથમ તેં પ્રેમપાશે તે તું કયમ વિસરી ગયો ?
તું વરત વાઢી અધવચે મૂકી લટકતો કયાં ગયો ?
આ ફકીરના બંધન થકી બંધાઈ રહેવું નવ હતું,
છેવટ છટકવા છીંડુ રાખી કેમ તું છટકી ગયો ?
અહિં ઐકય વ્યાપેલું હતું જૂદાઇ જગમાં નહિ હતી,
શા માટ ત્યારે એ થઇ હમણાં હઠી તું કયમ ગયો ?
જો પરખવા મુજ પ્રેમ તુજ પ્રતિ કેટલો પ્રકટી રહ્યો,
તો મુજ થકી છૂપાઈ છેટો થઇ ગયો તો છો થયો.
સુખ સામટું છે ઐકયમાં એ ઐકય મારૂં રૂપ છે,
હું તે તું ને તું તે જ હું એ ઐકય કયમ વિસરા ગયો ?
રણશૂરને પછી રણ નથી, નથી શૂર કોઈ પ્રકારનું;
નથી નામને નિશાન છેવટ લીન તુજમાં થઈ ગયો.

રણશૂર.

—૨૧૭—

## વિરહી

મુજ ઇશ્ક તુજ પર, માશૂકા ! શા સાધને હું દાખવું ?
બધું અંગ નખશિખ નિરખવા દઈ પરખવા દઈ દાખવું.
છે પ્રેમ તુજમાં કેટલો એ માપવા સાધન નથી,
નથી કાટલાં કે માટલાં જોખી ભરી હું દાખવું.

નથી જીભમાં તાકાત રહિ તુજ નામ એ થાકી ગઇ,
નહિ અવર જીભે ઉતરે તો કઈ રીતે હું દાખવું ?

આ આંખમાં નહી ઉલટી છે એ નિશાની નહિ ગણું ?
ઉતરી ગયું મુખ નૂર મારૂં એજ એનું પારખું.

આ આંખમાં લાલાશ લાગી ઝોળ એ તુજ વિરહની,
એ પ્રલય સમયની આગ છે દિલદાઝ એથી દાખવું.

આ અંગમાં આતશ તણા ભભકાર ભડકા ઉઠી રહ્યા,
એ વિરહ કેરે લાકડે સળગી રહ્યા જો ! દાખવું.

તુજ નેહ કેરૂં નીર પડતાં જો કદી બૂઝાય છે,
તો ખાખ રાખે થઇ વરાળો ઉઠી રહી, આ દાખવું.

એ વિરહની વધતી વરાળો ગોટ ગોટે ઘૂમતી,
છે મૂંઝવણીથી મારનારી દગ તુને તો દાખવું.

જો એ વરાળો આંખ દ્વારે નિસરતાં થંડક મળે,
વરસાદ સમ નિર વરસતાં આંખો દદડતી દાખવું.

ખોરાક મળતો એજ રીતે માશુકાના માનનો,
તે માન તેં તાણી લીધું તો હોય કયાં? કયમ દાખવું ?

મુજ હુસ્નની હણિ હોશિયારી તે ક્રિયા કયાંથી કરે ?
જડતા ગ્રહી બત્રીશિ યે ઉઘડાય તો તો દાખવું.

જો જીભ જડતાથી જડી ન ચલણ વલણ એથી થતું,
હઉં કોળિઓ કદિ તોય પણ ગતિ આ થઇ, જો દાખહું.

આ હાથ તારી બાથના તે બાથ નહિ મળવા થકી,
એ હાથ હેઠે તો પડયા જો દગ તને તો દાખવું.

આ પગ થકી પોંચી જતો પણ તેંજ પગ પાછા કર્યા,
તો કયમ કરી ઉભી શકે ? જો ભાગલા અહિં દાખવું.

ઓહો ! અલ્યા ઓ માશુકા ! અહિં આવી અંગે રેલિયો,
રણશૂર સાથે જો થયો તું ઐકય તો કયમ દાખવું?

રણશૂર.

—૨૧૮—

## પ્રાર્થના

ખુદા સૌ ખલકના પણ અકીલો તમારો છું,
તમારે ઘણા જણ પણ પ્રથમ તું અમારો છું.
તમારા ગણેલામાં તમારો ગણાયો છું,
ઘણા પૂજનારામાં ખરો હું પૂજારો છું.
ઘણાને જીવાડે તું તને હું જીવાડું છું,
હજારો ભલે તારા અકીલો હજારો છું.
ગુંથાયો ઘણામાં પણ મહોબત ખરી મારી,
ઘણા છો તને વ્હાતા ખરો ચાહનારો છું.
તુને તો તમા શી છે? અમારે તમા તારી,
મહોબત ખરી બાંધી થિર તુંમાં થનારો છું.
અમારે તું એકજ રે કરોડો જણ તારે છે,
તથાપિ ખરો સેવક તમારો તમારો છું.
અમારે તમારામાં સરીને ભળી જાવું;
કરી એક્તા મનની જગ તજી જનારો છું.
જરા જો વિચારીને સહ્યાં છે ઘણાં દુઃખો,
નમેરો ન થા હાવાં ખરે તું ન મારો છું.
રહેમત કરે રણશૂર રહે છે સદા રાજી,
પ્રભુ ! જો તું ગણે વ્હાલો તમારો તમારો છું.

રણશૂર.

—૨૧૯—

## સ્તુતિ

ઓ ઇશ ! તારી રીશ તું નહિ કોઈ ઉપર કદિ કરે,
તો ભડકવાનું તુજ થકી કારણ નહિ મન મુજ ધરે.
દીન જન તણો દિલદાર છે શણગાર છે સાચા તણો;
વિશ્વાસ તારો જે કરે તેના દિલે કદમો ધરે,

છે વાસનાની ભૂખ તારે ભૂખ ભાગે જગતની,
આ જગત તારી જ્યોત જોઇ ડર ધરી ડરતું ફરે.

તું રહિમ રાખે રાત દી રટના કરે જે તાહરી,
વળી કો વિરોધી હોય તોપણ કોપ તે પર નવ કરે.

કો ભૂલમાં ભમતો ફરે ડર અંતરે કાંઈ નવ ધરે;
તું તોય તે પર રોષ આણી કાંઈ ખોટું નવ કરે.

સાગર દયાનો ઈશ ! તું તો તુજ પરે લઉં વારણાં,
ઘેલો બન્યો તુજ વ્હાલમાં આવી વસ્યો મુજ અંતરે.

તું તન વિષે, વળી મન વિષે, વળી નયનમાં વાસો વસે,
ઘટ ઘટ તણી ઘટણી જુવે પણ રોષ કદિ તું નવ કરે.

વ્યાપક ! તને શું વિનવું? વ્યાપી વસ્યો આ વિશ્વમા,
તે વિશ્વ તે તો તુંજ તેને નિરખતાં અમૃત ઠરે.

આશુક તું મુજ મન તણો ! રણશૂર તુજને જાચતો,
પળ એક પણ કદિ કોઈ વેળા દૂર જરા પણ નવ કરે.

રણશૂર.



—૨૨૦—

## ભલા ઓ ઇશ્કના બન્દા !

અરે ઓ ઇશ્કના બન્દા ! ઉભો રહેજે હું આવું છું:
ભીંજાવા ઉર મ્હારૂં આ, હું તુંમાં ઝંપલાવું છું.

ખરે, તું છે ઘણો સાચો, હૃદય આ તે પિછાને છે:
દિવાનામાં ખપી જાવા, દિવાનું દિલ તલસે છે !

નથી ત્યાં દ્વંદ્વ કે નીમ, નથી ત્યાં વર્ણની સીમ:
બધું છે એકરંગી ત્યાં, અભેદે ભેદ છે છાયો !

નથી ત્યાં શારીરી ભાવ, નથી ત્યાં સૃષ્ટિના દાવ:
તહીં છે ઇશ્કના લ્હાવ, સદા આનન્દની રેલો !

દીઠું કે કૈં અનેરૂં ત્ય્હાં નશે જેને હૃદય ડોલે;
છતાં યે ડાઘ પુરાણા બહુ ભૂંસ્યા ન ભૂંસાએ.

કદિ મુજ કામ સન્તાપે, નવી નવી ભ્રાન્તિમાં નાંખે:
બનાવે દિલને ભઠ્ઠી, લગાવે ઓર કૈં બુટ્ટી!
ચહૂં, શૂં ખાખ થઇ ઉડૂં? શૂં વાયુબાષ્પ થાઉં હૂં?
મળૂં આકાશની લેળો? બનૂં વા તેજસી ગોળો?
દળૂં સહુ બન્ધનો તોડી? અગર જઉં જંગલે દોડી?
શરીરે ખાખને ચોળી ભરાવૂં ઈશ્કની ઝોળી?
ભલે જે ચાહે તે થાયે, બધૂં યે ઈશ્કમાં હોયે:
બદનથી તો જુદો છૂં હૂં, બદનમાં શૂં પછી મ્હારૂં?
નથી કૈં શક્તિ મ્હારામાં, નથી કૈં ભક્તિ ત્હારામાં:
નથી કૈં પુણ્યની વૃત્તિ: છતાં ન તૂંમાં ય આસક્તિ!
જપૂં હૂં ઈશ્કનૂં નામ, ધરૂં હૂં ઈશ્કનૂં ધ્યાન:
બજાવૂં ઇશ્કનૂં તાન: ભલા ઓ ઇશ્કના બન્દા!

પ્રવાસી.

—૨૨૧—

## અમારા પ્રેમસાગરમાં

જીવો સહુ આત્મના સરખા, ઉઠે સુખના તરંગો બહુ;
નથી જ્યાં દ્વેષનો ધૂમસ, અમારા પ્રેમસાગરમાં.
હૃદય વિસ્તાર બહુ થાતો, સકલ દોષો જતાં તળીએ;
દયાની આર્દ્રતા નિર્ઝર, અમારા પ્રેમસાગરમાં.
પ્રગટતો સામ્યતા ચન્દ્રજ, પ્રસરતાં શાન્તિનાં કિરણો;
વિકલ્પો સહુ સમાતા જ્યાં, અમારા પ્રેમસાગરમાં.
રહે ઘુંઘવાટ વાણીનો, ત્યજાતી નહિ કદી મર્યાદ;
રહે રત્નો સકલ તળીએ, અમારા પ્રેમસાગરમાં.
નથી ઈર્ષ્યા તણી ખારાશ, ઘણા સમતા તણા બેટો;
ઘણો વિસ્તાર જોવાનો, અમારા પ્રેમસાગરમાં.
ગુરુ નૌકા તરે ઉપર, મુમુક્ષુઓજ ત્યાં બેસે;
લહે છે મુક્તિનો કાંઠો, અમારા પ્રેમસાગરમાં.

જરા નહિ ક્લેશનો તાપ જ, ક્ષમા વાયુ વહે ઠંડો;
ટળે છે ભેદના રોગ જ, અમારા પ્રેમસાગરમાં.
કરુણાની થતી વૃષ્ટિ, મળે છે મૈત્રીની નદીયો;
ઘણી ગંભીરતા છાજે, અમારા પ્રેમસાગરમાં.
ધુવે છે ચિત્તના મલને, મનુષ્યો મુક્તતા ક્ષારે;
સદા આનન્દમય જીવન, અમારા પ્રેમસાગરમાં.
નથી જ્યાં શુષ્કતા કિંચિત્, બન્યો વિવેકનો કાંઠો;
પ્રવેશે કોઈ યોગીઓ, અમારા પ્રેમસાગરમાં.
નથી જ્યાં સ્વાર્થની સેવાળ, સદા પરમાર્થની ભરતી;
બુદ્ધ્યબ્ધિ ધર્મિયો ઝીલે, અમારા પ્રેમસાગરમાં.

શ્રી બુદ્ધિસાગર.

—૨૨૨—

## અમારો તું થશે ત્યારે

હૃદયનું રક્ત કાઢીને, લખીશ લેખો પ્રતિજ્ઞાના;
સદા આજ્ઞા ધરીશ શિર પર, અમારો તું થશે ત્યારે.
નથી શંકા કથન માંહિ, કથાતું સર્વ હિત માટે;
સમર્પણ સર્વ પોતાનું, અમારો તું થશે ત્યારે.
કરીશ જો પ્રાણ આહૂતિ, અમારા ધર્મને માટે;
મરણની નહીં રહે પરવા, અમારો તું થશે ત્યારે,
હૃદયમાં ચિત્ર શિક્ષાનું, ખરેખર કોતરે ખાંતે;
જગત્‌ની નહિ જરા લજ્જા, અમારો તું થશે ત્યારે.
ગમે તે થાઓ તો પણ શું ? રગોરગમાં તુંહિ સાચો;
ધરે પરમાર્થથી પ્રેમ જ, અમારો તું થશે ત્યારે.
કહું તે સર્વ કરવાનું, પ્રયોજન પૂછવું નહિ કંઈ;
પટંતર નહીં પડે જો પ્રાણ, અમારો તું થશે ત્યારે.
પડે તે દુઃખ સહવાનાં, ઘણાં દુઃખો સુખાર્થે સહુ;
ઘણો ગંભીર યદા થાશે, અમારો તું થશે ત્યારે.

નથી ધડ પર શિર જ લેખી, અમારી ભક્તિમાં મસ્તાન;
યદા થાશે કપટત્યાગી, અમારો તું થશે ત્યારે.

જગતના સુખની છાયા, તજી મુજ ટેકને ધરશે;
અહન્તા દૃશ્યમાં નહિ લેશ, અમારો તું થશે ત્યારે.

ફળોની આશ રાખ્યા વણુ, અધિકારે કરીશ કાર્યો;
જગતુવાણી ગણીશ નહિ કંઈ, અમારો તું થશે ત્યારે.

અહન્તા રૂપમાં નહિ લેશ, અહન્તા નામમાં નહિ લેશ;
સકલ જાણીશ, સકલ દેખીશ, અમારો તું થશે ત્યારે.

લઘુતા વા પ્રભુતામાં, સદા સાક્ષી થઇ રહેવું;
તજીશ હું તું તણા ભેદો, અમારો તું થશે ત્યારે.

ધરીશ શિર પર પ્રભુ પ્રપંચ જ, અપેક્ષાઓ સકલ સમજે;
અલખ જ્યોતિ પ્રગટ કરશે, અમારો તું થશે ત્યારે.

જગત્‌ને અન્યવત્ દેખીશ, અમર એક હંસને દેખીશ;
સ્વભાવે સહુ થતું દેખીશ, અમારો તું થશે ત્યારે.

વિયોગી દેહ હોતાં પણ, કરે વ્યવહાર પ્રારબ્ધે;
બુદ્ધયબ્ધિ યોગ્યતા પામીશ, અમારો તું થશે ત્યારે.

શ્રી બુદ્ધિસાગર.

—૨૨૩—

## પ્રેમયોગિની

અરે! યોગી—અરે યોગી—હું તો છું પ્રેમની યોગી;
અરે! યોગી—હૃદયભોગી—હું તો છું સ્નેહની યોગી.

કહું કોને અરે મ્હારી—કરમની આ દુઃખી કહાણી?
થયું શું ને થશે શું તે? ન જાણે કોઈ આવારી!

દુઃખી સંસાર મ્હારો આ, દુઃખી સંન્યાસ મ્હારો આ;
નહીં સુખ ક્યાંઈ હું દેખું, ન સંસારે! ન સંન્યાસે!

ઉપાસક પ્રેમની હું તો, સદા રહું પ્રેમમાં રાજી;
હૃદયડું પ્રેમને મ્હાતું, છતાં રહું છું સદા પ્યાસી!

તજી છે પ્રેમીએ જ્યારે, હૃદય રડતું સદા ત્યારે;
નહીં ખપ નાથ મ્હારાને ! ફરૂં ધારી જીવન શાને ?
નહીં ધારૂં ! નહીં ધારૂં ! દુઃખી આ દેહ નહીં ધારૂં :
અરે શાને ? અરે શાને ? ફરૂં ધારી જીવન શાને ?
જિગરથી ચાહું હું જેને, વધુ મુજથી ગણું, તેણે–
તજી ત્યારે હવે શાને, રહું સંસાર વેરાને ?
હવે સંન્યાસ આ ધાર્યો, ધરી કફની જયહાં અંગે !
કહો ત્યારે હવે શાને, રહેવું સ્વાર્થની સંગે ?
ભલે ! રણમાં, વસી વનમાં, જીવન મ્હારૂં બધું ગાળું !
ગણી ખોટો–સદા ખોટો ! સકલ સંસારને જૂઠો !
અરે યોગી ! વિયોગી હું, સદા છું પ્રેમની યોગી;
નહીં યોગી ! સદા યોગી, સદા સંન્યાસિની હું તો !

સૌ. કાન્તા.



–૨૨૪–

## એક સ્મરણ

હતો હા ! આ દિવસ કેવો ? હૃદયને શાન્તિ દેનારો–
બન્યો તે આજ, ઓ સજની ! હૃદયને ખાખ કરનારો.
જિગરને બાળતા સોલા, ઉઠાવે દર્દ દુઃખ દિલમાં;
હમારી આસનાનાં ખૂન–માંહી દસ્ત ભરનારો.
તને જો લાગતો આજે, ખરો ખુશબખ્તીનો દહાડો;
મને તો બાળતો હર પળ નિશાની નિંદ હરનારો.
જિગર જોજે જરા ચીરી બળે છે આગ કેવી ત્યાં ?
નથી આ બેગુનાહ દિલમાં હતો જે રોજ ન્હાનારો !
ગયો એ બસ ! ગયો દહાડો ! નહિ પાછો કદી આવે !
ભરી છે યાદ મીઠી ત્હોય જિગરમાં એજ રૂહેનારો.

એક દુઃખી ભગિની.



-૨૨૫-

# ત્રિભુવનનો બાગ

ત્રિભુવન-સૃષ્ટિના બાગે, થયાં વેલી અને વૃક્ષો;
દિસે નાનાં વળી મોટાં, જુવાનમાં કંઈ અને વૃદ્ધો.

ફૂળે ફૂલે પ્રફુલ્લેલાં, બહુ ભારે ઝઝૂમેલાં;
થયા છે પુષ્પના ગોટા, કળી કો ખીલતાં મોટાં.

જગત્‌માળી રખેવાળી, કરે કેવી ય સંભાળી ?
લતાઓને લડાવે તે, હસાવીને રડાવે છે !

ચતુર માળી બધું ખેડે, બધું વેડે, નિવેડે ને;
વિણે કુસુમ ખીલેલાં, અને લે વીણી બીડેલાં.

કદિ કાચી કળી વીણે, કદિ મૂળેથી ઉખેડે;
ચતુર એ માળી વનમાળી, ખરી તારી જ બલીહારી !

કરે સરવે નથી કરતો, શિરે તું આળ ના ધરતો;
નિમિત્ત સહુ કાર્યમાં કાઢી, અરે ! તું નાંખતો વાઢી.

વિભુ ! ઓ વિશ્વના માળી ! રહે તું ચારુ સંભાળી;
કળી કાચી તું ના લેતો, બગાડીશ ના ખીલેલાં જો !

સુગંધી તેની સહુ જાશે, જગત્ બાગે ન ફેલાશે;
પુરાં પાકાં થવા દેજે, પડયાં પુષ્પો વીણી લેજે.

છુંદાવા તે ન દેતો તું, તહારી યાચું રક્ષા હું;
જગત્-ફુલવાડીના માળી ! સદા લે વેલી સંભાળી.

જગત્ બાગે તું વેપારી, ખરીદી તારી છે ન્યારી;
બધું તારૂં નથી મારૂં, હરિ-સુખરૂપ જે ચારૂ.

સૌ. હરિસુખગૌરી.

—૨૨૬—

# શોકગ્રસ્ત પ્રિયા

મ્હારૂં સુકોમલ દિલ, કોના માટ ઈશે ના ઘડયું,
મ્હારૂં હવે આ દિલ થઈને સખ્ત કોથી ના ડગ્યું.

મ્હારૂં હવે આ મન નકી સંસારમાં રુચતું નથી,
વિલાસ જે વૈભવ ભર્યાં આનન્દ તે ગમતા નથી.

વૈરાગ્ય ને પ્રીતિ ઉભય એ સંગ સાથે ના રહે,
શી રીત ફ્હોને એક મ્યાને બે કટારી માય તે ?

વૈરાગ્યથી મન મેળવ્યું, શ્રૃંગારથી મળશે નહીં,
મ્હારે હવે એ વિષય કેરા કીચમાં રમવું નથી.

હું યે હવે થઇ સખ્ત, ને બન્યું દિલ મ્હારૂં સખ્ત છે,
માફી હવે મળશે નહિં, દીધો તમે જે દંશ છે.

ન્હાતી નથી, ન્હાશો નહિ, છે નહિં સ્પૃહા કંઈ ભોગની,
દરકાર નથી કોની, બનું છું હું હવે બસ જોગણી.

હું એકલી જગમાં ફરૂં, પ્રીતે પ્રભુશું બેકલી;
ચિંતા હવે કરશો નહિં, મુજ ઉર પ્રભા છે ટેકની.

દુ:ખી થયેલાં, તાત ! એવાં ચિત્તમાં વૈરાગ્યનો,
પ્રિયતમ ! તપે છે તાપ, જે ઠરશે નહિં કંઇ ઠારિયો.

મુજ હ્રદયમાં ખીલતાં રૂડાં કંઈ પ્રેમનાં શુચિ ફુલડાં,
આશા તણી ભરી છાબ હું આવી હતી લઇ ભેટવા.

વ્હાલા ! થઈને ક્રૂર જે ઉર બાણુ માર્યા શબ્દનાં,
આ જીવનમાં તે ઘા મ્હને રૂઝે નહિં—તેવાં હતાં.

નૈરાશ્યના વિશ્વાસ કેરી વાત યાદે આવતાં,
નયનો થકી અશ્રુ સરે મ્રુજી ઉર લાગે ફાટવા.

પ્રિય ! આપને નહિં યાદ પણ મુજને બધી યે યાદ છે,
અન્યાયી ! શું દો ન્યાય ? મ્હારો ઈશપદમાં ન્યાય છે.

મ્હારી હવે વૃત્તિ કદી ચંચળ થવાની છે નહિં,
આ જગતનાં કો સુખ માંહિં સુખ મ્હારે છે નહિં.

દુનિયા તણાં વિલાસવૈભવ મંન મ્હારે રાખ છે,
સુખી—સુખી ર્‌હો, પ્રિય! સદા, મુજ ધ્યાન પ્રભુજી પાસ છે.
વેણુભર્યા સમ શુષ્ક હૃદયે પ્રેમનાં ઝરણાં નથી,
શાન્તિ અને ભક્તિ તણા વૈરાગ્યના પાઠો પઢી.

સેવા નિરંતર ઇશની ઉરમાં કરી સ્થાપન રહી,
ત્યાગી હવે ચિન્તા બધી આ લોક ને પરલોકની.
મમ હૃદયરૂપી પાજરૂં તે પ્રેમપંખી વિણ છે,
શાણા! કહ્યું સમજી લીધો, શોધો બધું તે વ્યર્થ છે.

હું પ્રેમઘેલી નાર, તેને દિન ઝાઝા થઇ ગયા,
આજે હવે પાસા બધા યે આપના ઊંધા પડયા!

વેણુ બધી વેણુ હવે! આ ઉરમાં વેણુ ભરી!
તમ સ્નેહનાં બહુ મેઘ વરસે તોય તે પલળે નહિં.
હું તો બની છું શુષ્ક ને મન, તન, બધું યે શુષ્ક છે,
સહુ સ્થૂલ પૂજે વિશ્વમાં, એ વિશ્વ મ્હારે તુચ્છ છે.

શૃંગાર કે સૌન્દર્ય, રસ કે પ્રીતિ, હૃદયે છે નહિં,
વૈરાગ્ય વાધ્યો ઉરમાં ને સ્નેહજ્યોતિ ઇશની.
મ્હારે હવે સંસારમાં શું સ્નેહથી છે શોધવું?
ચિંતામણી આ દેહથી ચિંતામણી હું મેળવું.

શું? શું હશે સંસાર? ને શાથી હશે સૌ માનવી?
શાને કળાવિધાન! ત્‌હેં આ અકળ સૃષ્ટિને રચી?
શા માટ થાયે જન્મ ને શા માટ પડતું જીવવું?
લોકે પ્રપંચ ભરેલ જીવન! મોત માથે ગર્જતું!

શા માટ બન્ધન લોકનું જન્મ્યા પછીથી સાંપડે?
શા માટ સુખ દુઃખ માનવાં? હસવું અને રોવું પડે?

મિથ્યા બધો સંસાર આ પરપંચનો દરબાર છે,
મિથ્યા બધી ઘટમાળને મનુ પરમ મૂરખરાજ છે.

મનુષ્યો તણી જગસફર ઉભી હું કીનારે જોઉં છું,
ડુબી ગયાં, કો ડુબતાં, ડુબી જશે, હું રોઉં છું.
ડુબ્યાં ઘણાં, ડુબે ઘણાં, ડુબી જશે આ દુનીયા,
તોપણ અરેરે! રંક જીવો ' હુંપણું ' નહિં ત્યાગતાં.
મારે હવે તે રંક જીવોની કશી પરવા નથી,
નિર્માલ્ય ઉરનાં માનવી નિર્બળ બધાં દિસે અહિં.
નિંદા ગણું ના લોકની, જે લોક બોલે ફોક તે,
મ્હારે મને તો મૂર્ખ લોકો સર્વ પશુની તુલ્ય છે!
જે સ્નેહમાં તંતુ બધાં સ્નેહી સગાંમાં વેરીયાં,
તે સ્નેહરજ્જુ સર્વને મ્હેં તોડીયાં રે, તોડીયાં.
સ્હાવા સબળ મ્હેં સાંકળી જે સ્નેહની ગુંથી હવે,
ત્રુટે નહિં, છુટે નહિ, છે ઇશથી બાંધી હવે.
મૃત્યુભૂમિના લોકની પ્રીતિ નકામી લાગતી,
હું શુષ્ક થઈ તેથી કહો, પણ શુષ્ક સૃષ્ટિ ભાસતી.
મ્હારા હ્રદયનો પ્રેમ જે શ્રૃંગારરસને રેલતો,
વિરમ્યો હવે, સ્વામી દયાળુ શ્રી હરિનાં ચરણ શો.

* * * *

સૌ. "જ્ઞાનમણી".

—૨૨૭—

# કલાપીનું પ્રેમરાજ્ય

ઘનઘટા નભ છાઇ ને—
લહરી સરે મીઠી મીઠી!
ઝીણી ઝીણી શી વર્ષતી,
મોતી સમી અમીધાર ત્યાં!
શું પક્ષીઓ નાચે તહીં,
નાચે મધુરા મોરલા,
લોળાં રહ્યાં આનંદથી,
ગીતડાં મધુરાંમાં મચી

મીઠી સુણી કેકા, અહા !
કૈં ઓર ધૂન ચ્હડી મ્હને !
છે શી દશા ? છે શી નહીં ?
કુદરત નવી નીહાળતી !
કેકા સુણી નીર સ્થંભીયાં,
સાગર અને સરિતા મહીં !
સાગર તણે ટીપે ટીપે,
ભરપૂર છે એ બંસરી !
રજની દીસે રૂડી મ્હને !
છે ચંદ્ર તો ઉંચે ચડયો !
સ્વર્ગેથી આ સ્વર આવતા—
કેકા થકી મંત્રો સર્યાં !
છે ઝણેણ્યા તાર સૌ,
પ્રસરી રહી કેકા બધે !
રજની રમીશું રંગમાં !
કૈં ઑર ધૂન મચાવીશું !
છે શી મધુરી લહાણ !
સૌ લેજો ! અમે તો છે લીધી !
એ મઝાની ધૂનમાં,
કૈં ખેલશું ખેલો નવા !
હૈયે હૈયાં દઈ મેળવી,
અદ્વૈત વાણી વંદતાં !
રાજ્યો હજારો છોડીને,
કૈં આત્મરાજ્ય મહાલતાં !
એ ગોષ્ઠી સ્મરતાં મીઠડી—
આ ઝિંદગી હું ગાળતી :
એ હુસ્નની ઝાંખી મ્હને—
હોજો સદા આમીન એ !



—૨૨૮—

# સમાધિસ્થ સ્નેહયોગીને

ગુરો ! સુર ! સ્નેહના યોગી ! સમાધિ પૂજવા આવું :
ગરીબ હૈયું, સખે ! મ્હારૂં : મ્હઅવૂં પુષ્પ શું, બાપુ !

ગુરો ! પયૂગમ્બરી ત્હારી ભરી હૈયે થયો ઘેલો :
ભિખારી છું : મગર ભરૂંસે ભરેલો છૂં હવે ચેલો !

દીધી, ગુરુ ! ત્હેં મ્હને દીક્ષા : હવે માગીશ હું ભિક્ષા :
ગુરો ! આજે અગર કાલે, શિખૂં છૂં હૂં અહાલ્લેક !

ઘણો તુજ મામલો ગાયો : દીઠો : વેઠયો : ગુરો ! રોયો :
ગુરો ! અવધિ ! અહા ! અવધિ ! અજબ છે પન્થ ત્હ જોયો !

મહા વિકરાલ ભૂખરમાં ડગી ત્હારી સમાધિ ના !
સખે ! સ્નેહી ! સહ્યૂં જે ત્હેં જગત જાણી શકે ના ! ના !

સીકન્દર કે અકબ્બરથી, જબર રાજ્યો જીત્યાં, રાજા !
બિરાજે મુસ્તફા સાથે ! સમાધિલેખ મ્હેં વાંચ્યા !

કલાપી ! ગાયૂં કેકામાં અજબ, ગુરુ ! વેદનૂં ગાણૂં !
ઉઘડશે નેત્ર જ્યાં જ્યાં ત્યાં કહેશે ગૂઢ કૈં છાનૂં !

ગુરો ! તૂં અગ્નિમાં ચાલ્યો ! શ્મશાને હોંશથી મ્હાલ્યો !
સનાતનમાં જીવ્યો, ખાકી ! અનિર્વચનીય તુજ ખ્યાતિ !

હમે અહીં 'અન્ધ–હસ્તિ'નો જૂઠો દાવો રચ્યો : દેવ !
કલાપી ! સ્નેહયોગી છો ! અજબ ગુરુમન્ત્ર—'હાલ્લેક !

દયાલુ છો ! કૃપાલુ છો ! કરો પયૂગામ કૈં તાજો ?
ઘટે વ્હાલાં ઉરે, ગુરુ ! તો, નવો સુરશબ્દ ઉચ્ચારો !

નિખાલસ સ્નેહી સુર હૃદયે લખ્યા, અહ ! ભેખના લેખ !
તૂં ચે, બુલબુલ ! ફકીરી ગા ! પુકારો ઈશ્ક'હાલ્લેક !

સાગર.

-૨૨૯-

# સનમ સરકાર છે મ્હારે

ટપાલીએ કલાલીની દીધી લાલી ભરી પ્યાલી :
સૂકાતું શાયરી દસ્તખત ! તહીં પાછી કલમ ચાલી !
કુંવાલી, કાફિયા, એતો, નથી નથી દિલ ગઝલ ગાવા :
ડૂબું છું-છે નવા લ્હાવા-જિગરદરિયાવમાં ન્હાવા !
નથી ચશ્માં મુસાફિરને : ઇશારે જાય છે ચાલ્યો :
નવા ક્રોલમ્બસે કોઈ મીનોઈ મૂલ્ક દેખાડયો !
ખડો તલ્વારની ધારે ! હુકૂમ હકદારનો મ્હારે :
ફૂટયાં ચશ્મો ! ઝબાં ટૂંકી ! ઇનામે ઇશ્ક એ મ્હારે !
નશો પી ઘેનમાં સૂતો : જિગર ભર્યૂં તરબતર યારે :
કમાતો છૂં હૂં વેપારે ! સનમ સરકાર છે મ્હારે !
હમારી શાહનશાહબાનુ દિવાનાને પિછાને છે :
નવૂં નવૂં નૂર આશકને સનમ હરદમ નવાઝે છે !
મળ્યૂં છે મોત મૂઠીમાં : નફામાં ઝિન્દગી આખી :
દિવાના ઈશ્કદર્વેશે નથી અક્કલ સિલક રાખી !
અહીં જા ! જા તહીં અથવા ! અલગ ના ના મગર કીસ્મત :
અજબ ખેલે ! સદા શામિલ ! કબૂલ ના ના કરે રિશ્વત !
દીધૂં છે દિલ : ગઈ અક્કલ ! ગુમાવામાં મઝા ભારે :
હુકૂમસર જો ! હુકૂમસર છે ! જીતાડી બાજી દિલદારે !
ન ઈઝ્રાઇલ ! ન જિબ્રાઇલ ! નથી નથી ઉપરિ મ્હારે !
કરૂં નઝરાણૂં કુલ-જુમલે ! સનમ સરકાર છે મ્હારે !
નથી નથી કોઇએ જીત્યો, હમારો દેશ હથિયારે !
ગુલામી અસ્તલ્વારે : જીતાવૂં આંસુની ધારે !

દિલે દિલ બાદશાહત છે, વિલાયત–હિન્દથી ભારે :
નવે તખ્તે હવે રોશન સનમ સરકાર છે મ્હારે !

વગર હક હૂર હંગામી : ફૂહે ફૂહ રંગ છે કાયમ :
મળ્યૂં માલેક મધ દરિયે ! નવી કાપે મજલ માલમ !

નથી નથી જોશમાં દરિયો : નથી હોકા પડ્યૂં જૂઠ્ઠૂં :
દિલે દરિયાઈ દેવીનૂં નથી નથી દિલરૂબા બૂઠ્ઠૂં !

વગર ઠર હજ કરે હાજી ! સનમશાહી સીને રૂકકો :
અસલ ચલણી ! સલામત છે ! સનમ સરકારનો સિકકો !

બદનમહતાબ માશૂકના કદમ લીને રહ્યા રંગી :
ઇરમગુલઝારની ખુશબો વહે છે દસ્ત નવરંગી !

કલાલી મસ્ત·મતવાલી ! નથી નથી પ્યાલીથી મ્હાલી !
શૂં આખો દારૂનો દરિયો દિવાનામાં કર્યો ખાલી ?
ભર્યા કરજે ! ભલે રેલે ! ગુલામી કાયમી ત્હારી :
અવેજી યા પગારી યા નથી નથી નોકરી મ્હારી !

લખ્યૂં છે ખત ! ઈજન અલબત્ત ! હકીકતમાં હુકૂમદારે :
ચૂંટાયૂં દિલશહર ચશ્મે સનમ સરકારથી મ્હારે !

હઝારો લાખ ખંજરથી, કરોડો સખ્ત ઝખ્મોથી–
કબજ થતૂં ના ! જીતાતૂં તે સનમશાહી ઈશારતથી !

ઝમીં પર ચાલતાં પ્યાદાં, ભલે દે ઘાવ બેગિન્તી !
સલામત નૂરને દરિયે સનમ સરકારની કીશ્તી !

ગુમાવી ગમગીની ગઝબી : પડે પોબાર, જો ! પાસા :
કયામતમાં કમાણી છે : અનલ હક ! એ જ છે આશા !
નવી નવી દિલદુરૂસ્તી છે, મુસીબત ઇશ્કબાજારે :
પુકારે પાયરી ભારે, સનમ સરકારમાં મ્હારે !

થયૂં દિલ ઇશ્કનૂં કયૂદી : બીજી બેડી બધી જૂઠી :
અજાયબ ઇશ્કઆલમ છે, સનમ સરકારની છૂટી !

નથી નથી છાપ હંગામી: ઈજારાની અગર ના ના !
ઈજાઝત મુક્ત છે અસલી, સદર સરકારી મયખાના !

નવી રંગત બિછાવી છે, જિગર મિસ્કીન ગમખ્વારે:
ઉડે અસમાનમાં બુલબુલ, ચુમી દિલબક્ષ સરકારે !

પરેશાની પરસ્તાની ભરી દિલબર નઝર ઠારે :
ન લશ્કર લાખ ત્યાં ફાવે ! સનમ સરકાર છે મ્હારે !

જૂનાં ચશ્મો ઝર્યાં ઝહરી: અજબ એ ગુલ ! અજબ ખારે !
ઉડે પંખી ! નઝર પામે ! નવૂં નવૂં નૂર સરકારે !

હલેસાં દે ! હલેસાં દે ! ખલાસી ! છોડ દરકારે !
તૂં જો ! જો ! ચાંચીઆ હારે ! સનમ સરકાર છે મ્હારે !

બધાં બન્દર બરાબર છે: મુકામે વખ્તસર વ્હાણે:
પુરાણા પ્રેમસાગરમાં સનમ સરકાર છે મ્હારે !

દર્વેશ દિલદરબારનો :
દોરંગી દુનિયા પારનો :
દર્દી દિદારે યારનો :
સાગર સનમ સરકારનો.

તાલિબ તસવ્વર પ્યારનો :
સાગર ઝખ્મી અન્દર બહારનો:
પરવાઈ પર દિલદારનો :
સાગર સનમ સરકારનો.

સાગર.

–૨૩૦–

# પ્યારા પરિન્દાને

પરિન્દા આળુપ્યારા હો ! થતું બેચેન કાં, એ લબુલ ?
રડે ગમગીન ! કાં, વ્હાલા ? ઝરદ કાં થાય છે દિલગુલ ?

અજાયબ બાલ કુદરતના ! તું ગાતું મૌનનું ગાણું :
નવું ભર્યું આંસુનું લ્હાણું ! અહો ! તે રાત ! તે વ્હાણું !

ફિરિશ્તા ઓ ! મુબારક હો ! કદમ મિઝમાન ઓ ! ત્હારાં :
જિગર મુજ સુસ્તમાં રોપી, છૂપી ત્હેં આંસુની ધારા !

મગર, દિલગૂમ અયે બુલબુલ ! મઝા કાં ખોઈ ત્હેં, બાપુ ?
જિગર તુજ ખુલ્લું છોડી દે ! બિરાદર ! બોલ ! શું આપું ?

નથી મીઠાશ મ્હારામાં : ખઝાનો છે શરાબીનો :
હમારા લોકનો, પંખી ! બધો ધંધો ખરાબીનો !

તું છે દિલગીર ! તો, બન્ધુ ! કટોરી એક પી લેવી :
મુલાયમ પંખી ! ઓ ગભરૂ ! બધે છે દિલ્લગી એવી !

ધરાણે દિલ મૂકી દેવું : ન પાછું કોઈ દી લેવું :
વગર આરામની આશા, નશામાં દર્દ સૌ સ્હેવું.

હુસેની જામ પી એવું, થયો તાજિર તરંગી હું :
તમન્ના યા તરસ ત્હારી, છીપાવા એ જ પીજે તું.

જનાબી યા નવાબીમાં, નથી નથી માલ ! ઓ પંખી !
જિગર ભર તર શરાબીથી ! રહેજે એક દિલરંગી !

ભલે રોજે ! ભલે ગાજે ! ભલે બેભાન તું થાજે !
મગર, લાઝિમ ગણે તો આ દુવાગીરથી ન છૂપાજે !

ઝખમ હોજો ત્હને, બુલબુલ ! મગર, હો દર્દ દિલજાની :
ન સાગર દૂર હો લબથી ! દુવા એ હો દિવાનાની !

સાગર.

—૨૩૧—

# નઝરાણું

ફતેહ ત્હારી! ખબર લાવી! મુબારકબાદી સુણશે કે?
હું બોલું મેલું ઘેલું તો? ગઝલ આ એક ખપશે કે?

ફતેહ ત્હારી સદા પ્યારી! હમે રાજી! ખુદા રાજી!
મગર શું છે ખુદા? ક્યાં છે? પૂછું તો? ખફગી ધરશે કે?

ખુદા છે બૂત? શું ગેબી ભૂત? અગર ઇન્સાન છે અલ્લાહ?
લવે ઘેલોઃ "ખુદા તું છે" તૂ યે ગફલત શું ગણશે કે?

વકાલતની સનદ મળતાં, અદાલત પર થશે હાઝર?
કયામત પર વકાલત કૈં, ગુલામોની તું કરશે કે?

ગુનાહનાં રાંકડાં દિલ શૂં, ન પામે માફીની બખ્શિસ?
અગર, દિલકશ! દુલારા દિલ! મ્હને આરામ મળશે કે?

કદમથી લબ્લગી ખરિદી: ખુદા દિલદારને વેચ્યો:
સૂતો આખિર સૂલી ઉપર! છતાં યે યાર મરશે કે?

ફિનાની તખ્ત પરથી શું, યુસુફ તકલીફ લેશે કે?
"અયિ પ્યારી!" કહી ખુશીથી, ઝૂલેખાને કબૂલશે કે?

સવાલોની કવ્વાલી આ, ખયાલી દિલ રુજૂ કરતું:
મુબારકબાદીમાં આવી, ગઝલ કંગાલ ખપશે કે?

અગર મ્હારી ગરીબી છે, વગર દારૂ ન માગૂં કૈં:
શરાબી કાયદેસર છે: મગર એ ટેવ ગમશે કે?

ઈજન કરૂં: યા હુઝૂર આવૂં: તલબ પણ છેક ટળશે કે?
મુબારકબાદીની પ્યાલી, ઉપર પ્યાલી તું ભરશે કે?

તરંગી મસ્ત સાગરમાં, ખતાના ખૂબ ખરાબા છે:
પૂછું છૂં: નાખુદા! કીશ્તી સફરમાં ઠેઠ ટકશે કે?

સાગર.

-૨૩૨-

# હલેસૂં છોડ! બિસ્મિલ્લાહ!

મુબારક હો મુસાફિરને! કદમ લાઝિમ હવે ભરવાં:
મુકર્રર મસ્ત મસ્તાની! મુસાફિર છે: ડરે છે કાં?

ચુમી ચશ્મે ફુહેગુલ, યાર! પી લે પ્યાલી પરસ્તીની:
હઝમ કર હિઝ્રમાં હરદમ, અજબ ફિલ્સુફી મસ્તીની.

દિવાની અંજુમન છે! ત્યાં નથી હક! યા નથી દાવો:
અનલ હક છે અનલ મહબૂબ: ખપી જવૂં: એ ખરો લ્હાવો.

નથી મુર્શિદ! નથી ચેલા! મુસાફિર છેક છે ઘેલા:
પીધેલા દારૂના પૂરા! બધા મુર્શિદ! બધા ચેલા!

ફરેબી સૌ બઝારોમાં, કલાલોની દગાબાજી:
પિછાની છે બનાવટ એ! મિલાવે રંગમાં પાણી!

મિલાવટ માલ! તર્કટ છે! ન થોભો: દૂર જાવાનૂં:
શિરાઝી જામ પીવાને, પૂરા તૈયાર થાવાનૂં.

જલદ બૂરો નશો પીને, અજબ મુરદ્દ થવૂં લાઝિમ:
પડે પડ ચીરતાં વધવૂં: ફના થવૂં: એ અસલ તાલિમ.

વગર મર્હમ મીઠા મર્ઝે, રીબાવૂં એ અદલ રસ્તો:
ખયાલી ખ્વાબમાં જીવવૂં: શિરસ્તો એ પરસ્તોનો.

દુરંગી લોક વેપારી! ન ત્યાં કાયમ વતનદારી:
ઈશારો છે: પિછાની લે: ભલા! ગુલઓની કર યારી.

હકીકતમાં ન ગુલ! મિટ્ટી! નથી પત્થર! નથી દુનિયા!
અજબ ગૌહર ચહે તો દિલ—ડૂબી જા—ઈશ્કદરિયામાં!

મીંચીને ચશ્મ ચાલ્યો જા! ન ડર! છે દૂર! સીધો રાહ!
સનમના નામ પર, મસ્તાન! હલેસૂં છોડ! બિસ્મિલ્લાહ!

સાગર.

–૨૩૩–

# રૂસ્તમ પહેલવાનને

દિવાના પર થવું આશક ! ન લાઝિમ છે, ભલા રૂસ્તમ !
ફિદા થા ના ! પરત જા ! જા ! ન દે તલ્વાર, ઓ રૂસ્તમ !

અયે બહાદુર તલ્વારી ! દિલે અહેસાનમન્દી છે :
મગર કર માફ ! ફિદૂવીને હવે બુઠ્ઠી જવાની છે !

જવાંમર્દી હતી જ્યારે, બિરાદર ! ક્યાં હતો ત્યારે ?
થયો પલટો હવે ભારે ! દિવાનો છૂં હૂં અત્યારે !

દિવાનાને હવે, રૂસ્તમ ! અનલમહબૂબમાં આકીન :
પરત તલ્વાર આ ત્હારી ! હજો, રૂસ્તમ ! ત્હને આમીન !

મુનાસિબ છે ઝખમ ખમવા : ન ડર યા ખૂનની પરવા :
દિલે શમશેર ઊંચકવા ન કૌવત, રે ! નઝર કરવા !

નથી હથિયાર ત્હારાની કદર, કિમ્મત હૂં કરનારો :
હિમાયત હોય ત્યાં જા ! જા ! હૂં તલ્વારે ન રમનારો !

બિરાદર ! કર નઝર લાંબી : મ્હણે જો ! એ પડી આલમ :
મુબારક દોસ્તદારી ત્યાં, સલામી લાધશે, રૂસ્તમ !

ગરઝ પડશે મ્હને તો છે, ભલી મનસૂરની સૂલી :
અગર ગનીમત મ્હને પ્યારી, શિરીન–દિલની મીઠી છૂરી !

હમારા દેશમાં, રૂસ્તમ ! ભલા ! હથિયારબન્દી છે :
કટારે ઈશ્કના ખેલે ફકત દાનેશમન્દી છે !

હમારી ઇશ્કતલ્વારે કરી પૂરેપૂરી યારી :
જહાંના જંગમાં, રૂસ્તમ ! હમારી માફ લાચારી !

થશે તલ્વાર ગુલવેલી ! તૂં યે કર એ જ તૈયારી :
અગર, કર દરગુઝર, રૂસ્તમ ! પરત તલ્વાર લે ત્હારી !

સાગર.

—૨૩૪—

# હમારા સવાલ

અમીના જામમાં ક્યાંથી ઝરી આ ઝેરની આવી ?
કહો, અસ્માન ખુલ્લામાં કહીંથી વાદળી કાળી ?

કયે શયૂતાન ભઠીઆરે મિલાવી કુવાબમાં હડ્ડી ?
શરાબી આ ગુલાબીમાં, કહો, ક્યાંથી નડે મખ્ખી ?

બગાડે કોણ ? બોલી દો ! ભરેલી પાક આ ભઠ્ઠી ?
બબૂચક ! બેકદર ! ક્યાંથી મિલાવે દારૂમાં મિટ્ટી ?

મ્હડે બુલબુલ ગઝલ ગાવા ! ગળૂ બેસી જતૂં ક્યાંથી ?
અધુરા રાહદારીનાં કદમ વાંકાં પડે ક્યાંથી ?

ભરી મિજલસ દિવાનાની ! કહો, ત્યાં દાનિયત ક્યાંથી ?
ખુદા કીસ્મત ફિરાવે ત્યાં ખડી શયૂતાનિયત ક્યાંથી ?

જિગર ભૂંજાય જાતે ત્યાં કમી ગરમી થતી ક્યાંથી ?
બઝારે ખુદ મહોબ્બતમાં બૂરી બરકત કહો ક્યાંથી ?

ન રોઝે મરજીદે રાજી ! જતા ક્યાંથી તહીં કાજી ?
બિમારીના બડા શૉખિન ! તહીં લુકમાનજી ક્યાંથી ?

ચીરેલી છાતી મરજીથી ! મલમપટ્ટી તહીં ક્યાંથી ?
ઠરે અખરોટ ઘુમ્મટ પર ! હવાની ત્યાં ઝડી ક્યાંથી ?

ઉડે બુલબુલ ગગનમાં ત્યાં, થતી શરદી, કહો, ક્યાંથી ?
સળગતો આતશે દરિયો ! તહીં ઠંડી પડે ક્યાંથી ?

દિલે હૂલે કટારી તે, રહે કાં બેરહમ બાકી ?
ગુલે અંગારમાં જળતાં ફુદાં પર કાં રહમ રાખી ?

થતી ઝાંખી ખુદાઈ ત્યાં, કહો, પડદો પડે ક્યાંથી ?
મગર, ચશ્મે જિગર ખોલ્યાં ! કણુ ત્યાં આ કહો, ક્યાંથી ?

સાગર.

-૨૩૫-

# ઇઝરાઇલ ફિરિશ્તાને

સબૂર કર ! ડર અગર રબથી ! ન કર ગલતી ! અયે ગાફિલ
અગર દફતર બરાબર જો ! પરત ફર ! યાર ઇઝિરાઇલ,

ફિરિશ્તા શું ખુદાના છે, તું જેવા બેતમિઝ, જાહિલ ?
ન ઝિન્દા–મુરદા જાણે ? અગર બેકદ્ર ઇઝિરાઇલ ?

મુબારક મૂલ્ક મયનાબી ! જહીં આશક પૂરા ઘાયલ :
રડે બોખાં : હસે મુરદાં : તું જો ! જો ખેલ ! ઇઝિરાઇલ !

શરાબી બૂતખાનામાં, જપે મુર્દન 'સનમ' બિસ્મિલ !
શું ત્યાં હાસિલ થતી તહસિલ ? દિલે કૈં ખ્યાલ, ઇઝિરાઇલ ?

મ્હણે જો ! અંગૂરી દરખત ! 'બકા' બોલી છૂપ્યું બુલબુલ !
વગર ગઝલે ગવાહી દે : 'કરે છે ભૂલ ઇઝરાઇલ !'

જપત કરવો પરાયો માલ ? ! અગર બેકાયદે મંજિલ ? !
તુમાખી શી ? તું જો, બુલબુલ ! કરે બદફેલ ઇઝિરાઇલ !

સૂલી પર નાચતાં ભૂતો ! પીધું કાતિલ દિલે માઇલ !
મના છે ! થા ન દાખિલ ! દૂર ! હઠી જા ! દૂર ઇઝિરાઇલ !

ચુમી દીધી દબાતાં દિલ ! કહ્યું 'લબ્બેક' ! ઇઝિરાઇલ !
ખુદા લાધ્યો ! હવે જન્નત, બધું બદશિકલ ! ઇઝિરાઇલ !

ભલા ! તું પેશદસ્તીથી, કરે કાં દખલ, ઇઝિરાઇલ ?
હમારે હર તરફ ફરતા, હઝારો લાખ ઇઝિરાઇલ !

ઝમીં આ મૂલ્કની છે કુલ, સનમ સંસ્કારની વાસિલ !
અસલ દારૂ પીધેલાં દિલ ! અઝલ ત્યાં રોજ, ઇઝિરાઇલ !

બતાવી દે ! જરા જોઉં ? બહિશ્તી હૂકમની તફસિલ ?
ગલત છે ! છે ગલત ! અહીં જો ! પી લે આ ભાંગ, ઇઝિરાઇલ !

ગલત ભર હૂકમ ! રદ બાતિલ ! ફઝલ નથી, રે ! થવા શામિલ !
અગર જો માયનો અંન્દર ! ફુઝુલ ના બોલ, ઇઝરાઇલ !

સાગર ' : બરાબર છે ! સ્હમજ કમઅકલ, ઈઝરાઈલ !
સાગર—શરાબી જામ, ' ત્હને ફરમાન ! ઈઝરાઇલ !
વહી લાવ ! જા ! હવે ફુલ ! અગર રૂખ્સત ત્હને, ગાફિલ !
'સાગર' ! પી ! બન બેહાલ ! સલામી હાલ, ઈઝરાઈલ !

સાગર.



—૨૩૯—

## લુકમાનજી આવ્યા !

વગર તેડ્યા અહીં ક્યાંથી, અહો ! લુકમાનજી આવ્યા ? !
ભલે ! ભૂલા પડ્યા, બાવા ! મગર, શી આ બલા લાવ્યા ?

ઈજન કોણે કર્યું ? કોણે લખ્યો દાવો તબીબીનો ?
અરે ! અહીં કોણ હાઝર છે ? હકીમજીને સલામી દો !

અરે ! ઓ ! નાંખી દો નશ્તર ! સીસા સૌ ફોડી ફેંકી દો !
ઈરાની દારૂની પ્યાલી, હકીમજીને ભરીને દો !

તબીબજીના બદનમાં એ જલદ પીપો ભરી રેડો !
જનાબે આલી હઝરતને નવેસર ઝિન્દગાગી દો !

અરે ! દિલદાર ઓ યારો ! શહર શિરાઝમાં ચાલો !
ભલા મિઝમાનને ગરદન ઉપર ઊંચકી ઉઠાવી લો !

શરાબીના ઊંડા હૉઝે હકીમજીને ડૂબાડી દો !
મઝા મહેમાનદારીની દિવાનાની ચખાડી દો !

દિવાના ઈશ્કના પૂરા, અરે ! ગૂમદિલ બનાવી દો !
હકીમી યા તબીબીની હવે તસ્દી પતાવી દો !

બિમારે ઇશ્કનાં બિસ્તર તબીબજીને ભૂલાવી દો !
'સાગર, આ ઈશ્કને દરિયે શરાબીમાં સુવાડી દો !

સાગર.



-૨૩૭-

# હમારૂં ઝાહેરનામૂં

નવી-સુરવૃષ્ટિ સૃષ્ટિને, અમીથી શૂં નવાઝે છે!
સુતેલા સુસ્ત હૈયાને, અહો! શૂં એ જગાડે છે!
અજબ જાદૂગરી, ઓહો! જિગર કેવૂં હલાવે છે!
અહો! કમઝોરને આજે, કુતૂહુમી કોક લાધે છે!
દયા, ઔદાર્ય, દુનિયાના, ઘણા ભેદો ભણાવે છે:
જિગરને ખુદ બ ખુદથી એ, ખરે! આજે બચાવે છે.
નથી લાયક, અહો! દુનિયા, વફાદારી હઝમ કરવા:
રહેમત પણ પડે ભારે? કહો, ત્યાં શી ઘટે પરવા?
શૂં આ કવિતા-ગઝલ-બેતો, રમુજી કોઇ છે કિસ્સો?!
હમારાં આંસુમાં, બોલો! તમારો કેટલો હિસ્સો?
હમારા દર્દથી તમને, બતાવો! કયાં પડયા ચીરા?!
ઝબાં છે? હર્ફ છે આ? કે બધા લાગે મૂંગા લીટા?!
ન હમદર્દી? ન વા પરવા? શરમ નથી કૈં? રહમ નથી યા?
અરે! અફસોસ! છે અફસોસ! અરેરે! બેરહમ દુનિયા!
હવે છે ફર્ઝમાં ઝુરૂરી, અહીં પડઘમ બજાવાનૂં;
અને ઝાહેરનામૂં આ હમેશાંનૂં સુણાવાનૂં:-
બધાંને છૂટ છે સરખી: ભલે દિલ ચ્હાય ત્યાં જાવૂં:
મગર આ ઇશ્કદરિયાનૂં, ન એકે બન્ધ છે મ્હારૂં!
છતાં, ચ્હાશો ન કો હમને, ઇરાદો હોય મતલબનો:
ન દુનિયાદારીનો કબજો: પછી નાતો કશા ખપનો?
લખાવ્યૂં છે શૂં રોવાનૂં? લલાટે ભેખના લેખો?
થવા ભિખારી છે મરજી? ચહો તો લ્યો ભલે કેડો!
ખપી જવૂં છે પૂરેપૂરૂં? બધી અક્કલ ગુમાવી છે?
ભલે! તો આવજો આંહીં, જિગર હરદમ ઝુકાવીને!
જલાવીને બધી દુનિયા! ખુશીથી રોશની જોવી!
નવેસર આંસુની આલમ, અહો! તાજી કરી દેવી!

ભડકવું ના : થશે ભડકો ! જફા ને જ્વૉફ ને ખ્વારી !
બૂરી ગરમી સહેવાને, બરાબર છે શું તૈયારી ?
નહીં તો, લોક દુનિયાના ! ડહાપણમાં પડયા રૂહેજો !
ભૂલ્યે-ચૂકયે હમારૂં તો, ન નામે કોઈ દી લેશો !
હમારા ઈશ્કની વાતો, તમોથી ના હજમ થાશે !
અજાયબ અટપટી આંટી ! તમારાથી ન ઉકલાશે !
બલા, બદનામી, બૂરાઈ, હમે બરબાદી ચ્હાનારા !
મના દુનિયા કરે ત્યાં તો, કૂદીને ખાસ જનારા !
અલગ દુનિયા બનાવીને, સુખે બન્દા રહેનારા !
હમારી ઈશ્કધૂંઈથી જહાંનાં ચશ્મ પૂરનારા !
હમારા લોકના રસ્તા, ભયંકર ભુતથી ભૂંડા !
તમારા કાયદાકાનૂન, રિવાજોથી બહુ છૂટા !
જિગરની શહનશાહતના મીનોઈ મૂલ્કમાં દાખિલ,
થવા ઈજન કબૂલ્યું છે ! હમે એ રાહમાં શામિલ !
તમારા મર્તબા પર ના, હમારી જિન્દગી મ્હાલે :
હકીકતમાં તમે છો કયાં ? જહાં ઝખ મારતી ચાલે !
દિવાલો જંગી તોડી છે : રહ્યા તે ચીરવા પરદા :
હમે મુરદા મિસાલે છો, ભટકીએ જંગલે તપતા !
હમારી ખાકની ચપટી, અરે ! શું બેકદર બૂઝે ?
ચુમે સોનૂં રૂપૂં શાણા ! ગમારો પત્થરો પૂજે !
હમારા મસ્ત જોગીઓ, નથી જડવાદી કે જૂઠા :
તમારી બેવકૂફી પર, ટપકતી આંખથી સૂતા !
હમારો દેશ છે જુદો : ઝમીં હરદમ ભીંજેલી છે :
મગર, વ્હાલાં બધાં રૂબરૂ હમે છાતી ચીરેલી છે !
ફકીરી હાલના ખ્યાલો, વહાલાંમાં ભરેલા છે !
કરી ઉલટી કહી થૂ ! થૂ ! બધાંએ અવગણેલા છે !
મનાતું ના ! ન દેખાતૂં ! બધી પતરાજી પાજી છે :
તમે આંખો મીંચો ત્યાં તો, ખુદાની નાઈન્સાફી છે

હમારે તો, સનમની શી, અહોહો ! મહેરબાની છે !
નશો જરી ઉતરે ત્યાં તો, ફરી એ રેડનારી છે !

હમારી ખલ્કમાં મઝહબ અજબ છે ઇશ્કબાજીનું :
ઝમીં અસમાન ના જુદાં ! વહે જલ જ્યાં હયાતીનું !

હમારા રાહનાં સાથી, શરાબોમાં ડૂબ્યાં રહેતાં :
થતા ઝખ્મો ઝખમ પર તે, નશાના ઘેનમાં સ્હેતાં !

'શરાબો દો ! ઝખમ દો ! દો !' દિવાનાં એ લવે ઘેલું :
ફરી ફરી એ પુકારીને, જગાડે દર્દ સૂતેલું !

હમારા ઑલિયા મુર્શિદ, લૂટાવે હુસ્નની લાલી:
મુસફ્ફદિલમાં કરે ખાલી, નશાની પ્યાલી પર પ્યાલી !

ખડો છે દાર પર મનસૂર, તપે છે દરખતે મજનૂં :
અહો ! આ ભેટ આવે શું, અજબ ત્યાંથી સુરાબિન્દુ !

હમે દર્દી છીએ, બેશક ! દિવાના આશકો ઘેલા !
મગર, દાના કયામતમાં, શું ઘેલાથી થશે ન્હેલા ?

હમારી આવી ને આવી, બધી હાલત હમેશાંની :
ભર્યો દરિયો જળે છે ત્યાં, ફક્ત દિલબર પરેશાની !

જિગર મનસૂર, મજનૂંમાં, ઝૂકેલું ને ઠરેલું છે :
તરંગી એ ફકીરીને, ચહાવું એ ન સ્હેલું છે !

હમારૂં દિલરૂબા બજતું, અગર બુલબુલ રડે ગાતું :
તહીં દે તાલ ને નાચે, હમોને તે જ તે ન્હાતું !

તમારાથી શું સ્હમજાશે, હમારા ઑર રસ્તા એ ?
ભલે ન્હાજો : તમારા તો, ગુલામો એ દિવાના છે !

ન ન્હાતાંને બધાંને તો, હમારા આ પુકારો છે :
ન ન્હાશો : ના દુ:ખી થાશો ! ખરો ત્યાં એજ દાવો છે !

ખરા દિલની, ફકીરીની, દિવાના આ તરંગીની,
સુણો મિસ્કીન દિલ્હવીની, અરઝ આ ઇશ્કરંગીની !

હમેશાંના દુવાગીરના અહીં ઝાહિર પુકારો છે :
બધાં ન્હાનારનો સાગર અવલ આખર તમારો છે !

સાગર.

-૨૩૮-

# ફુલ ગઝલ મુશ્કિલ !

દિલ્લગી લગી યારથી ! રોવૂં થયૂં હાસિલ :
હુસ્ન ! ત્હારા હિજ્રમાં હસવૂં હવે મુશ્કિલ

મુરદા મિસાલ હાલ છે ! રંજૂર પૂર દિલ :
દુવા વગર દિલજાનની, હા ! જીવવૂં મુશ્કિલ !

બેચેનીમાં બેઝાર હું : બેકાર, બેકામિલ :
યારી પૂરી ત્હારી વગર મરવૂં મગર મુશ્કિલ !

ઝાલિમ જહાંથી છૂં થયો જવાનીમાં બાતિલ :
ઉમ્ર આ આખિર હવે ! ઝઈફી જવી મુશ્કિલ !

કીસ્મત કરામત ઔર છે ! કીધો નશો કાતિલ :
જામે સનમ કરવૂં હઝમ જુદાઈમાં મુશ્કિલ !

ફિલસુફી સુફી ન્હડે ! ગૂમ અક્કલે આકિલ :
મૂલ્કે મહોબ્બતનો મુસાફિર મૉજમાં મુશ્કિલ !

લાગી નઝર ! કારી ઝખમ ! હજી મૉતથી ફાઝિલ !
દિલ કહીં ! દુનિયા કહીં ! એ મામલો મુશ્કિલ !

યારી ખરી દિલની ઠરી, વહ દિલ અવલ આમિલ :
દિલબર વગર હાફિઝ મૂલ્કે હિન્દમાં મુશ્કિલ !

લઝ્ઝત શરાબીની લીધી : એ મ્હાવરે કાબિલ :
દિલ તસવ્વર યારનૂં, સ્હમજાવવૂં મુશ્કિલ !

ભૂલૂં ફસેલૂં કોઈ, રાહે ઈશ્કમાં ગાફિલ :
કદમે સનમ ચુમ્યા વગર, બીજી સલાહ મુશ્કિલ !

ઈશ્કનૂં મઝહબ ગઝબ ! ડાહી જહાં જાહિલ !
બેભાન ઝખમી આશકોને છેડવા મુશ્કિલ !

અને લખ્યો દાવો ! સનમ ! છે દફ્તરે દાખિલ ?
જિગર મગર ભીતર જળે ! જેનૂં બયાં મુશ્કિલ !

બેશર્મ હૂં, દિલબર ! થયો : ઘેલો બન્યો બિસ્મિલ :
ત્હારો મગર પરદો પૂરો ઉઘાડવો મુશ્કિલ !

છે બધૂં મુશ્કિલ ! મગર, હા ! મુશ્કિલે મુશ્કિલ !
સાગર ! દીદારે યારની તો કુલ ગઝલ મુશ્કિલ !

મુશ્કિલી મખમૂરની ચાહે તો દૂર કર :
પાંવ દાબૂં બેઈઝા : દિલદાર ! હૂકમ કર !

સાગર.



—૨૩૯—

# દ્વારામતીને

દેવિ ! અહો દ્વારામતિ ! હતી પ્રેમપુણ્ય પ્રભાવતી !
શી આજ, હા ! સાગરતટે તુજ દામણી મૂર્તિ ખડી !

તુજ નૂર ક્યાં ? તુજ શૂર ક્યાં ?
તુજ ધામ દામ દમામ ક્યાં ?
એ યાદવોના મ્હેલ ક્યાં ?
ક્યાં સ્નેહસરિતા રેલતી ?

શ્રી કૃષ્ણચન્દ્ર તણું, અહો !
એ પ્રેમધર્મનિશાન ક્યાં ?
ક્યાં—પ્રેમભીની ભૂમિ ક્યાં ?
ક્યાં આજ, હાય ! ગરીબડી ! !

ક્યાં સુરસરિત સમોવડી—
સ્રોતસ્વિની સખી ગોમતી ?
મેલી અહીં આ દીસતી
સાગર તણી શી વીરડી ? !

ક્યાં છે કુમારી સરસ્વતી ?—
બ્રહ્માવિઉર હાઝર હતી !
જેને દિલે દ્વારામતી
નિજ નેન શી વ્હાલી હતી !

શું શારદા હજી છે અહીં ?
જહીં શ્વાનને ય ગમે નહીં !
શી હેતહીણી ઝૂંપડી !
શું એ વિભૂતિ વસે તહીં ? !

તુજ ધર્મધામ રુચિર શું !
રૂપ–નામ સૌ પલટી ગયું !
દ્વારામતી બદલાઈ, શું–
શું–' દુવારકા ' ! આ શું થયું ?

ઇતિહાસની જૂની આરસી !
રજ તે પરે શી આ ચ્હડી ?
ભીંત આંસુની આડી ખડી !
દેખે નહીં મુજ આંખડી ?

પ્રદ્યુમ્નની ધરતી અહીં !
અનિરુદ્ધ યાદ કરાવતી !
સ્મૃતિ સ્નેહધર્મની રાજતી !
મુજ પ્રીતિ ત્યાં તાજી થતી !

દેવિ ! ઉષા ! પ્રણયાંગના !
ચૈતન્યજ્યોતિ ! વીરાંગના !
હૃદયે, અહો ! તુજ નામના–
સ્મરણે નવી ગતિ લાધતી !

ભીની છતાં ઉરઆંખડી !
હજી યે જુવે કૈં વાટડી !
મુજ–ઝિન્દગી લાલી ભરી
ક્યારે–ઉષા અજવાળતી ?

મુજ કલ્પનાની પ્રતિકૃતિ !
મુજ પ્રેમની આછી છબિ !
તુજ વ્યોમમાં શી આ પડી ?
પણ–ગાન કાં ગાતી નથી ?

સાગર.



—૨૪૦—

# પધારો ! પાદરી બાવા !

પધારો ! પાદરી બાવા ! પ્રભુની ભાખરી ખાવા :
શરાબો પી ભરી પાવા : નવી બેતો ગઝલ ગાવા !

કહ્યું છે આપણા ઈસુએ : 'પિતા હુંથી નથી જુદો' :
અને, મનસૂર બોલે છે : 'ખુદા મૈં હૂં ! અનલ હક !' જો !

બિરાદર ! આપણા દેશે બધા યે ઈશ્કદર્વેશો :
અહં બ્રહ્માસ્મીતિ મન્ત્રો પુકારે છે મહર્ષિઓ !

હિરાની યા કુરાની યા રિકાબી હો કિરસ્તાની :
જુદી પ્યાલી : મગર અન્દર બધે યે દારૂની વાની !

મીંચી આંખો હરામી પર અનલ હકની પૂજા કરવા,
ભલા બુઝરગ બિરાદર ઓ ! પધારો ! પાદરી બાવા !

અનલ હકના અનલ ભડકા ! જુવો ! જ્યાં ત્યાં હવે જાગ્યા !
જવા ખપી ઝંપલાવા ત્યાં પધારો ! પાદરી બાવા !

નવા યજ્ઞે નવી વેદિ ! નવું નવું જાગતૂં જ્યોતિ !
ફરી ફરી ડૂબવું દરિયે ! નવું નવું લાધતૂં મોતી !

હજમ કર દેવતા, બન્ધુ ! છૂપાં આંસુ પચાવી જા !
હવામાં છોડી દો પરવા : પધારો ! પાદરી બાવા !

અયે ! જો ! સાદ પ્હોંચે છે : પ્રભુનો હાથ તેડે છે :
તૂ જો ! જો ! દૂર જો ! પૅદર ! ઈસુનું રાજ્ય આવે છે !

પડયાં ભૂલાં બિચારાંને શિખવવા પૂર્ણ પસ્તાવા,
પ્રભુના નામ પર, બુઢ્ઢા ! પધારો ! પાદરી બાવા !

લગાવી 'તેલ' મ્હેસ પર, અહા ! હસ્તે વદન, વ્હાલા !
ભલા ! અપવાસી ! ઉદાસી ! પધારો ! પાદરી બાવા !

હમારૂં સૌ તમારૂં હો : તમારૂં તે પ્રભુનૂં હો !
જિગર અમીભર નઝર તરથી પધારો ! પાદરી બાવા !

મહમ્મદ ! કૃષ્ણ ! ગૌતમ ! આ જુવો ! ઓહો ! ઈસા આવ્યા !
ખૂલે દિલદાર દરવાજા ! પધારો ! પાદરી બાવા !

જિગર ખ્હોળૂં બિછાવીને, સૂલી મનસૂરની સ્હેવા !
વધસ્તંભે હવે જાવા ! પધારો ! પાદરી બાવા !

સૂકાં ખેતર લીલાં થાશે : લીલાં રસભર બની જાશે :
સદા રસરેલમાં ન્હાવા પધારો ! પાદરી બાવા !

કદિ કદિ આંસુડાં લ્હેવા : દિલે દિલની દુવા દેવા :
પીધેલા પ્રાણપ્યારા હો ! પધારો ! પાદરી બાવા !

સનમના શબ્દના કેવા, અજાયબ બાજતા પડઘા !
ઝીલી કાયમ સુરો લેવા ! પધારો ! પાદરી બાવા !

મકાનો આ હમારાં તો, હજી ખંડેર છે, બાવા !
મગર, દેવળ પૂરૂં કરવા, પધારો ! પાદરી બાવા !

નવા દાવા ! નવા લ્હાવા ! અસંભવ સંભવિત થાવા .
બધૂં સ્હેવા : બધૂં ન્હાવા : પધારો ! પાદરી બાવા !

સમાધિસિદ્ધિ સાથે હો : નવી જાગતિ સ્ફુર્તિ હો :
ન હો ખટકો ખુશીથી ઓ પધારો ! પાદરી બાવા !

ખટક યા ખામી દેખો તો, નથી છૂટી કદમ ભરવા !
મગર, તનહા ભજન કરવા, પધારો ! પાદરી બાવા !

પધારો ! પાદરી બાવા ! પધારો ! પાદરી બાવા !
જહીં દિલ ન્હાય ત્યાં જાવા, પધારો ! પાદરી બાવા !

નવેસર વાયરા વાતા ! ફજરની છે સલામો આ !
ગમે તો એ કબૂલ કરવા પધારો ! પાદરી બાવા !

ઘટે તો આવજો, બાવા ! બિરાદર ! પાદરી બાવા !
વધાવો યા સિધાવો યા પધારો ! પાદરી બાવા !

સાગર.



-૨૪૧-

# અગર લખૂં લોહીથી ઉલ્ફત

અગર લખૂં લોહીથી ઉલ્ફત ! નિગાહ કર લાલ રંગત પર !
રજૂ કરૂં હાલ ખિદમતમાં : મહર કર બસ્ત કીસ્મત પર !

જીવૂં છું હિજ્રમાં રોતો : મરૂં બેમૉત રે ! અફસોસ !
સૂલી જુદાઈની સ્હેવા, નથી કૌવત ! પડયો બેહોશ !

પડયો કાયમ બિમારીમાં, અરેરે ! પ્રેમનો રોગી :
રહ્યો હરદમ સનમ જપતો ! દિવાનો ઈશ્કનો જોગી !

અગર, લખૂં લોહીથી, દિલબર ! કરૂં હયૂરત કરામત પર :
શહાદત પર મગર ના ના ! જીવૂં ત્હારી સખાવત પર !

હજી ટકતી હયાતી તે, નથી મ્હારી લિયાકત પર :
ઇનાયત પર મગર ત્હારી : સનમ ! ત્હારી સખાવત પર !

ફૂટેલી કોડીથી, અલબત્ત ! કિફાયત મ્હારી છે કિમ્મત :
ચલાવૂં વ્હાણ આંસુમાં, મગર ત્હારી શરાફત પર !

ધર્યૂં છે સર ઉપર કરવત : નથી હિમ્મત મગર ખુદ પર :
રહૂં મક્કમ યકીનિયત પર ! ફકત ત્હારી રહેમત પર !

ઝમાનો હાલ છે ઝાલિમ : તૂં જો ! આશક ન રાહત પર :
તૂં વહદતની વહી દે : યા કરૂં તૈયારી તુરબત પર !

ફૂરાવત કયાં સુધી મ્હારે ? કહે ! અય ગુલબદન પ્યારે !
અગર કર કૈં નઝરબક્ષી, હવે આ તંગ હાલત પર !

કબૂલિયત કુલ ગુનાહની છે : રહ્યો ધર બાંધી ગફલત પર :
મગર, ગનીમત મ્હને ધોવા, યકીન ત્હારી હુકૂમત પર !

ઝુરૂરત છે ન જન્નતની : ન દોઝખ યા મલામતની :
ફનાની ફાંસીએ મરવૂં, મહોબ્બતની મુરવ્વત પર !

ઝુવે કાબૂ ઇબારત યા હવે ભૂલે કલમ, દિલબર !
મગર, ત્હારી સુરત પર દિલ જીવે ઘેલું, ગરિબપરવર !

વકાલત યા દલાલત ના : ન કો બેલી કયામત પર :
સવાલત પર નઝર કર ! અય ! ખડો ખાકી અદાલત પર !

અગર લખૂં લોહીથી ઉલ્ફત ! નિગાહ કર લાલ રંગત પર !
જિગર સાગર ફકીરી યા ! સનમ હઝરત સલામત પર !

સાગર.



-૨૪૨-

## સનમને સવાલ

શબ્દ ? સનમ ! આપશો ? પૂછૂં ? સનમ ! જીવાડશો ?
દિલથી દિલ દબાવશો ? તૂં ગોદમાં સુવાડશો ?

અગર—છૂં હૂં તુજ શિકાર :
કત્લનો ય તલબગાર :
યારની અમર કટાર :
ઘા પૂરો લગાવશો ?

વીતી જતાં વરસ વરસ :
જિગરમાં મગર તરસ :
તો—સનમ ! પૂછૂં છૂં બસ :
પૂરૂં કદી પીવાડશો ?

લાગી, સનમ ! દિલ્લગન ?
શી રોમરોમ આ અગન ?
કીસ્મતે ફકત રૂદન ?
સૂકું સુમન ! ખીલાવશો ?

જિગર જપે એક યાર :
ઈશ્ક યારનો પુકાર :
તો—કટાર યા દીદાર ?
યાર ! કૈં ચખાડશો ?

રગ રગે તુંહિ તમામ :
જો ચીરી ! અય ! નેકનામ !
આવશે કશું ય કામ ?
આમ યા જલાવશે ?

અસ્થિ, માંસ, ચર્મમાં :
વિચાર, વાણી, કર્મમાં :
સનમ ! શરાબી ધર્મમાં–
કદમ, કહે ! ઠરાવશે ?

યાર કે છું અરઝદાર ?
યા હજી ઉમેદવાર ?
કે, સનમ ! હું ભટકનાર ?
કંઈ જવાબ આપશે ?

હું ત્હને શું ? બોલ ! બોલ !
તું મ્હને શું ? ભેદ ખોલ !
દર્દ બોલ ! ઈશ્ક બોલ !
ક્યાં સુધી તપાવશે ?

જિગર જો ! કર્યું હરાજ :
પ્હેર્યું તુજ ફકીરી તાજ :
તો–કદમનું અમર રાજ–
જિગરમાં જમાવશે ?

શબ્દ ? આપશે, સનમ ?
જીવ્યું જીતાડશે, સનમ ?
સુવે તું ત્યાં, કહે ! સનમ !–
શું ગોદમાં સુવાડશે ?

સાગર.

—૨૪૩—

# દરગાહ બસ મુજ કત્લગાહ

યારો! કોઈ છે દર પર અહીં? હાજર બિરાદર યા નહીં?
યારો! કત્લગાહપર કૂચ કરી: ના! ના! અહીં સોહી કહીં?

અલબત્ત, આશક યારના:
બેશક, કશા હકદાર ના:
તાલિબ ફક્ત તલ્વારના:
અમરાપુરી અસલી તહીં.

અસબાબ અમીરી આપના:
ગુલશન અનાર ગુલાબના:
સીસા સુરેખ શરાબના:
સૌ આપ ભોગવજો અહીં.

અર્જી લખો મુજ યારને:
ગમખ્વાર દિલ હુશિયાર છે:
લે–લે ઘસી હથિયારને:
લાવો: કરૂં છેલ્લી સહી.

થાતાં ઝબેહ ન કરૂં રૂદન:
પ્હોંચાડજો હસતાં નમન:
દિલબર હુઝૂર બે–બે સુખન:
"ગરદન ગઝબ તલપી રહી."

કોણે કહ્યું દિલદારને–
"દે દિલ દિવાના યારને"?
જા! ના કહે: ન રહમ કરે:
મ્હારૂં જિગર ખંજર મહીં.

ના! ના! હવે બોસા ન દે:
પ્હેરૂં સુખે કફની ભલે:
બીજી ફિલ્સુફી ન ખપે મ્હને:
હાં! જા! કહે, કાસદ! જઈ.

ના! ના—અરે—આપણું કફન:
ના! ના—ભલે—કોઈને દફન:
વ્હાલું અને મળવું વતન:
આશા કતલખાને રહી.

શાયદ અજાયબ આદમી:
ગમી યા ગમી કૈં ના ગમી:
પણ—ભાવતી કાતિલ ઝમી:
કુરબાની ગમી ત્યાં ખુશ થઈ.

દશ લાખ ઘા દિલમાં પડ્યા:
રૂઝ્યા, ફરી ફરી ઊભર્યા:
વ્હાલા નવા કૈં કૈં મળ્યા:
લઈ છેલ્લી વ્હાણુ પતી જઈ.

આશૂક! હુસેની બાદશાહ!
સાગર! ફકીરી ઇશ્કરાહ!
દરગાહ બસ મુજ કત્લગાહ:
લઈ બંસી ચલ! ગા તૂંહિ! તૂંહિ!

સાગર.

—૨૪૪—

## જોગીની ગઝલ

જનમના જોગીડા છઈયે: હમે તો જોગીડા છઈયે:
ખુદીના ખુદ બન્યા છઈયે: જનમના જોગીડા છઈયે.

સનમના જોગીડા છઈયે:
સનમના જોગીડા છઈયે:
અનલ હકમાં મચ્યા રહીએ:
જનમના જોગીડા છઈયે.

હમે જૂના જમાનાના
        શરાબી આદમી છઇયે :
ડૂબેલા ઇશ્કને દરિયે :
        જનમના જોગીડા છઇયે.

ફકીરી હાલમાં ફરીએ :
        ન પર્વા કાલની કરીએ :
ખુદા દિલબર સનમ કહીએ :
        જનમના જોગીડા છઇયે.

ભલે રડીએ, ભલે હસીએ :
        ભલે પડીએ, ભલે ચ્હડીએ :
મગર ના ! ના ! નહીં ડરીએ :
        જનમના જોગીડા છઇયે.

નહીં ! નહીં નોકરી કરીએ :
        અસલ મસ્તાન દિલ છઇયે :
ઝૂલમ જૂઠા નહીં સહીએ :
        જનમના જોગીડા છઇયે.

સનમના પ્રેમસાગરની
        હમે ગેબી લહર છઇયે :
સનમના મસ્ત કાયમના
        જનમના જોગીડા છઇયે.

---

—૨—

---

ફકીરી બાદશાહ છઇયે :
        ફકીરી બાદશાહ છઇયે :
હમે તો બાદશાહ છઇયે :
        ફકીરી બાદશાહ છઇયે.

નહીં જામો, નહીં કેફની,
        નહીં ! નહીં ! ખાક નહીં ધરીએ :
અનલ હક બસ રહે હઇયે :
        ફકીરી બાદશાહ છઇયે.

અસલ સત્તા સનમશાહી,
        ઝમીં, અસ્માનને હરિયે :
સલામી બસ તહીં દઇયે :
        ફકીરી બાદશાહ છઇએ.

ફકત માલેકની રૂબરૂ,
        અજાયબ ગુફ્તગો કરીએ :
સનમ ! ત્હારી હકીકતમાં,
        ફકીરી બાદશાહ છઇયે.

ફના કરીએ, ફના થઇયે :
        ફના કરવા હુકૂમ કરીએ:
ફનાની શાહનશાહતના,
        ફકીરી બાદશાહ છઇયે.

બકાના તખ્ત પર આખર,
        ખરા વારસ હમે છઇયે :
અમરગઢ જીતવા જઇયે :
        ફકીરી બાદશાહ છઇયે.

સનમના ઝોર પર સાગર,
        ભરી ભરી નૂર પી લઇયે :
દિલે દિલ શાહનશાહબાનુ !
        ફકીરી બાદશાહ છઇયે.

સાગર.



—૨૪૫—

# મ્હારી સનમ

ગા ! ગા તું, બુલ્બુલ ! દમ બ દમ :
ગા ઈશ્ક : ગા રહમે સનમ :
ગા ! ગા અગમ શાહે સનમ :
તું હિ ! તું હિ ! મ્હારી સનમ !

મ્હારી સનમ ! મ્હારી સનમ !
કાયમ દિલે ત્હારૂં હરમ :
પડઘમ બજે જ્યાં દમ બ દમ :
સુરસારીગમ : મ્હારી સનમ !

તુજ ઈશ્ક એ જ અજબ રહમ :
એ એ જ નેતિ અગમ નિગમ :
ભાંગી તૂટી બૂઠી કલમ—
કમઝોર છે મ્હારી: સનમ !

ઝાંખી થતાં જ ઢળી પડ્યો :
હઝરત મુસા હાંફી ગયો :
ના ! ના દીદાર સહી શક્યો !
તાકાત શી મ્હારી ? સનમ !

દર દર ફરૂં નગરે નગર,
હર ચીઝ સુન્દર હો અગર,
જળતું જિગર સુનૂં મગર,
ત્હારા વગર : મ્હારી સનમ !

ત્હારા પીધા ગેબી સુખન :
ના ! ના દીઠું ત્હારૂં બદન :
ઈત્તિન થયું : મળયું વતન :
લે ! લે વચન : મ્હારી સનમ !

પણ—ચશ્મથી માણિક્ય શો,
શો ઈશ્ક તુજ વરસે, અહો !
દાવો અનામી છે કશો :
ત્હારે તખત : મ્હારી સનમ !

મ્હારા ગુનાહ સો લાખ છે :
બિસ્મિલ બન્યૂં દિલ ચાક છે :
જો ! જો ! જિગર પૂર ખાક છે :
તૂં ઝિન્દગી મ્હારી : સનમ !

ગોયા જહાં સહુ ખ્વાબ છે :
હક લબશરાબ ગુલાબ છે :
એ સાફ ઈશ્કહિસાબ છે :
છે ઈશ્ક તૂં : મ્હારી સનમ !

દિલદાર ! પરદેપોશ છે :
દર્દી જિગર બેહોશ છે :
પણ—ઈશ્ક પર ખામોશ છે :
તૂં જહાંપનાહ : મ્હારી સનમ !

સૂલી ઉપર હસતો સુતો !
મનસૂર 'અનલ હક' બોલતો !
દાવો ખુદાઈ કરી શક્યો !
ત્હારી હૂંફે : મ્હારી સનમ !

કૌવત કશૂં ઈન્સાનનૂં ?
'હૂં હૂં ખુદા' ! શી રીતે કહ્યૂં ?
ત્હેં ત્હેં જ કામણ ત્યાં કર્યૂં !
બની તૂં ગબાં : મ્હારી સનમ !

મુરદાં, અહો ! જીવતાં થતાં !
'કમ્કુમ્બ-ઈઝ્ની !' બોલતાં !
નહીં શખ્સ એ કરતો બયાં :
દમ તૂં ફૂંકે : મ્હારી સનમ !

દરખત ભીતર દરખત થતો !
દિલ 'લેલ ! લેલ !' પુકારતો :
મજનૂં ત્હને જપતો ખડો :
પગ તુજ દુ:ખે : મ્હારી સનમ !

ફરહાદ ત્હાડ શૂં ફોડતો ?
નહીં ! કોહકન આશક હતો :
એ હાથ તો પણ ખોદતો–
ત્હારો હતો : મ્હારી સનમ !

કોઈ ઝૂલેખા બાપડી :
કો ઘેલી લેલી ગરીબડી :
જીવતી શિરીં કબરે સુતી !
સૌ તુજ કદમ : મ્હારી સનમ !

જડ પત્થરે જોગી થતી !
કોઈક 'મીરાં સંકડી' !
નામે સનમ ! જીતી જતી !
બળતી તૂંમાં : મ્હારી સનમ !

જડમાં તૂંને જોતી સતી,
ખુદી જલાવી જળી જતી :
કાફર કહે કાફર કદી !
પણ ઇશ્ક ? ઓ મ્હારી સનમ !

આબાદ લગની લાગતી,
તેને, સનમ ! તૂં તારતી :
જડ ચેતના ભેદો નથી :
જોતી ફના મ્હારી સનમ.

છો હોય જડ યા ચેતના :
દિલ એકમાં હો પૂર ફના :
તો ખુદ ખુદાની કશી તમા ?
શૂં છે ખુદા ? મ્હારી સનમ.

જ્યાં આશકોના આહ છે,
ભર અરક પર દરગાહ છે,
ત્યાં ખુદ ખુદા જ પ્રવાહ છે:
છે ગેબ એ: મ્હારી સનમ !

ઝુલમ, ઝખમ તોબાહ છે:
છે દૈવી પણ દિલદાહ એ:
ના જોગીઓ ગુમરાહ છે:
છે રાહબર મ્હારી સનમ !

કરૂં શું હું વેદપુરાણને ?
શું તીર્થ, સન્ધ્યાસ્નાન છે ?
દિલબર જહીં દિલજાન છે:
તૂંહિ ! તૂંહિ ! મ્હારી સનમ !

ના ! ના ! સનમ પંડિત નથી !
વેદાન્તી વા ફિલસુફ નથી !
છે–છે બધું: પણ પ્રીતડી !
બસ પ્રીતડી મ્હારી સનમ.

દુનિયાની ઇઝ્ઝત આબરૂ:
એને શું ચ્હેરૂં ? પાથરૂં ?
સારી જહાંને શું કરૂં ?
તું રૂબરૂ હો ! મ્હારી સનમ !

વ્હાલાં ન કો અળખામણાં:
પણ–આપણાં શમણાં ફળ્યાં:
દિલ દિલ, સનમ ! આપણ જડ્યાં !
ર્‌હેજો નિકટ: મ્હારી સનમ !

લાખો કરોડ વરસ વીત્યાં:
આપણ હતાં બે એકઠાં:
વિખૂટાં પડ્યાં: પાછાં જડ્યાં:
ફરીથી જુદાં: મ્હારી સનમ !

દરિયાવદિલ મોતી ઝર્યાં :
રે ! ઈશ્ક !–યા શું કહું બચાં ?
જુગ જુગ ભમ્યાં દિલનાવડાં :
તરવા પડયાં : મ્હારી સનમ !

કૈં લાખ જહાજ તૂટી ગયાં :
બચવા નવા મછવા મળ્યા :
ભરપૂર સાગરિયે મળ્યાં :
આમીન ! અહો ! મ્હારી સનમ !

તુંમાં ડૂબું છું હું : સનમ !
હુંમાં ડૂબે છે તું : સનમ !
આ વસ્લ ! સાગરિયે સનમ !
કાયમ રહો ! મ્હારી સનમ !

કૈં કૈં સિફત બોલત અગર જો હોત હું શાયર :
હું તો, સનમ ! ત્હારા, મગર, લબનું બનું સાગર.

સાગર.

अथ प्रेमधर्माय नमः ।

# માર્ગદર્શક ટીકા

## પૃ. ૧ ગઝલ ૧

જે કાવ્યને કવિ નર્મદાશંકરે "સુરતથી મુંબાઈ આવતાં દરિયામાં ચંદનીની શોભા" એવું નામ આપ્યું છે, તેને આ સંગ્રહમાં "ચંદા" નામ આપવામાં આવ્યું છે.

ચંદા=ચંદની.

સુખકંદા=સુખનું મૂળ એવી.

શશીલીટી=ચંદ્રના પ્રકાશનો પાણી ઉપર વધારે ચળકતો જે સેરો પડે છે તે.

વીળે હીલે તે આનંદા=એ સેરો અને જેના ઉપર તે પડ્યો હોય તે પાણી ભરતીથી ઉંચાં નીચાં થયાં કરે, એટલે જોનાર ચદનીથી આનંદિત થાય એવું વર્ણન છે. ગ્રંથમાં "વળી" છે તે છાપની ભૂલ છે. 'વીળે' (=ભરતી) જોઇએ.

ઉંચે૦=આસમાન અને જમીન એ એની વચમાની ચદની હવામાં ધ્રુજતી પોતાની ઇચ્છામાં આવે તેવી જણાય છે, વખતે ઘણી સફેત, વખતે ફીકી લાલી અને વખતે ભૂરી, હવાની હાલત પ્રમાણે દેખાય છે.

ગોરી=ચંદની.

રસે ડુબ્યા૦=કુદરતના વિચારમાં પોતે ધુમ થઈ ગયા.

( નર્મકવિના પ્રમાણે અર્થ આપ્યા છે. )

રણજીતરામ વાવાભાઈ.

છન્દનૂં નામ 'રેખતો' છેઃ સામાન્યપણે જેને 'ગઝલ' કહેવામાં આવે છે તે છન્દનુ નામ 'હઝજ' છે અને ગણભેદે કરીને તેના ૪૨ પ્રકાર છે; વિકૃત ગણ અને ગણવિચ્છેદને લીધે માપની વધઘટ સાથે એ જ છન્દનાં બીજાં પણ અનેક સ્વરૂપો બને છે. રેખતાનૂં માપ "મ–ફા–ઈ–લુનૂ—મ–ફા–ઈ–લુન્" એ ગણની વિકૃતિથી બને છે: દાખલા તરીકે

"સાત પરદેમેં છૂપે વહાંસેં ભી લાગી તુઝે:
"લાકે ફિર ચશ્મોંકે પરદેમેં છૂપાવૂં તુઝે!"

એ રેખતો છે. દયારામે એ માપની કેટલીએક બેતો લખેલી છે. કવિ નર્મદે ઘણું ખરૂં ગરબી અને લાવણીમાં ઈશ્ક ગાયો છે. નર્મકવિતાની પહેલી આવૃત્તિમાં આ કાવ્યને કવિએ પોતે "ગઝલ" કહેલી છે પણ બીજી આવૃત્તિમાં "રેખતો" લખેલું છે કેમકે માત્રાનું માપ જોતાં તે ગઝલ નહીં, પણ ગઝલની ચાલ–રેખતો જ છે.

---

## પૃ. ૧ ગઝલ ૨

આહા! મસ્ત બાલ! અમર બાલ!

ફારસી ગઝલને ગુજરાતીમાં લાવીને પહેલવહેલી રુજૂ કરનાર મસ્ત બાલના નામથી કયું ઇશ્કનું રાહદારી જિગર ગુજરાતમાં બિનવાકેફ છે? સુરીવાદનું રહસ્ય હૈયામાં પૂર્ણાથી અભ્યાસી એના હૃદયોદ્ગારમાં અન્તઃપ્રવેશ કરી શકે છે. મસ્ત બાલનું જિગર હકીકી ઇશ્કનું આશક છે. તે પ્રેમરૂપા ભક્તિ પુકારે છે. ભક્તિસૂત્રમાં આચાર્ય નારદ મુનિ પ્રેમની ભક્તિની વ્યાખ્યા સ્હમજાવે છે કે,

[illegible]णे व्या[illegible]तेति । अ[illegible] । यथा व्रजगोपिकानाम् ॥

"ઈષ્ટના વિસ્મરણથી (વિયોગથી) વ્યાકુલ થવું; એ એવુ જ છે: વ્રજગોપિકાઓની પેઠે પ્રેમ."

"હરિપ્રેમપચદશી"ના મથાળાથી બાલાશંકરે લખેલાં કેટલાંક કાવ્યો 'ભારતીભૂષણ'માં પ્રસિદ્ધ થયેલાં છે, તેમાંથી આ અને બીજી ગઝલો લેવામાં આવી છે.

આ આખી ગઝલમાં વિરહી હૃદયની તીવ્ર દર્શનેચ્છા છે; છતાં મસ્તી એ જાણે મસ્ત બાલના જિગરનું જાયૂકનું લક્ષણ છે.

"છો માહરા નોધે ગુન્હાઓ, નિન્દકોનો દફ્તરી;
"પણ મસ્ત તુજ દરબારમાં આવ્યા વિના ગમતું નથી."

એ બેત આશકોને હૈડે લખી રાખવા જોગ છે. આશક એટલે જ એકનો પૂરો જોગી. એવા જોગી જેઓ ન હોય તેઓ ઇશ્કનાં રાહદારી જિગરો માટે ગમે તે કહે પણ આશક જોગીને તે શા ખપનું છે?

ઇશ્કના રાહમાં 'મસ્તીના હાલ' ટકી રહેવા એ બહુ વિકટ છે: ખરૂં 'દર્દી' જિગર જ લાખો પ્રલોભનો સ્હામે ખડાં છતાં મસ્ત હાલતમાં ટકી શકે છે. બાલાશંકરની ગઝલો સ્પષ્ટ બતાવે છે કે તેના જિગરની મસ્ત દશા કાયમની છે અને મસ્ત બાલનું તેનું ઉપનામ કેવળ યથાર્થ છે.
શર્વરિનાથ=ચન્દ્ર.

પિયૂષ શી=અમૃત જેવી.

દિગંતી રેખા=દિશાઓનો અન્ત બતાવનારી લીટી. દિશાઓનો અન્ત બતાવનારી ક્ષિતિજની રેખા જેમ જેમ તેની સ્હામે જઈયે તેમ તેમ નજીક જણાવા છતાં વધારે દૂર હોય છે અને પ્રાપ્ત થતી નથી, તેમ તું પણ 'હમણાં મળશે' એવી આશા લાગવા છતાં ત્હારી પ્રાપ્તિ એ ક્ષિતિજરેખાની પેઠે દુર્લભ છે.

લીટી ૧૧–૧૨ સરખાવો:—

अहेतुः प[illegible]पाता यस्य तस्य नास्ति प्रतिक्रिया।
स हि स्नहात्मकस्तन्[illegible]न्तर्मर्माणि सिव्यति ॥

અને,

व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः।
न खलु बहिरुपाधी[illegible] प्रीतयः संश्रयन्ते ॥

ભવભૂતિ.

"ગઈ યક્ બ યક્ જો હવા પલટ, ના તો દિલમેં મેરે કરાર હયઃ"
એ ઝફરની ગઝલના રાહમાં આ ગઝલ ગાઈ શકાશે.

---

## પૃ. ૨ ગઝલ ૩

વિરહવેદના અને દર્શનેચ્છાની તીવ્રતા ખુલ્લી છે. રાહ ઉપર પ્રમાણે જ છે.

---

## પૃ. ૪ ગઝલ ૪

ઇશ્કનાં મસ્ત જિગરો સાથે દુનિયાનાં રીતરીવાઝોનો મેળ ખાતો નથી, એ જાણીતી હકીકત છે. મન્દાધિકારી જીજ્ઞાસુઓ માત્ર સ્થૂલ નિયમોને સ્થૂલ રૂપમાં જ સ્હમજીને તેને અનુસરવામાં જીવનની કૃતકૃત્યતા માને છે, તેઓ મહાત્મા મનસૂર કહે છે તેમ 'તારાઓને અજવાળે સૂર્યને શોધવાને મથે છે': પ્રેમનાં પ્રવાસી હૃદયો વસ્તુમાં લીન હોવાથી મસ્તી, વિરક્તિ અને ભક્તિની ધૂનમાં ઈષ્ટ સિવાય બીજા કશાને ગણકારતાં નથી અને સામાન્યતાથી હમેશ પર હોય છે.

પ્રેમભક્તિમાર્ગના પ્રણેતા નારદ મુનિએ સ્હમજાવેલું છે કે ઇષ્ટ મૂર્તિના ભજન, કીર્તન અને ચિન્તવન સિવાય તદ્દેતર બધી બાબતોનો પ્રેમી હૃદય નિરોધ કરે છે:

निरोध[illegible] [illegible] व्यापार सन्यासः।
तस्मि[illegible] ता तद्विरोधिषूदासीनता च ॥

લોક, વેદ અને વ્યવહારનો ત્યાગ, અને ઇષ્ટમાં અનન્યતા તથા તદ્વિરોધી બાબતો પ્રત્યે ઉદાસીનતા, એ પ્રેમીને નિરોધ છે.

ચુસ્ત સુફીનું આવું લક્ષણ છે.

ઇંજિલ=ખ્રિસ્તી ધર્મપુસ્તક—બાઇબલનો નવો કરાર.

રાહ ઉપરની ગઝલનો જ છે.

---

## પૃ. ૫ ગઝલ ૫

મસ્ત બાલની ચુનન્દી ગઝલોમાંનો એક અચ્છો નમૂનો છે. બાલ પછી ઘણા ગૂજરાતી ભાઇઓએ ગઝલમાં ઇશ્ક ગાયો છે—બજાવ્યો છે; કલાપીએ જથાબન્ધ ગઝલો લખી છે અને તે બધી, બેશક, મુલાયમ જિગરની લાગણીથી ઉભરાઈ જાય છે છતાં શાયરીની કુનેહ—ગઝલની ઇબારતમાં, અલબત્ત, બાલાશંકર ચ્હડે છે. તે તો ગૂજરાતનો હાફેઝ છે.

સબર=સબૂરી.

ગમખ્વાર=દુઃખી.

ગુલિસ્તાન=બગીચો.

બુલબુલનું રૂપક આશકના અને ગુલ=પુષ્પનું રૂપક માશૂકના જિગરને માટે ફારસી સાહિત્યમાં વખ્તોવખ્ત વપરાયલાં છે.

પરકાર=હોકાયન્ત્ર.

એક જ દિશા તરફ હોકા અવિચલ રહે છે તે પ્રમાણે આશકનું ચિત્ત પણ માશૂક તરફ અચલ પ્રેમથી વળેલૂં હોય છે.

સુદગચલે=સુદગ+અંચલ. આંખનો પડદો.

પ્રેમને કશી મુસ્કેલી બાધ કરી શકતી નથી, કશા નિયમો બંધનકારક હોતા નથી : નિયમ એ લૌકિક નિયન્ત્રણ છે; પ્રેમ અલૌકિક છે—દિવ્ય છે.

જેમા કશી મુસ્કેલી વેઠવી પડતી નથી એવો સુગમ પ્રેમ કરનારાં તો બેશુમાર છે; પણ તે પ્રેમ પ્રેમ નથી. એ તો ફક્ત નામધારી પ્રેમ છે. ખરો પ્રેમ તો હમેશ લૌકિક નિયન્ત્રણાથી પર અને સર્વજીત છે.

પહાડી ગઝલ છે.

"મરતા હૂં તેરે હિજ્રમેં, અય યાર ! ખબર લે !"

એ રાહમાં ગાઈ શકાશે.

---

પૃ. ૬ ગઝલ ૬

આ પણ એવી મસ્તીની ગઝલ છે.

નિપટમાં=ભરપટ્ટે; પુષ્કળ પ્રમાણમાં,

નર્દય છે ત્યાં નિર્દય જોઇયે, છાપની ભૂલ છે.

મનસૂર=હુસેન બિન મનસૂર અલ્ હલ્લાજ, એ નામના સુફી મહાત્મા થયા છે. અનલ હક એટલે अहंब्रह्मास्मि એવું બોલવા માટે બગદાદ શહેરના ચુસ્ત ઇસ્લામીઓએ એમના શરીરને હિઝરી સન ૩૦૯ માં સૂલીએ ચ્હડાવેલૂ અને એમણે અનલ હકની ધર્મગર્જનામાં ખુશીથી દેહોત્સર્ગ કરેલો. દ્વૈતવાદી ઇસ્લામીઓએ એવી માન્યતાને લીધે એમને સૂલી આપેલી કે, 'હુ ઈશ્વર છું' એવૂં માણસ જાત બોલે એ પેદા કરનારને અપમાન આપનારૂં છે. મહાત્મા મનસૂરના શિષ્યો અને હિમાયતીઓ માને છે કે ઇસુ ખ્રિસ્તની પેઠે દેહવિસર્જન પછી તેમણે આશકોને દર્શન આપેલૂ: તીગ્રીસ નદીમાં તેમના શરીરની ખાક નાખવામાં આવેલી અને તેવામાં તીગ્રીસમાં જે ભયંકર રેલ આવેલી તે પણ તેના કોપને લીધે હોય એવૂં કહે છે.

ભગવાન્ શંકરાચાર્યે चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम्। એ સ્તોત્રમાં सोऽहंस्वरूपની જે વાત કરે છે તે જ મહાત્મા મનસૂર સ્વાનુભવસાક્ષાત્કારથી બોલતા અને સુફી શિષ્યોને શિખવતા. કેટલાક એવૂં પણ કહે છે કે ધર્મનાં નિગૂઢ રહસ્યો જે ગુપ્ત રાખવાં જોઇયે તે પ્રસિદ્ધપણે બોલી દેવાથી તેમને સૂલી આપેલી હતી.

ખરા સુફીની વ્યાખ્યા મહાત્મા મનસૂરે એવી કહેલી છે કે, 'જે માત્ર એકને જ બરાબર ઓળખે અને જેને તે એક ઓળખે તે સાચો સુફી.'

સુજને તને=મ્હારે શરીરે.

ઝૂલેખા અને યુસફના ઇશ્કની કથા ફારસી અને ઉર્દુ શાયરીમાં તેમ જ ઇસ્લામી ધર્મશાસ્ત્રમાં, હદીસ શરીફ વગેરે તવારિખમાં મશહૂર છે. હઝરત યુસફ એક પેગમ્બર મનાય છે. એમની આખી જીવનકથા બહુ વિસ્તારી છે, અને તે કુરાને શરીફ (જેનૂં ગુજરાતી ભાષાન્તર થએલું છે તેના) બારમા સુરામાં અભ્યાસી જોઈ શકશે. બાઇબલમાં પણ એ ઇતિહાસ Genesis એટલે સૃષ્ટિની ઉત્પત્તિનાં પ્રકરણ ૩૦ થી ૫૦ માં અપાયલો છે. મુખ્તેસર અહેવાલ આ પ્રમાણે છે:—

યુસફમાં જન્મથી જ અદ્વિતીય સુન્દરતા હતી. એને લીધે તેને 'માહે કિનાન' યાને 'મિસર દેશનો ચન્દ્ર' કહે છે. એના બાપને એ બહુ વ્હાલો હોવાથી એના બીજા ભાઇઓએ એને કુવામાં નાંખી દીધેલો અને કોઇ વેપારીઓએ એને ત્યાંથી કહાડીને મિસરના ખઝાનચી કિતફરને વેચાતો આપેલો. કિતફરની પત્ની ઝૂલેખા તેના પર આશક થયેલી પણ યુસફે એના ઇશ્કનો ઇનિકાર કરેલો, કેમકે એના અન્તરાત્માને એ ગેરવાઝબી લાગેલું, છતાં એના પર ખોટો આરોપ આવેલો અને એને કેદની સઝા થયેલી. ઝૂલેખા એનૂ જ ચિન્તવન કરતી અને એના વિરહમાં દિવાની થઈ ગયેલી. ઘણાં વરસો સુધી યુસફ કેદમાં રહેલો અને ઘેલી ઝૂલેખાએ યુસફના ઇશ્કમાં તપ કરતાં ઝિન્દગાની ગાળેલી. એવામાં મિસરના બાદશાહ ફેરહોને એક ભેદભરેલુ સ્વપ્ન આવ્યૂં અને યુસફે તેનૂં ભાવિ કહ્યૂ તે પ્રમાણે બનવાથી તેનો છૂટકારો થયો, એટલૂં જ નહીં પણ, બાદશાહે તેને મ્હોટી પદવી આપી અને છેવટે ગાદી પર બેસાડયો. ઝુલેખા તો હજી પણ ઇશ્કદિવાની જ હતી: તેનો વર મૃત્યુ પામ્યો હતો. એક દિવસે, બાદશાહ થયા પછી, યુસફની સવારી જતી હતી તે ઝૂલેખાએ જોઈ અને ઝૂલેખાને યુસફે જોઈ. પ્રેમઘેલી ઝૂલેખાને જોતાં જ હવે યુસફને પોતાની જાત માટે ઘણૂં લાગવા માંડયૂ અને તેના અન્તરાત્મામાં સ્નેહનો સ્વીકાર કરવાની પ્રેરણા સ્પષ્ટ સંભળાવા લાગી. યુસફનાં છેલ્લાં દર્શન કર્યાં પછી ઝૂલેખા 'નવૂં જીવન' પામી ચૂકી હતી. તેને મનુષ્યસ્નેહની કશી દરકાર ન હતી. પસ્તાવાથી બળતા યુસફે ઝૂલેખાના હાથની માગણી કરી પણ ઝૂલેખાએ સ્પષ્ટ કહ્યૂં કે, 'પેદા કરનારની એકની સાથે જ લગની લગાડવી એ હિતકારક છે, અને લગ્ન કરવાની કશી જરૂર નથી.' પણ હવે તો યુસફથી વિરહાગ્નિ વેઠી શકાય તેમ ન હતૂં. છેવટે બન્નેનાં લગ્ન થયેલાં અને ત્યારથી હઝરત યુસફને ઈશ્વરનો પયગામ મળેલો અને તેઓની પેગમ્બર તરીકે ગણના થવી શુરૂ થયેલી. કહે છે કે જેટલાં વરસો સુધી ઝૂલેખાએ યુસફના વિરહમાં દુઃખાશ્રુ પાડેલાં તેટલા દિવસોમાં યુસફે ઝૂલેખા કરતાં ઘણી વધારે વિરહવેદના વેઠેલી અને આંસુ પાડેલાં. ફારસીમાં યુસફ ઝૂલેખાના ઇશ્કનૂં એક મહાકાવ્ય લખાયલૂં છે.

હાફેઝ=મહમ્મદ શમ્સુદીન ખ્વાજા હાફેઝ, એ ફારસી શાયરોમાં

પ્રખ્યાત છે. ઇટાલિયન મહાકવિ ડૅન્ટીનો અને આપણે અહીં શીરાંબાઇનો તે સમકાલીન. સુફીવાદના ગહન સિદ્ધાન્તો પર તેણે મસ્ત ગઝલો જુસ્સાભરી અને આકર્ષક બાનીમાં લખેલી છે. બાલાશંકરે તેની કેટલીક ગઝલોનો અનુવાદ ગુજરાતીમાં કરેલો છે અને તે આ ગ્રંથમાં છેઃ બહુ જ ખુશી થવા જેવું છે કે એ મસ્ત પિતાના પુત્ર રા. ત્રિપુરાશંકર કંથારિયાએ હમણાં હાફેઝનું ભાષાન્તર કરવું શુરૂ કર્યું છે અને 'સુદર્શન' પત્રમાં તે ગઝલો છપાય છે. એ ગઝલોમાંની કેટલીક પણ આ ગ્રંથમાં છે. હાફેઝ વિશે વધારે માહેતી જૂનાં ભારતીભૂષણમાં તેમ જ રા. રા. કૃષ્ણલાલ ઝવેરીનાં એ વિષય પરનાં 'બુકલેટ્સ' પરથી અભ્યાસી મેળવી શકશે. ટૂંકી નોટ્સમાં કેટલો વિસ્તાર થઇ શકે ?

ફુરહાદ=એ એક ગરીબ મજૂર હતો. તે ચીનના બાદશાહ ખુશરૂની બેગમ શિરીન્ તરફ આશક હતો. અમુક પહાડ ખોદીને સુરંગ બનાવવામાં આવે તો શિરીન્ તેને મળી શકે એવું મુકરૅર થતાં બહુ જ ટૂંકા વર્ષમાં તેણે તે પહાડ ખોદી નાંખેલો; તે પરથી તે 'કોહકન' ( mountain excavator—પર્વત ખોદનાર ) કહેવાય છે. પહાડ ખોદી રહ્યા પછી દુનિયાના ડાહ્યાઓએ રચેલા તર્કટ પ્રમાણે એક દાસી તેને ખોટી ખબર આપે છે કે 'શિરીન્ તો મરી ગઈ !' શબ્દો સાંભળતાં જ ફુરહાદ દેહ છોડી દે છે. ફુરહાદનું આવું પરિણામ જાણતાં શિરીન રાજવૈભવ તજી દઇને પોતાના આશકની કબરમાં જીવતી સુઈ રહે છે. રાગણી તિલક અથવા નટ છે. પારસી નાટક કંપની 'દાગે હસરત' નામથી આ ઇતિહાસનું નાટક ભજવે છે.

---

## પૃ. ૧૧ ગઝલ ૧૦

એક સરસ ગઝલ છે. દર્દ છતાં મસ્તી ખસતી નથી એ બાલાશંકરની કવિતાની ખાસ ખૂબી છે.

> "રહું દિન રાત મસ્તાનો, મદિરા પ્રેમનો પીને;
> "હવા લાગે ન દુનિયાની !"

એ જ પ્રેમના તપસ્વીનો મન્ત્ર છે.

કવિતાની જરબ પર તર્ક, પાસેથી શુકન જોઈ;=રમળ વિદ્યામાં પાસો નાંખી શુકન જોવાની જે કુંડળી પ્રથમ તૈયાર કરવામાં આવે છે

તેને 'જરબ બાંધવી' એમ કહે છે. કવિતાની કુંડળી તૈયાર કરી, તર્કરૂપી પાસો નાંખી મ્હે ઘણી વાર શુકન જોયા, એ ભાવ.

કઇ મસ્તાન પોથી ફાલ, કાજે નિત વિચારી ગઇ=કોઈ પણ ધર્મનું અગર બીજા કોઈ મનાયલા ગ્રન્થકાર અથવા કવિનૂ પુસ્તક લઈ એકદમ પાનૂં ઉઘાડી તેની મતલબ ઉપરથી ભવિષ્યનો તર્ક બાંધવો—શુકન જોવા—તેને 'ફાલ જોવો' એમ કહે છે. ઘણાક મસ્તાનના ગ્રન્થો ઉપરથી મ્હેં શુકન જોયા, ઈત્યાદિ ભાવ.

હાફેઝની તમામ કવિતાનૂં પુસ્તક 'દિવાને હાફેઝ છે' તે ઉપરથી

હજી પણ ઇરાનમાં એ પ્રમાણે કેટલાક દિવાનાઓ શુકન જુવે છે.

આ ગઝલનૂ માપ જાણીતૂં છે.

મુ–ફા–ઈ–લુન્—મુ–ફા–ઈ–લુન્ એવૂં છે.

"મહોબ્બત ગેરસેં મેરી, છૂડા દો યા રસુલિલ્લાહ !" એ રાહ છે

---

## પૃ. ૧૪ ગઝલ ૧૩

અન્દરની સ્થિતિનો અનુભવ છે. અલબત, દર્શન તે કાયમનૂ દર્શન નથી; પણ તે પોતે કહે છે તેમ ઝાંખી માત્ર છે, અને એવા અનુભવો ઇશ્કની ધુનમાં અને મસ્તીની લહરમાં આશકોને થતા રહે છે.

ઇરમ ગુલઝાર=જેવી ઇન્દ્રના નન્દનવનની અને ઇડનના બગીચાની કલ્પનાઓ છે તેવી આ પણ બાગેબેહિસ્ત—સ્વર્ગના બગીચાની કલ્પના છે.

સુરાહી=શીરોહી કહે છે તે પાત્ર.

શરાબ=દારૂ. પ્રવાહી દારૂ નહીં, પણ પ્રેમનૂં રૂપક.

કલાલી=સનમ.

હુમા='ફીનીક્સ' નામનૂં ઇરાની પંખી. જ્યારે આ પંખી કોઇના માથા ઉપર ઉડે છે ત્યારે તેની સર્વ અભિલાષા ફલિભૂત થાય છે, તથા રાજ્યપદને પાત્ર થાય છે એવા એના સારા શુકન મનાય છે. આ પખી માટે એવૂં પણ કહેવાય છે કે તેનાં આંસુમાંથી એક ભડકો થાય છે અને તેમાં તે પોતે બળી જાય છે, અને એની ભસ્મમાંથી એ નવો જન્મ લે છે. ખરા આશકને હુમાની પેઠે જળી જઇને નવો જન્મ ધારણ કરવાનું ઈશ્કનૂં ફરમાન છે. કેટલાક કહે છે કે હુમા પંખી ગરૂડ જેવૂં થાય છે અને કેટલાક કહે છે કે એ કવિની માત્ર કલ્પના છે.

---

## પૃ. ૧૭ ગઝલ ૧૫

'કવિજન નાગર બાલ' એવી સહી સાથે "સુદર્શન" માં છપાયલી આ ગઝલ તથા ગઝલ ૧૯–૨૦ બાલાશંકરની ગણીને અહીં લીધી છે.

## પૃ. ૧૮ ગઝલ ૧૬

હાફેઝની ગઝલનો અનુવાદ છે.

સાકી=મદિરાનો પ્યાલો ભરી મડળીમાં ફેરવનારને "સાકી" કહે છે. મિત્રમંડળીમાં સાકીનું કામ એક જણુ બજાવે છે. જ્ઞાનપક્ષે બોધક ગુરુને સાકી સ્હમજવો. મદિરા તે પ્રેમભક્તિ અને 'જામ' એટલે પાત્ર તે ચિત્ત સ્હમજવું.

નિતના શરાબી=એવો દારૂ પીનાર કે જે દારૂનો કેફ અનિત્ય નહીં પણ સનાતન છે.

સર્વ સનૂબર=સર્વ અને સનૂબર એ બન્ને ઝાડનાં નામ છે. સીધાં, સોટા જેવાં, નાઝુક ડાળીઓ વાળાં અને ગુચ્છાબંધ પાનાંવાળાં આ ઝાડ થાય છે અને દેખાવમાં તે સુન્દર હોય છે. ઈરાનમાં ઊંચા કદની સ્ત્રીઓ ખુબસુરત ગણાય છે અને તેથી ફારસી લેખકો તેની સુન્દરતાના વર્ણન માટે આ ઝાડની ઉપમા આપે છે. ભાવાર્થ એવો છે કે, અમે જે સૌન્દર્ય પસન્દ કર્યું છે—જે સૌન્દર્યના અમે પૂજારી છીએ તે સૌન્દર્ય એટલું બધું જ્વલન્ત છે કે જો તે બહાર ઝળકે તો દુનિયામાં જેઓ સુન્દર સ્ત્રીઓ ગણાય છે તેઓ ટકી શકે જ નહીં.

"જીવેલ જે જન પ્યારથી જન તે નહીં મરે,
"લખેલ આ સંસાર તણા દફતરો ઉપર."

પ્રેમ એ જેનુ જીવન છે તે સદા કાલ અમર છે એવું સંસારનાં દફતરો પર **મીરાંબાઇ, યુસૂફ્ઝૂલેખા, શિરીંફરહાદ, લેલાં-મજનૂં**, અને બીજાં ઘણાં અમર નામો લખેલાં છે, અને વાંચનાર તે વાંચે છે ને જીવન સમગ્ર ફેરવી નાંખીને સંસારથી જુદી જાતનું જીવે છે.

કયામત=મહાપ્રલયનો દિવસ (Day of Judgment).

સ્હવારની ઠંડી લહર સાથે માશૂકને સંદેશો મોકલવાનું હાફેઝને બહુ ગમે છે. તેની ઘણી ગઝલોમાં તેણે પ્રભાતના પવનની લહરને જ દૂતિકર્મ સોંપ્યૂં છે.

નામ હર=હરેક નામ.
લાલા=શિયાળામાં કરમાઈ જતું એક જાતનું ફૂલ.
કિવામ હાજી=હાજી કિવામ નામનો એક ધનાઢ્ય યહૂદી.
સુનાવ=સારી હોડી.

એ બેતનો ભાવ એવો છે કે મ્હારો હાજી કિવામ એટલે શાહુકાર ( સનમ ) એટલો બધો ધનાઢ્ય છે કે તેના ખઝાનામાં આકાશનો દરિયો અને નવા ( દ્વિતિયાના ) ચન્દ્રની સરસ હોડી સુદ્ધાં ડુબી જાય છે.

હાફેઝ ઇશ્ક હકીકી ગાય છે.

છેલ્લી બેતમાં પોતે પોતાનાં નયન દ્વારા ઉપદેશ લે છે કે આંસુના દાણા વરસાવવાથી મનગમતું (માશુક) પંખી હાથ લાધશે.

---

## પૃ. ૧૯ ગઝલ ૧૭

હાફેઝની આ ગઝલ બહુ જ વખણાયલી છે. ઇરાનમાં તો તે અતિશય સામાન્ય થઈ ગયેલી છે. ફારસીમાં પહેલી બેત અસલ આ મુજબ છેઃ—

" અગર આં તુર્કે શિરાઝી બદસ્તારદ્ દિલે મારા,
" બખાલે હિન્દુ યશ બખ્શમ્ સમરકન્દો બુખારારા ! "

શિરાઝી યાર=તેની પ્રિયતમા—જેનું નામ તેણે શાખેનિબાત એટલે " શેલડીની કાનળી " એવું રાખ્યું હતું તે.

સમર=સમરકન્દ શહર. પહેલી બેતનો ભાવ એવો છે કે, જેના ગાલ પર કાળા તલનું નિશાન છે તે શિરાઝી તુર્કી યાર જો મ્હારો ઇશ્ક કબૂલ કરે તો હું સમરકન્દ અને બુખારા શહેર બખ્શિસ આપી દઉં.

રૂકનાબાદ નદી અને તેને કિનારે મુસલ્લા નામની જગાએ બાંધેલો દ્રાક્ષનો મંડપ હાફેઝને બહુ વ્હાલાં હતાં: તે સ્વર્ગમાં કોણ લાવી આપે ?

તુર્ક લોકો લૂટવામાં ચાલાક ગણાતા.

મદાકિની=આકાશગંગા. ( Milky way ).

---

## પૃ. ૨૦ ગઝલ ૧૮

ખરેખર એક મનોહર ગઝલ છે. દરેક બેત આશકને મનન કરવા જોગ છે. શબ્દાર્થ અને વ્યંગ્યાર્થ સરલ છે.

બેત ૯મીઃ બટાકા અને તમ્બાકુ ઇલિઝાબેથના સમય પહેલાં ઇંગ્લંડમાં ઝેરી પદાર્થ મનાતા તેમ ઈરાનમાં જમશેદ બાદશાહના અમલ પહેલાં દ્રાક્ષાસવને પીવાના પદાર્થ તરીકે કોઈ ઓળતું ન હતું અને તે ઝેરી પદાર્થ મનાતો. એક દાસીએ માથાના દર્દની વેદનાથી કંટાળીને આત્મહત્યા કરવાને ઇરાદે દ્રાક્ષાસવ પીધો અને તેને મોતને બદલે ઉલટી મઝા મળી. તે પછી દારૂ પીવાનું શુરૂ થયું. આ ઉપરથી દારૂના પ્યાલાને "જામે જમ" એટલે જમશેદનો પ્યાલો પણ કહે છે. અહીં એ પ્યાલા માટે હાફેઝ એમ કહે છે કે અમારા શરાબે ઇશ્કનો પ્યાલો એવો છે કે જાણે સીકન્દર બાદશાહનું દર્પણ! સીકન્દર એટલે "અલેકઝાન્ડર ધિ ગ્રેટ" એણે દુનિયાનાં તમામ રાજ્યો જીતવાના હેતુથી એરિસ્ટોટલ, પાઇથાગોરસ વગેરે મહા પંડિતો પાસે આખી આલમની તવારિખની નોંધ અને નકશાઓ તૈયાર કરાવ્યાં હતાં એ 'આઇને સીકન્દર'માં દારા બાદશાહના મુલકની બધી હકીકત જોઈ શકાતી. પ્રેમના પ્યાલામાં તે પ્રમાણે માશૂકનો મૂલ્ક જોવાય છે.

બેત ૧૧મીઃ હમારા ઇશ્કની વાતો એવી જાદૂ ભરેલી યા ચેપી છે કે વૃદ્ધો અને પવિત્ર પુરૂષો પણ જો તે ગાવા શિખે તો પ્રેમમસ્ત અને ઉન્મત્ત થયા સિવાય રહે નહીં.
બેત ૧૩મી=કારૂન નામનો ધનાઢ્ય યહુદી હતો.

વિરહનું બેશુમાર દર્દ છતાં મસ્તી અને પ્રેમનો નશો એ એવો આબાદ ઇલાઝ છે તે તેને લીધે આશક આનન્દમાં ઝિન્દગીનો ગુઝારો કરી શકે છે. સરખાવોઃ–

> "સુફિઝમ શૂ છે? સુફીનૂ લક્ષણ છે કે જ્યારે દુઃખ અને ફિકર ચિન્તાથી હૈયૂં ઘેરાય ત્યારે જિગરને ખુશખુશાલ બનાવવૂ."
>
> મસ્નવી શરીફઃ કિતાબ ૩ઃ પા. ૨૯૩

છેલ્લી બેતમાં કહે છે કે, સાધુઓની પેઠે ભગવૂં વસ્ત્ર નહીં, પણ મ્હેં તો દારૂથી રંગી દીધેલું વસ્ત્ર પ્હેર્યૂં છે અને સ્થૂલ વસ્ત્રને પોત હોય છે તેવૂં એને પોત નથી કેમકે એ સ્થૂલ નથી; માટે દુનિયાના પવિત્ર ગણાતા બધા સારા સારા ગુરુઓ મ્હને મ્હારી આપજો. વ્યંગ્ય છે.

## પૃ. ૨૩ ૨૫ ગઝલ ૨૧ ૨૨

પ્રૉફેસર મણિલાલના કાવ્યોદ્‌ગાર–પ્રેમજીવન અને અભેદોર્મિ એ બન્નેનું એકઠું પુસ્તક આત્મનિમજ્જન પ્રસિદ્ધ થયેલુ છેઃ એમાં પ્રૉફેસરે જાતે વિસ્તારી ટીકાથી દરેક કાવ્ય સ્હમજાવેલૂં છે તે જોવાને અભ્યાસીને ભલામણ છે.

પ્રૉફેસર મણિલાલની કવિતા માટે બે મત છેઃ એક મત તેમણે જાતે લખેલી ટીકાને અવલમ્બીને તેની હિમાયત કરનારો છે જ્યારે બીજો મત એથી જુદો છે. પ્રૉફેસરની ટીકા ઉપરાન્ત પ્રથમ સાહિત્ય પરિષદ્‌ના રિપોર્ટના પુસ્તકમાંથી "આપણું નવીન કાવ્ય સાહિત્ય" એ વિષય પર પ્રૉફેસર મણિશંકરનૂં તત્ત્વબોધક ભાષણ વાંચવાને પણ અભ્યાસીને ભલામણ છે.

અહીં ટીકામાં પ્રૉફેસર મણિલાલના લખાણને આધારે થોડુક ટિપ્પણ આપ્યું છે.

---

## પૃ. ૨૭ ગઝલ ૨૪

પ્રૉફેસર મણિલાલ કહે છે કે,

લય, વિક્ષેપ, કષાય, અને રસાસ્વાદ એ ચાર સમાધિનાં વિઘ્ન છે, તેમાંના કષાયનો આ પદ્યમાં વિવેક છે.

અહીં ખરૂ દિલબર કોઈ મળતૂ નથી અને ઈશ્ક મિજાઝીનો માર્ગ બહુ વિકટ છે માટે આત્માભિમુખ થવાનો પ્રયાસ છે.

તબીબી=ઔષધોપચાર.

ગમ=શોક

હક=સત્ય, ઈશ્વર, બ્રહ્મ.

હકીકત=શરીઅત, તરીકત અને હકીકત યા મારિફત એવા અધિકાર પરત્વે આત્મોન્નતિ માટે ક્રમિક ભેદો છે. સ્થૂલ કર્મકાંડને મહત્ત્વ આપનાર શરીઅતને અનુસરે છે. તરીકત એથી ઉપરના અધિકારી માટે અને હકીકત યા મારિફતનુ જ્ઞાન બ્રહ્મભાવનાના અનુભવી માટે છે. ને સર્વોપરિ છે.

બદગોઈ=નિન્દા.

ગાયબ=ગેબ થઇ જનારી, અદૃશ્ય.

મીનોઈ=અલૌકિક, ઈશ્વરી, પરમાનન્દમય.

---

## પૃ. ૨૮ ગઝલ ૨૫

જામયૂ ઇશ્ક એટલે ઇશ્કનો જામ; ઇશ્ક અર્થાત્ જેને સુફીઓ ઇશ્ક હકીકી કહે છે તે, રાજયોગના મૂલભૂત, અદ્વૈતના સારભૂત પ્રેમ, તેનો એક જામ–પ્યાલો, આ સમગ્ર બ્રહ્માંડને કલ્પ્યું છે.

ઇશ્ક એ જ ખુદાઇ છે. વેદ, બાઇબલ, કુરાન વગેરેને 'પોથાં' કહ્યાં છે, ને તે ભણીને નહીં પણ 'ઉથામી'ને એમ કહ્યું છે, એમાં તાત્પર્ય એ છે કે એ સર્વેને સમજનારા જો તે તે ધર્મગ્રંથોથી કહેલાં કર્મ–ઉપાસના આદિમાં જ ભમ્યા હોય તો તેમની સાક્ષી નકામી છે.

બેઇશ્ક=ઇશ્ક વગરની. નિધાયૂ સનમ=સનમની નજર.
નૂરયૂ ખુદા=ઇશ્વરનૂં જ્યોતિ. દમયૂ આદમ=મનુષ્યનો પ્રાણ.
મયયૂ ઇશ્ક=શુદ્ધ પ્રેમનો મદ્ય. દીદાર=દર્શન.
મસીહ=ઇસામસીહ=ક્રાઇસ્ટ.
એ જામ તું પૂરેપૂરો સદા એ પા મને=પામને છાપ્યૂં છે તે "પા મને" એવૂં જોઇયે. સાગર=પ્યાલો.

ભૈરવીની ગઝલ છે ને તે ખમાયચની ધૂનમાં પણ સારી લાગે છે. આખી ગઝલ મસ્તી ભરેલી અને મનનયોગ્ય છે.

---

## પૃ. ૩૦ ગઝલ ૨૭

હોમૂં કે નહીં, એવા કશા સંદિગ્ધ વિચાર વગર જ ઇશ્કમાં જાન સુદ્ધાં હોમે નહીં તેને માહયૂનૂર=પ્રકાશના ચન્દ્રનાં દર્શન થતાં નથી. સ્વાર્પણ કર્યા સિવાય રહેવાય જ નહીં, એવૂં અહેતુક–સ્વાભાવિક સ્વાર્પણ થવૂં જોઇયે. અન્દરની લગની પૂરી હોવી જોઇયે.

પયમાન=પ્રતિજ્ઞા. યકીં=આકીન.
દારયૂ સનમ=સનમનૂં દ્વાર. દીદયૂ સનમ=સનમનૂં દર્શન.
વસ્લ યહસાન=દર્શનની કૃપા. નિગાહ=નજર, દૃષ્ટિપાત.
રકીબ=દુશ્મન. રફીક=મિત્ર, ચાહનાર.
ઝબાન=વાણી. આહ=નિઃશ્વાસ.
સંગદિલ=પાષાણહૃદય. તંગ=તંગીમાં.
ખ્વાબ=સ્વપ્ન. ચાકદિલ કર્યૂં=હૃદયને ચીરી નાંખ્યૂં.
આશકને અભ્યાસ કરવા યોગ્ય ગઝલ છે.

---

## પૃ. ૩૦ ગઝલ ૨૮

મસ્ત હાલતનૂં નિરૂપણ કરતી આ ગઝલ ટીકા વગર પણ સમજાશે.

બેત પાંચમી : સનમની એક વાર પણ જો મ્હને ઝાંખી થઈ ગઈ છે તો મ્હેં શું કર્યું છે તે જુવો : યહ્ દમ એટલે આ પ્રાણ, તેના કોઈ એક ગતાગતમાં અર્થાત્ કોઈ ક્ષણે પણ મ્હને સનમની ઝાંખી લાગી ગઈ, મ્હારી આંખે તેનાં દર્શન થયાં કે તુરત મ્હેં આંખો મીંચી લીધી (આંખ મુંદ) કે અંદર બેઠેલી માશૂક નિકળી ન જાય—સ્વરૂપસ્થિતિ નિરન્તરની કાયમ રહે.

હરગિઝ=કદાપિ પણ. દમ બ દમ=પ્રત્યેક શ્વાસોશ્વાસની સાથે—પળેપળ.
આશના=સોબતી. મરહમ=મલમ. સીના=છાતી.
બેદર્દ=દર્દ એ સુફીનો પારિભાષિક શબ્દ છે. દર્દ થવું એટલે પૂર્ણ ઈચ્છાથી તડપવું—મુમુક્ષુની પ્રજ્ઞચેતના જાગ્રત થવી. બેદર્દ એટલે દર્દ વગરનાં—આરામ ભોગવતાં—પ્રમાદની શાન્તિમાં સુખી રહેનારાં.

---

## પૃ. ૩૩ ગઝલ ૩૧

બહુ સારી ગઝલ છે અને પ્રૉફેસર જાતે એને માટે લખે છે કે એમાં "અવાચ્ય બ્રહ્માનન્દનું વર્ણન" છે.

ઇશ્કના જોગીનૂં આન્તર જીવન આ ગઝલના ઉદ્‌ગારો સ્હમજાવે છે. શબ્દાર્થ સરલ છે.

---

## પૃ. ૩૩ ગઝલ ૩૨

આ ગઝલમાં 'સાત્ત્વિક ત્યાગ'નૂં—સૂક્ષ્મ ત્યાગનૂં સ્વરૂપ છે. ત્યાગ તે જ સ્વસમર્પણ—સુફીવાદની પરિભાષામાં જેને 'ફના કરવૂં—ફના થવૂં' (ફના—ફ્રિલ્લાહ) કરે છે.

ગાફેલ=માયાથી ભ્રમિત. પાંખ પ્રૌઢ થઇ=જ્ઞાની બન્યો.

'નશો પ્રેમનો જે ઘૂંટી પીએ' વગેરે=પ્રેમને જેણે પચાવ્યો છે તે બધા બ્રહ્માંડમાં પોતાના સ્વરૂપનો જ આનન્દ લેયાં કરે છે. એ પ્રેમ તે આત્મ—સાક્ષાત્કારના સ્વાનુભવે સ્વાભાવિક રીતે જ સર્વત્ર સમાન વહ્યાં જાય છે. એવો પ્રેમ દેશ, કાલ કે સ્થિતિ પર આધાર રાખતો નથી. તે તો જાતિ ( Sex ) સુદ્ધાં જાણતો નથી. અલ્બત્ત, વ્યક્તિનિષ્ઠ પ્રેમ પણ જો સતત અને પૂર્ણ વિશુદ્ધિથી—દેહાત્મભાવનાથી રહિત રેલ્યાં કરતો હોય તો એવી દિવ્ય ઝાંખી અદ્વૈતાનુભવમાં—અભેદના માર્ગમાં લગભગ પોણો ભાગ સરલ કરી આપે છે; પણ સાધકે હરદમ સ્મૃતિમાં રાખવાનૂં છે કે વ્યક્તિનિષ્ઠ પ્રેમ એ સાધન છે અને અંતિમ સાધ્ય નથી જ; એટલૂં જ નહીં પણ માર્ગ તરીકે એ અતિશય ભયંકર છે. અંતિમ સાધ્ય તો પ્રેમ અને જ્ઞાનનો સ્વરૂપમાં અભેદાનુભવ

જેને આર્ય વેદાન્તીની ભાષા નિજબોધ–સ્વરૂપસ્થિતિ–નિજાનન્દ–બ્રહ્માનન્દ કહે છે અને સુફીની પરિભાષા ' અનલહક ' બોલે છે તે સકલમયતાનો સ્વયંભૂ બ્રહ્માનન્દ છે.

એવો આનન્દાનુભવ શી રીતે સાધ્ય છે ? આ ગઝલની છેલ્લી આઠ લીટી અતિ મહત્ત્વની વાત કરે છે : બાલ્યમાં એવો આનન્દાનુભવ લિલુપ્ત ન હતો, કેમકે તે વખ્તે આ મ્હારૂં–આ પારકૂં, એવી ભેદમય સંકોચવૃત્તિ ઉપજી ન હતી. વેદાન્ત કહે છે કે એ આનન્દ તો હાલ પણ કાયમ જ છે, છતાં તેનો અનુભવ થતો નથી અને એનો અભાવ ભાસે છે તેનું કારણ છે : જેમ જેમ વર્ષો વધતાં ગયાં તેમ તેમ દુનિયાદારીનું અવળું જ્ઞાન–દુનિયા જેને ડહાપણ કહે છે તે–આત્માની મૂલ સ્થિતિ વિસ્મૃત કરાવીને ભ્રમણને સત્ય મનાવી ફસાવતું ગયું. દુનિયાદારીની ભાવનાએ ઉપજાવેલા વ્યવહારે નાના પ્રકારની અટપટી મનોમય સૃષ્ટિની જાળ રચી અને તેના સંસ્કારે સ્થપાતાં આનન્દ જાણે છે જ નહીં એવી ભ્રાન્તિને સત્ય મનાયૂં. એ ભ્રાન્તિ શી રીતે દૂર થાય અને સ્વરૂપમાં કાયમની જાગ્રતિ શી રીતે અનુભવાય ? કરવાનું કે જવાનું કિંચિત્ માત્ર નથી. એ ભ્રાન્તિનો પડદો ધરનારૂં, ભાસમાન માયાવી સૃષ્ટિનું રચનારૂં અને અહંમહમિકાનું મૂલ માત્ર 'મન' છે અને તેને ઉડાવી દેવું જોઇયે–જે છે, છે ને છે તેને 'નથી' બતાવનારૂં અથવા જુદે રૂપે બતાવનારૂં 'મન' છે તેને દૂર કરવું જોઇયે–દૂર કરવું જોઇએ એટલે બ્રહ્મમાં લીન કરવું જોઇયે–બ્રહ્મ ભાવનામાં એનો લય કરવો જોઇયે. એ શી રીતે બને ? બાળક બનવાથી, બાળક જેવા વિશુદ્ધ–અદોષ થવાથી, દુનિયાએ ભણાવેલી તેના ડહાપણની બધીજ કિતાબો ભૂલી જવાથી અને 'મસ્ત' બનવાથી એ 'હાલ' ટકાવી શકાય–એ આનન્દ અનુભવી શકાય. દારૂ પીધેલાને જેમ દેહનું ભાન રહેતું નથી તેમ પ્રેમમસ્ત હૃદયને–જ્ઞાનમસ્ત આત્માને પણ દેહાધ્યાસ રહેતો નથી–બ્રહ્માનન્દ સિવાય તદેતર ભાવનાની સ્વભાવતઃ નિવૃત્તિ થાય છે : આવી પ્રેમમસ્ત દશા–જ્ઞાનમસ્ત સ્થિતિ જામી જતાં આત્મસ્વરૂપના સકલમય અનુભવદ્વારા પાપપુણ્યની સામટી નિવૃત્તિ થઇ જશે અને આવા સૂક્ષ્મ–આન્તર ત્યાગ વડે જ તૂં ખરૂં સુખ–ખરી શાન્તિ ( જેને સુફીની પરિભાષા બકાબાદ–ઉલ–ફના કહે છે તે ) દેશકાલાબાધિતપણે અનુભવશે.

- આપણે જોઇયે છીએ કે, પ્રૉ. મણિલાલ જે ' અભેદવાદ ' સ્હમજાવે છે તે સુફીવાદનું સમરૂપ છે અને તેથી જ તેમના હૃદયોદ્‌ગારમાં અદ્વૈત વેદાન્તને તેઓ સુફીની પરિભાષામાં ગાય છે. સુફીની 'મસ્તી'

તે વેદાન્તનો 'નિજાનન્દ' છે; તેનું 'ફૂના' તે વેદાન્તીનું 'આત્માર્પણ' યાને 'સાત્ત્વિક ત્યાગ' છે; તેનો 'વસ્લ' તે વેદાન્તનો 'સ્વરૂપાનુભવ' અથવા 'આત્મસાક્ષાત્કાર' છે; 'વાસિલે હક' અને 'બકા' તે 'મોક્ષ' અથવા 'જીવનમુક્તિ' છે; અને સુફીની 'જુદાઈ' તે 'દ્વૈતાભાસ' તથા 'ઝખ્મ-દર્દ' તે 'મુમુક્ષુના માર્ગમાં માયાનાં અનેક આવરણો' છે. 'પોતે' પોતામાં ખોવાઇ જવું અને પોતાનું પૂર્ણ વિરાટ સ્વરૂપ અનુભવવું એ બન્નેનો એક જ ઉદ્દેશ છે. ૐ ॥

પ્રૉ. મણિલાલના હૃદયનું વેદાન્તસાગરમાં પ્રાપાતિક અવગાહન છે, તેઓ જે ઇશ્કની હિમાયત કરે છે તે 'રાજયોગના મૂલભૂત—અદ્વૈતના સારરૂપ અભેદની લાગણી' છે અને એ સમર્થ કલમ ગુજરાતને જે સિદ્ધાન્તબોધ કરે છે તે યથાર્થ સ્વરૂપમાં જાણવાને એમના ગદ્યલેખોના સંગ્રહનું પુસ્તક 'સુદર્શનગદ્યાવલિ' તથા ભગવદ્‌ગીતાના એમના ભાષાન્તરનો ૬૦ પાનાંનો ઉપોદ્‌ઘાત વગેરે જોવાને જીજ્ઞાસુને ભલામણ છે. પ્રેમનું જ્ઞાન ચાહનારને એ સમર્થ લેખકનું સાહિત્ય અવશ્ય ઉપયોગી મદદ કરશે.

---

## પૃ. ૩૫ ગઝલ ૩૩ (અમર આશા.)

આ કાવ્ય ચોક્સ ક્યારે લખાયું એ જાણવામાં નથી; પણ રા. મણિલાલનો દેહ પડ્યા પછી એમના હસ્તલેખના કાગળો તપાસતાં એમાંથી આ—એક જ કાવ્ય—મળી આવ્યું હતું. અસલ પ્રતનો કાગળ તથા શાહી નવાં લાગતાં હતાં, અને સાધારણ રીતે આ જાતના લેખ લખીને તુરત સુદર્શનમાં છપાવવાનો એમનો રિવાજ હતો તેથી આ એમનું છેલ્લું કાવ્ય હશે અને તે એમના મૃત્યુ પહેલાં થોડાક દિવસ ઉપર જ લખાયું હશે એમ અનુમાન થાય છે. આ હકીકતથી કાવ્યના મૂળ રસમાં એક વિશેષ રસ—ગંભીર કરુણ રસ—ઉમેરાય છે.

આ કાવ્યને સુદર્શનગ્રન્થાવલિને અન્તે મૂકીને એ પુસ્તકના પ્રસિદ્ધકર્ત્તા તરફથી એને 'મણિમન' નામ આપવામાં આવ્યું છે તે યોગ્ય જ છે. મણિલાલનું સાંસારિક જીવન ખારૂં હતું એ સુપ્રસિદ્ધ છે, પણ એની પાર જઇ એમાં મીઠાશ શોધવા એમનું મન નિરન્તર મથતું હતું; અને એ ઉભય અંશ આ કાવ્યમાં બહુ સારી રીતે પ્રકટ થયા છે.

મણિલાલના એક મહાન સિદ્ધાન્તનું આ કાવ્યમાં રસિક નિરૂપણ છે. વેદાન્તનું જ્ઞાન તે શુષ્ક બુદ્ધિચાતુર્ય નથી પણ રસિક આત્માર્પણ છે; એ આત્માર્પણ તે આપ—લેની વાણિજ્યવૃત્તિ નથી,

પણ નિઃસ્વાર્થ આત્મત્યાગ છે; અને એ આત્મત્યાગની કંઈક ઝાંખી મનુષ્યને સ્ત્રીપુરુષના નિરર્ગળ—ઉદ્દામ—પ્રેમમાં થાય છે. આ વાત રા. મણિલાલે ગદ્યપદ્ય—કાવ્ય, નવલકથા, નિબન્ધ આદિ અનેક સાધનો દ્વારા ગુજરાત આગળ રજૂ કરી છે, અને એ જ આ કાવ્યમાં પણ છે; પણ અન્ય કાવ્યો કરતાં આ કાવ્યની ભાષા વધારે પુખ્ત અને ગંભીર, અને રસ વધારે ઉત્કટ અને જોરદાર છે. “ દગ રસભર મોરે દિલ છાઈ રહી ”—એ ભાષાનું લાલિત્ય, અને રમતિયાળ આનન્દની વૃત્તિ આ કાવ્યમાં નથી. એ કાવ્ય અને આ કાવ્ય વચ્ચે આખું જીવન પડેલું છે. એ જીવનનાં અસંખ્ય ખંજરોએ બાળયૌવનની મધુર સૃષ્ટિને છેદી—ભેદી નાંખી છે; પણ ક્ષુદ્ર અને મહાન આત્મા વચ્ચે ફેર જ એ છે કે ક્ષુદ્ર આત્મા જ્યાં આ અનુભવને પરિણામે વિષાદમાં ગરક થાય છે, ત્યાં મહાન આત્મા એ અનુભવને ચીરીને બહાર નીકળે છે. આ અનુભવને ચીરવો સહેલો નથી. એને ચીરતા પહેલાં તો એ પોતે ચીરાય છે—જીવનના અસંખ્ય ઘા અને ઉઝરડા શરીર ઉપર સહેવા પડે છે—જેમાંથી આત્માના ખરા ઓજસ્ સિવાય જીવતા નીકળાતું નથી. કવિના આત્મામાં આ ઓજસ્ હતું કે કેમ એ આ કાવ્ય જ કહેશે.

સંસાર અસંખ્ય દુઃખ, અન્યાય, દગલબાજી—ક્રૂરતા વગેરે વિષમતાનો ભરેલો છે. અને મનુષ્ય એટલાનો જ વિચાર કરીને અટકે તો એને સંસાર પ્રત્યે કેવળ નિર્વેદ અને નિરાશા જ ઉપજે. પણ વસ્તુતઃ એ અસંખ્ય વિષમતા વચ્ચે એક સમતાનું એવું અદ્દભુત તત્ત્વ—‘ પરમ પ્રેમાસ્પદ ’ આત્મતત્ત્વ—રહેલું છે કે જે નિર્વેદ અને નિરાશાના તિમિર પટને ભેદીને પ્રેમ અને આશાનાં કિરણો પ્રસારે છે. જેઓને સંસારના અનુભવથી નિર્વેદ ઉપજ્યો છે પણ આ આત્મતત્ત્વ લાધ્યું નથી, તેઓ સંસારથી કંટાળી સંન્યાસાશ્રમમાં શાન્તિ શોધે છે; જેઓને એ આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થયો છે, તેઓ સંસારમાં રહી કર્મયોગનો આનન્દ લે છે. આ આ કાવ્યનું સામાન્ય તાત્પર્ય છે.

એના વિશેષ તત્ત્વજ્ઞાનમાં ક્ષણભર ઊતરીએ તો તે આ પ્રમાણે જણાય છે:—

બૌદ્ધ દર્શન “सर्वं शून्यं शून्यम्” કહે છે, ત્યાં ઉપનિષદ્ “ पूर्णमदः [illegible] ” ઇત્યાદિ વદે છે. બૌદ્ધ દર્શન “ सर्वं दुःखं दुःखम् ” એમ નિઃશ્વાસ મૂકે છે, ત્યાં ઉપનિષદ્ “कोऽन्यात् कः प्राण्यात् । यदेष आकाश आनन्दो न स्यात्” એમ આહ્લાદભર્યો ઉદ્‌ગાર કાઢે છે. વસ્તુદર્શનનો આ ભેદ વ્યવહારમાં આ

રીતે પ્રતિફલિત થાય છે:— બૌદ્ધ ભિક્ષુ સંસાર ત્યજીને બેસે છે, ત્યાં ભગવદ્ગીતાનો વેદાન્તી (મણિલાલ જેને 'પ્રાચીન' વેદાન્તી કહે છે) એ કર્મયોગ આચરે છે. કર્મયોગીની દલીલ આવી છે: 'બૌદ્ધ ભિક્ષુ જે નિરાશા અને નિર્વેદમાં વિરમે છે એ પણ વસ્તુતઃ તો એ સ્થિતિમાં શાન્તિ અને આનન્દનું તત્ત્વ જ શોધતો હોય છે—જેને એ 'નિર્વાણ' એવું નામ આપે છે, પણ જેની વિશ્વવ્યાપકતા ન સમજીને વ્યવહારનો એ નિષેધ કરે છે. પ્રવૃત્તિમાં નિવૃત્તિ, વ્યવહારમાં પરમાર્થ, અનાત્મામાં આત્મા, માયામાં બ્રહ્મ અનુભવતો જે ચાલે છે—અને આ કાવ્યની વાણીમાં બોલીએ તો, 'લાખો નિરાશામાં' જે એક 'અમર આશા છૂપાઈ છે' તે ઉપર જ લક્ષ રાખી જે સંસારમાં વિચરે છે—એ જ આ ભવસાગરનો ખરો વહાણવટી છે. આ 'અમર આશા' તે જર્મન ફિલસુફ કાન્ટની 'Idea of Reason'.

હવે આ કાવ્યની થોડીક હૃદયભૂત પંક્તિઓમાં ઊતરીએ:—

કવિ કર્મયોગીનું બળ બતાવતાં કહે છે કે—આ સંસારમાં "ઝખમ દુનિયા ઝબાનોના મુસીબત ખોફનાં ખંજર" ઇત્યાદિ અનેક કડવા અનુભવો થાય તેથી કર્મયોગીને શું? એની તો એ સમજણ જ છે, અને અનુભવ પણ એ જ છે કે

" કતલમા એ કદમબોશી ઉપર કયામત ખુદાઈ છે.

* * * *

અગમ ગમની ખરાબીમાં મઝેદારી લુટાઈ છે.
ફના કરવું—ફના થાવું, ફનામાં શહૂ સમાઇ છે,
મરીને જીવવાનો મન્ત્ર દિલબરની દુહાઇ છે "

આ નિશ્ચયવાળું જીવન એ ખરૂં પ્રેમનું જીવન છે. પ્રેમના જીવનમાં જીંદગીની દરકાર નથી. પતંગીયું દીવા ઉપર—મરવાની લેશ ભાર પણ દરકાર કર્યા વગર—પડે છે. બેશક, આ દુનીઆરૂપી બાગમાં પ્રેમનાં પુષ્પોની સુગન્ધ લેવા જતાં, એના કાંટા વાગે એ સ્વાભાવિક છે. પણ એમાં જ એ પુષ્પોના સુગન્ધની અને તમારા શોખની કસોટી છે. પરમાત્મપ્રેમમાં મસ્તાન હજારો જ્ઞાનીઓ વ્યવહારદષ્ટિએ મુવા છે, પણ પરમાર્થમાં એ જ તર્યા છે.

આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ.

શમા=દીવો, દીવાબત્તી. પરવાના=પતંગિયું

ફના કરવું='હૂં' પણું છોડી દેવું—સર્વસ્વ સમર્પણ કરવું. મરીને જીવવું=વાસના રહિત જીવવું—આત્મામાં જીવવું. સાંઇ=માલેક; પ્રભુ. રકાઈ=પ્યાલી. કલામો=સ્તોત્રો.

## પૃ. ૩૬–૪૦ ગઝલ ૩૪–૩૫

**સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, દેહાવસાન ઇ.સ. ૧૯૦૭.**

સરસ્વતીચન્દ્રની વિખ્યાત નવલકથામાંની આ દિલસોઝ અને દર્દમન્દ ગઝલોને કોણુ નથી જાણતું? પોતાનો અહેવાલ રુજૂ કરવાને આ ગઝલ જાતે જ સમર્થ છે: કુમુદસુંદરીએ સંગ્રહેલી “મર્મદારક ભસ્મ”નું આ ગઝલ પૂર્વસ્વરૂપ છે. કથાનો સંબન્ધ એવો છે કે, સરસ્વતીચન્દ્રે લખી રાખેલી આ ‘ગઝલ’નો કાગળ અત્યારે કુમુદના હાથમાં છે :—

“અંતે રોતી રોતી કુમુદસુંદરી ખાટલા પાછળ ગઈ અને પત્ર વાંચવા લાગી સરસ્વતીચન્દ્રનું સર્વ હૃદય તેમાં દુ:ખમય અક્ષરરૂપે ચમકતું હતું–શાહી તાજી જ હતી! દુ:ખથી વાંકી વળી ગઈ હોય તેમ વાંકી વળી પત્ર વાંચવા લાગી; ગઝલો ગાવા લાગી:–”

“દીધાં છોડી પિતા માતા, તજી વ્હાલી ગુણી દારા,
“ગણ્યા ના મર્મ ભેદાતા, લીધો સંન્યાસ એ, ભ્રાતા!”

* * * વગેરે

“કવિતા વંચાઇ. કાગળ પર ઠેકાણે ઠેકાણે લખનારનાં આંસુ પડવાથી ઘણાક અક્ષરો ચ્હેરાયા હતા અને ઘણેક ઠેકાણે આસુના ડાઘ ભીના અને તાજા હતા. જેમ જેમ વધારે વધારે કવિતા વંચાઈ તેમ તેમ કુમુદસુંદરીના મર્મ કચડાવા–ચીરાવા લાગ્યા, દુ:ખનો પાર રહ્યો નહીં, અને આંસુનો અવધિ દેખાયો નહીં.” (સરસ્વતીચન્દ્ર ભાગ ૧લો, પૃ ૩૩૩).

અબ્ધિ=સમુદ્ર. ઉદ્ગ્રીવ=ઊંચી ડોકવાળો.
યદૃચ્છાવેશધારી=ઇચ્છાનુસાર વેશ ધરનાર. ઘન=વાદળ.

પૃ. ૩૮: એ જ નવલકથાના ચોથા ભાગમાં પ્રકરણુ ૨૮મું (પૃ. ૪૭૮ મે) ‘હૃદયની વાસનાનાં ગાન’નું છે; સુન્દરગિરિનાં સાધુ સાધ્વીઓના સંકેતાનુસાર કુમુદ અને સરસ્વતીચન્દ્રનો મેલાપ થાય છે– મૂર્છિત કુમુદને આશ્વાસન આપીને જાગ્રત કરવાનો પ્રયત્ન કરતાં સરસ્વતીચન્દ્ર આ ગઝલ ગાય છે– વચમાં વચમાં સ્વગત બોલે છે– હૃદય ઊંડાણુમાં ઉતરી જઇ સમાધિસ્થ થઇ જાય છે–એવો અહીં કથાપ્રસંગ યોજિત છે.

વઞ્ચના=ઠગાઈ કૃતક=કૃત્રિમ ( Conventional. )
પૃ. ૩૯: સ્વેદ=પસીનો પ્રવાત=પવનનો ઝપાટો.

‘હૃદય ફૂળમાંજ લોભાવો’ એમ છપાયું છે, ત્યાં ‘હૃદયફળ! માં જ લોભાવો!’ એમ જોઇયે. અર્થ સુગમ છે.

પૃ. ૪૦: છાતી=ઢાંકતી. દાન્ત=સંયમી, નિગ્રહી,

---

પૃ. ૪૫ ગઝલ ૪૨

સ્વ. ડૉકટર હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

આર્ય બાલવિધવા પોતાને રૂઢિના દુઃખભર્યાં બન્ધનમાંથી મુક્ત કરવાને દરિયાપારની—બ્રિટન બહેનોને અર્ઝી મોકલે છે.

ઉભરાનો વેગ ભર્યો ઉછાળો અને હદ કુદાવતો જુસ્સો એ મર્હૂમ ડૉકટર ધ્રુવની કલમનું આગળ પડતું લક્ષણ છે. નર્મદની સ્નેહશીલ હૃદયવૃત્તિ અને સ્વદેશપ્રીતિ આ કલમમાં ઘણે અંશે ઉતરેલી આપણે જોઇયે છીએ. શૃંગાર ઉપરાન્ત કરુણ અને વીર બન્ને રસનું ઉદ્દીપન એમના બીજા હૃદયોદ્દગારમાં છે.

---

પૃ. ૪૯ ગઝલ ૪૬

આર્મિનિયા પર વિજય પામ્યા પછી તુર્કોએ આર્મિનિયન પ્રજાને જીતાયલી પ્રજા ગણીને તેના તરફ બેશુમાર ઝૂલ્મ કરેલો, અને અહીં એનું હૃદયભેદક નિરૂપણ છે. અસલ કોઈ આર્મિનિયન ગીત પરથી એ લેવામાં આવ્યું છે. આખું ભાષાન્તર અહીં છાપ્યું નથી.

કુર્દ=કુર્દિસ્તાન પ્રાન્તના વતની. મિસ્કીન=દીન, ગરીબ.

દુખ્તી=દીકરી ( દુખ્તર. )

---

પૃ. ૫૦ ગઝલ ૪૭

સ્વ. ડૉકટર ધ્રુવે લખેલી 'હયરાને–હિન્દ'ની નવ ગઝલો જે ચન્દ્રમાં છપાયેલી છે તેમાંથી આ નમૂનો છે.

શિરીં=મધુર.

---

પૃ. ૫૦–૫૨ ગઝલ ૪૮–૫૧

જટિલ—સ્વ. જીવનરામ લક્ષ્મીરામ દવે.

વિદેહ–ઇ. સ. ૧૯૦૧.

---

પૃ. ૫૧ ગઝલ ૫૨

કલાપી–લાઠીના સ્વ. ઠાકોર સાહેબ સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ. ૨૬ વર્ષની વયે–દેહાન્તઃ ઇ. સ. ૧૯૦૦, જુન ૧૦ મી.

સત્તર–અઢાર વરસની વયે આ રાજાને તખ્ત પર બેસતાં–સાંસારિક સ્થિતિમાં પ્રવેશતાં જ ફકીરી હાલના આવા ખયાલ આવેલા છે.

જે 'દરખત' પર ચ્હડવાની એ વાત કરે છે તે જીવનવૃક્ષ—Tree of Lif. બીજી રીતેઃ—આત્મદર્શન માટે સમાધિ સુધીનાં પ્રયોગી હૃદય બ્રહ્મરંધ્રની—અન્દરના કોઈ કદમ્બ વૃક્ષની કે પદ્મદંડની—વાતો ઝાહેર કરે છે તે (spinal chord) ની સાથે પણ આ દરખત' નો વિચાર થઇ શકે. 'પ્રાણવિનિમય' ના કર્ત્તા મર્હુમ પ્રૉ. મણિલાલ દ્વિવેદીના વિચારોની છાપ અને અસર એમના 'કંઇ અંશે શિષ્ય અને મિત્ર' કલાપીના હૃદય પર હતી એનું સ્મરણ કરીને આ હકીકત આપણે વિચારી શકીએ.

જે 'બુલબુલ' ને 'ઢુંઢવા'ની જીજ્ઞાસા અહીં ઉત્પન્ન થયેલી છે તે બુલબુલને આપણા ભક્તોએ, વેદાન્તીઓએ અને યોગીઓએ કહેલા 'हंसो–सोऽहम्' સાથે સરખાવી શકાય. (સરખાવોઃ—એ પિંજરા નહીં તેરા, હંસા રાજા! એ પિંજરા નહીં તેરા!)

ફરૂં નાગો બિયાબાને=નાગો—માયાના આવરણ વિનાનો—દિગમ્બર. સ્થૂલ વસ્ત્રોના આવરણની વાત નથી કરેલી એ તો સહજ વિચારી શકાય. સરખાવોઃ—

'નવસ્રા ક્રાઈસ્ટની પાછળ જીવે પણ નવસ્રા થઇને જ ફરવૂં જોઇયે.'
સેન્ટ પૉલ.

હતું જે હું=બ્રહ્મ નપુંસકલિંગ છે. પરેશાની=દુઃખ, દર્દ, ઉદાસીનતા. રાહત=આરામ—સ્વસ્થતા.

---

## પૃ. ૫૩ ગઝલ ૫૩

ઇશ્કનો માર્ગ દુનિયાથી ન્યારો છે અને એ માર્ગનો આ ગઝલમાં પરિચય થાય છે.

પ્રેમનો જોગી સંકુચિત કાયદાથી ઘડાયલી દુનિયાદારીને ગણકારતો નથી, પણ જીવનને ઉન્નત બનાવવાનું શિક્ષણ હરેક પ્રસંગમાંથી લે છે અને પ્રભુને માર્ગે જ ગતિ કર્યા કરે છે.

તેનો વિરોધ દુનિયા સાથે નથી પણ દુનિયાદારીની ભાવના સાથે છે—દુનિયાદારીની ક્ષુદ્ર વાસનાઓ સાથે છે. દુનિયા તરફ તેને અનુકમ્પા છે, પણ દુનિયાદારી તરફ સ્પષ્ટ અવગણનાવૃત્તિ છે.

આ ગઝલમાં લૌકિક પ્રેમનો સ્પષ્ટ અનાદર છે. ભક્ત—પ્રેમીની સ્થિતિનૂં નિરૂપણ છે.

ચશ્મ=આંખ. સિતમગર=જુલ્મગાર.
ખાર=કાંટા.

મજનું='મજનૂં' નો શબ્દાર્થ દિવાનો—આશક એવો થાય છે. અહીં એ વિશેષ નામ છે. લયલાં—મજનૂંનાં પ્રેમની કથા ઉર્દૂ સાહિત્યમાં બહુ જાણીતી છે. સંક્ષિપ્ત સાર આ પ્રમાણે છેઃ—મજનૂં બાદશાહનો શાહજાદો અને લયલાં કાજીની દીકરી હતાં. મજનૂંને લયલાંમાં બ્રહ્મદર્શન થાય છે. તે તેને ચાહે છે—પૂજે છે, દુનિયાદારીને એ ગમતું નથી અને મીરાંબાઇની પેઠે મજનૂંને વિષપાન કરાવવામાં આવે છે. માશૂકના નામથી મોકલાયલો ઝેરનો પ્યાલો તે પી જાય છે—મૃત્યુ થતું નથી. કાજી પોતાના કુટુમ્બ સાથે રાતોરાત ગામ છોડે છે. મજનૂને એ માલૂમ પડતાં જ, પાછળ દોડે છે. લયલાં પોતાના બાપના વચન પર ભરૂસો રાખીને તેને કહે છે કે, 'તમે હમણાં અહીં ઠેરો, હું તમને થોડા વખ્તમાં આવી મળીશ.' કાજી જાય છે અને મજનૂં લયલાંના—શબ્દોને અલ્લાહનૂં ફરમાન માનીને એક તસૂ પણ ખસ્યા વિના તે જ સ્થળે ઠેરે છે—તપ કરે છે—દિવાનો બની જાય છે અને લયલાં—લયલાં પુકારે છે. ઘણે મહિને કાજી કુટુમ્બ સાથે પાછો આવે છે. ત્યાં મજનૂંને નહીં જોતાં લયલાં બહુ બેચેન બની જાય છે. એવામાં એક કઠિયારો ઝાડ કાપતાં, ત્યાં તપ કરતા મજનૂંને શોધી કહાડે છે અને લયલાંને તેની ખબર કરે છે. બન્નેની મુલાકાત થાય છે પણ પરસ્પરને મળ્યા પછી થોડી જ વારમાં બન્ને શરીર છોડી દે છે. કથા છે કે, મજનૂં જ્યારે તપ કરતો હતો, ત્યારે ઈઝરાઇલિ ફિરિસ્તો ખુદાનૂં ફરમાન લઇને તેને બોલાવવાને આવેલો, પણ માત્ર લયલાંને જ માલેક માનતો હોવાથી ઇઝરાઇલના પયગામનો તેણે ઈન્કાર કરેલો. એક ગઝલ આવી છે :—

કોઇ આશક ગિરફ્તારે ઈશ્કમેં જો પડા હોગા,
વો ઇઝરાઈલકે આનેસેં પહેલે હિ 'મરા' હોગા
જો ઈઝરાઈલ આવેગા તો આશક હંસકે બોલેગા!
ગલી માશૂકકી હોગી વહાં આશક પડા રહેગા!
કહા હકને', 'તૂ કર સિઝ્દા' તો મજનૂંને કહા હકસેં :—
'મેરા સિઝ્દા હય લયલાકો કયા ઉસ્સેં તું બડા હોગા ?
'અગર સૂરત તું લયલાકી, ખુદારા બનકે આ જાવેં',
'યે સર તનસેં જુદા કરકે, તેરે આગે ધરા હોગા!
'નહીં ખ્વાહિશ હય જન્નતકી, ન ખ્વાહિશ હૂર ગિલમાંકી,
'મુઝે ખ્વાહિશ હય લયલાકી, મેરી લયલાં—મિલા મોલા—
'તેરા અહેસાં બડા હોગા! કોઈ આશક ગિરફ્તારે—'

મીરાં, તુલસી અને વ્રજગોપિકાના જેવી જ અનન્ય ભક્તિનૂં આ લક્ષણ છે. ૐ.॥

શીરીં—ફરહાદ અને મનસૂર = જુવો ટીકા પૃ. ૨૫૯ તથા ૨૫૭.
ઉલ્ફત=દોસ્તી. મહબૂબ=પ્રિય, સહૃદય.
મુરવ્વત=શરમ, ગરઝ. હુલ=ઘોંચવાનું એક ઓજાર છે.

છેલ્લી લીટીમાં 'હમોને જગત ખાઈ' છે, ત્યાં 'હમોને તો જગત ખાઈ' એમ જોઇએ.

---

## પૃ ૫૪. ગઝલ ૫૪

જુવો :—

'Love rules the court, the camp, the grove,
'And man below and saints above;
'For Love is Heaven and Heaven is Love.' (SCOTT.)

બેત ૫મી જુવો :—

भगवान् भक्तवत्सलः (શ્રીમદ્‌ભાગવત)
ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् । (ગીતા, ૪: ૧૧)

બેત ૯ મી: દારૂ = જુવો શરાબ, ટીકા પૃ. ૨૬૦

બેત ૧૫—૧૮: જુવો :—

'ભક્તિ શિશ તણું સાટું રે ! આગળ વસમી છે વાટું:
* *
'પ્હેરો પટોળાં પ્રેમનાં રે, તમે શૂરવીર થઇને ચાલો !' (ભોજો ભક્ત.)
'હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જોને !
'પ્રથમ પ્હેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને !
* *
'પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને !
'માહિ પડયા તે મહાસુખ પામે, દેખનારા દાઝે જોને !
'માથા સાટે મોંધી વસ્તુ, સાંપડવી નહીં સ્હેલ જોને !' (પ્રીતમદાસ.)

બેત ૧૯ મી: એક સ્નેહ (Concentrated Love) સૂચવે છે. જુવો :—

'એક ભરૂસો, એક બલ, એક આશવિશ્વાસ;
'સ્વાતિબુન્દ રઘુનાથ હય, ચાતક તુલસીદાસ.'

---

## પૃ. ૫૬—૫૭ ગઝલ ૫૫

ઉપરની બન્ને ગઝલોના જેવી જ મસ્ત હાલની ગઝલ છે. સામાન્ય જીવન અને પ્રેમજીવન વચ્ચેનો તફાવત અહીં સ્પષ્ટ થાય છે. ઇશ્કને માર્ગે પૂર્ણતાના પ્રવાસમાં ભક્તિ અને જ્ઞાન એ બેની વચમાં ભેગનો એક મુકામ છે અને આવા ઉદ્‌ગારો ત્યાંથી આવે છે.

અખા ભક્ત કહે છે :—

“ પ્રેમાનન્દી ભક્તિ આકરી, જેમાંથી માટે મહા અરેખરી,
“ કામ રહિત તે કામનો દેશ, તેનો જ્ઞાનીપંડિતને ન લાધે લેશ,
“ પ્રેમાનન્દી જ્યાં ગાય ને વાય, અલ્પાનન્દીને અટપટું જણાય,
“અલ્પાનન્દી પોતાને પ્રેમાનન્દી જાણે, જેમ વાંઝણી પુત્ર ઓળખાવે.

બોસા = ચુમ્બન    બેહયાઈ = હૃદયહીનતા

---

## પૃ. ૫૭—૫૮ ગઝલ ૫૬

મધુરતા, ઉદારતા અને માર્દવથી ઉભરાતું હૃદય પ્રણયી થઈ આફ્રીમાં આત્મવિશોધન કરતું અહીં પ્રત્યક્ષ થાય છે.

લિબાસ = વેશ.    ત્હારા તુફૈલે = ત્હારા દ્વારા, ત્હારે લીધે.
હૂર = સુન્દરી, પરી.    લફ્ઝ = શબ્દો.
મજાલ = તાકાત.    ઝાલિમ = ઝૂલ્મગાર.
જફા = ઝૂલ્મ, દુઃખ.

બેત ૧૨–૧૩: પુષ્પ જેવી સુન્દર સ્નેહની વસ્તુને આરપાર વીંધીને ત્હેનાં તોરા–કલગીઓ બનાવવાનો ઝૂલ્મ જગજાહેર છે; મનુષ્યપ્રકૃતિમાં જ એ કલંક છે કે પુષ્પને આંખે ચૂમી લેવાને બદલે એવો ઝૂલ્મ કરે છે: પણ પ્રેમમાં એવી હૃદયવિહીનતા જ મળે છે ત્યાં તો—અફસોસ–ક્ષમા એ જ પ્રભુનું જ્યોતિ છે.

---

## પૃ. ૫૮–૫૯ ગઝલ ૫૭

તન્નૂર = લોખંડી પતરાનું વાસણ – શેકવાના કામમાં આવે છે.
હિનાન—‘ હિનાના ’ જોઇયે. હિના = મેંદી.
છેલ્લી બેત : સરખાવો :—

‘ Oh ! that the desert were my dwelling place,
‘ With one fair spirit for my minister,
‘ That I might all forget the human race,
‘ And, hating no one, love but only her.’ ( BYRON ).

‘ અહો ! મ્હારા તન્ત્રને ચલાવનાર એક સુન્દર આત્મા સાથે ભલે મ્હારે જંગલમાં રહેવાનું હોય—ભલે આખી મનુષ્યજાતિને હું ભુલી જાઉં અને કોઇને ધિક્કાર્યા વિના માત્ર ત્હેને એકને જ હું ચાહું.’ લૉર્ડ બાયરન.

---

## પૃષ્ઠ ૫૯–૬૧ ગઝલ ૫૮–૫૯

બેત ૯ મી : સરખાવોઃ—

‘ હા ! લાખરંગી ઈશ્ક આ એકરંગી જામ છે ! ’    ઈશ્કનો બન્દો.
‘ તમારા તો હરિ સઘળે રે ! અમારા તો એક સ્થળે;
‘ તમો રીઝો ચાંદરણે રે ! અમો રીઝું ચન્દ્ર મળ્યે. ’    દયારામ.

ન્યામત=કૃપા; લાભ.    ગુફ્તગો = વાતચીત.

---

### પૃષ્ટ ૬૪ ગઝલ ૬૨

કલાપીના હૃદયોદ્‌ગારમાં આ ગઝલ સ્નેહી વાચકનું હૃદય આ-કર્ષ્યા વિના નહીં રહે.

'કવિઓની કલા કલ્પનાની હોઇને ઉચ્ચતર હોઇ શકે છે–સુન્દરતર મુગ્ધમાં હોઇ શકે છે, પણ કલાપીની કલા જીવનની હોઈને વધારે સ્થાયી છે. * * તે તો સ્નેહસાગરમાં પ્રપાત પામેલો સુરસિંહ છે.' કાન્ત.

અને, વિચારો, અલબત્ત, ભવ્ય છતાં ભાષામાં સરલતા અને ઇબારતમાં રમણીય સૌષ્ઠવ એ કલાપીની હમેશની ખુબી છે : કલા કલ્પનાની નહીં, પણ ખુદ જીવનની છે એ સ્પષ્ટ છે. છેલ્લી બેત પ્રેમના યોગીનું લીન હૃદય રજૂ કરે છે.

---

### પૃષ્ટ ૬૬ ગઝલ ૬૪

સરખાવો:—

'ઓધવજી ! છે અળગી રે ! વાત એક પ્રેમ તણી ;
'કોઇ અનુભવી જાણે રે ! કહેતાં તો નાવે બણી :
'પ્રસુતાની પીડા રે ! વંઝા તે શું જાણે ?
'જાણ્યું કેમ આવે રે ! માણ્યાને પરમાણે ?'

* *

'આશક માશુકમાં રે ! રૂપ ગુણ શા દેખે ?
'જેવું ભાસે છે તેહને રે ! અવર તેવું નવ પેખે !'
પ્રેમપરીક્ષા : દયારામ.

'બ્રહ્માંડ પ્રેમી નિરખે પ્રિય વસ્તુ માંહી,
'બ્રહ્માંડહર્મ્ય તણી એક જ પ્રેમ ચાવી ;
'તાળું ઉંડા ઉરનું એક જ ખોલતામાં,
'ભાગોળ વિશ્વ તણી સર્વ તુટી પડે છે.' હમીરકાવ્ય, કલાપી.

આફતાબ = સૂર્ય.

---

### પૃ. ૬૮—૭૫ ગઝલ ૬૬—૭૨

| | |
|---|---|
| તેગ=તલ્વાર. | બેહયાઇ=હયાહીનતા. |
| દિલબરી=મહોબત, દોસ્તી. | હુસ્ન=સૌન્દર્ય. |
| આપથી=સ્વયંભૂ. | આતશ=અગ્નિ. |

બિસ્મિલ્લાહ=શુભ કાર્યમાં આરમ્ભસૂચક પેગમ્બરનો મન્ત્ર છે : 'ઓ અલ્લાહ ! ત્હારા નામ સાથે' શુરૂ કરૂં છું, એ અર્થ છે.

ગુલઝાર=બાગ, ઉપવન.

'નિગાહ કર ચશ્મ ખોલી તું'=આંખ (અન્દરની) ઉઘાડીને તૂં જો એટલે ત્હને જણાશે કે,

'માશૂક આ ખડું આંહી,'=માશૂક પ્રત્યક્ષ છે. 'માશૂક' શબ્દને નપુંસક લિંગમાં વાપરવાનો હેતુ છે: બ્રહ્મને માટે એ શબ્દ છે. કેકારવમાં આ બેત નથી પણ 'સુદર્શન' માં સને ૧૮૯૩ માં કલાપીએ પ્રસિદ્ધ થવા મોકલેલી ગઝલમાંથી અહીં છાપી છે.

દરવિશ=સાધુ, ફકીર. લાઝિમ=યોગ્ય, ઉચિત.

લાનત=ધિક્કાર, શાપ. હુજ્‌રા=અન્દરનો ઓરડો (આત્માનો.)

ખતા=ભૂલ, ગુનાહ. તાસીર=અસર.

બેવુઝૂ=અપવિત્ર. (નમાઝ પ્હડતા પ્હેલાં હાથ મ્હોં ધોવાની ક્રિયાને 'વુઝૂ કરવૂં' કહે છે.

શાહી=બાદશાહી. ચિલ્વનો=ચિલ્મન=બૂરખો, ચક.

---

## પૃ. ૭૫ ગઝલ ૭૨

દુશ્મનો=આસુરી વૃત્તિઓ. (શયતાનો.)

રાહદારીમાં=પ્રભુ તરફના માર્ગમાં. બેખુદાઓ=નાસ્તિકો.

'તું માફ કર, દિલદાર! દેવાદાર છું:' વગેરે પંક્તિઓમાં બાઇબલની પ્રાર્થનાનૂં અનુકરણ છે.

---

## પૃ. ૭૮ ગઝલ ૭૫

આ ગઝલ કલાપીની સહી સાથે ૧૯૦૬ માં સુદર્શનના તંત્રીએ પ્રસિદ્ધ કરેલી, ત્યાંથી છાપી છે.

'મરતા હૂં તેરે હિજ્રમેં, અય યાર! ખબર લે!'

એ રાહમાં ગાઇ શકાશે.

અંજામ=છેલ્લૂં પરિણામ. બેખાર=નિષ્કંટક.

ઇઝરાઇલ=ફિરિસ્તાનૂં નામ છે—એનૂં કામ ધર્મરાજાના પાર્ષદના જેવૂં છે.

---

## પૃ. ૮૦-૮૧ ગઝલ ૭૭-૭૮

અરવિન્દ=સ્વ. નરસિંહરાવ હરિલાલ ધ્રુવ,

બાવીસ વર્ષની વયે વિદેહ થયા, ઇ. સ. ૧૯૦૮.

---

## પૃષ્ઠ ૮૧–૮૩ ગઝલ ૭૯–૮૨

**તફિલ=સ્વ. કૃષ્ણદાસ નરસિંહદાસ પરિખ, વિદેહ ઈ. સ. ૧૯૦૪.**
**"ભારતભૂમિના વીર પુરુષનું હૃદય ધબકજો ઢળાં ઢળાં !" એ કાવ્યના લેખક.**

---

## પૃ. ૮૩–૮૮ ગઝલ ૮૩–૮૮

**સ્વ. અમૃતલાલ કેશવલાલ નાયક, વિદેહ ઈ. સ. ૧૯૦૮.**

અબતર=પાયમાલ. જાહિદ–ઝાહિદ=ભક્ત.
શિકાયત=ફિર્યાદ. દાવત=ઇજન, નિમંત્રણ.
ફુર્કત=વિરહ. નાઝ=નાઝનખરાં.
આપને ભૂલી જવામાં=પોતાપણું ( self ) ભૂલી જવામાં.
નાશાદ=નાખુશ, ગમગીન. દિલશાદ=ખુશ.
બેબસી=લાચારી.
મસ્નદનશીં=મસ્નદ=ઓશીકું–ગાદી=મજનૂંની ગાદી પર બેસનાર હોવા છતાં તું ડરે છે કાં ?
હસીં=ખૂબસુરત. મઝહબી=મઝહબ–શાસ્ત્ર, તે પરથી.
ગુલ્શન=બાગ.
ચાક દામન=બરાબર કબજામાં આવેલો–ફસાઇ પડેલો.
દાર=સૂલી–ફાંસી,
નરગિસ=ગ્રીક અને ઇસ્લામી પુરાણોમાં કથા છે કે, નારકિસસ નામના યુવાનની સુન્દરતા અદ્વિતીય હતી અને પોતાના જેવું સુંદર તેને કોઈ જડતું નહીં. એક પ્રસંગે પાણીના એક ઝરામાં પોતાનું જ પ્રતિબિમ્બ જોઇને તેના તરફ તે આશક થયો, અને તેની સ્હામે એકલીનતાથી જોઇ રહ્યો. છેવટે તે પોતે એક સુન્દર ફૂલમાં બદલાઇ ગયો ! એ સુન્દર પુષ્પ તે નરગીસ. માશૂકના સુન્દર નયનને એની ઉપમા આપવામાં આવે છે.
બૂત=મૂર્તિ. ઐયાર=શઠ.
બેઝાર કરૂં=કંટાળો આપું. પર=પાંખ.
વર્ના=તો પણ, અથવા તો.
આજાદ=આઝાદ=છૂટેલા–સ્વતન્ત્ર થયેલા.
શાન=પદવી; શોભા.

---

## પૃ. ૮૯–૯૦ ગઝલ ૮૯–૯૦

**દીનબન્ધુ=સ્વ. અનુપરામ મીઠારામ દીનબન્ધુ.**

---

## દેશાસરી

### પૃ. ૯૦–૧૦૫ ગઝલ ૯૨–૧૦૭

ગઝલ–સાખીની નવીન ઘટનાના સુન્દર–મંજુલ સ્વરથી ક્ષુલ્લકની બોલી બોલતા બુલબુલના દર્દી ગાન વિશે વિવેચન કરતાં, સુપ્રસિદ્ધ ગુર્જર વિવેચક રા. બ. રમણભાઇએ લખ્યું છે કે :—

" બીજા બધા રસ મૂકી દઈ શૃંગારનુંજ પાન કરનારા 'બુલબુલ'ની વાણી પણ ગુજરાતી સાહિત્યમાં નવીન કવિતાનો અનુભવ કરાવે છે. એકજ વૃત્તિ અને એકજ વિષયમાં તલ્લીન થયેલા હૃદયના–ભાવને ઘટતીજ ભાષામાં ઉચ્ચારણનું ગાન પહેલ વહેલું 'બુલબુલે'જ કર્યું છે. બીજાએ એ વિષય પર કેવા વિચાર કર્યા છે અથવા બીજા એ પછી એ વિશે કેવા વિચાર કરશે એ ચિન્તા કોરે મૂકી પોતાનોજ અનુભવ ગાવો એ કવિનું કામ જાણી 'બુલબુલે' એજ માર્ગ ગ્રહણ કર્યો છે; અને આવી કવિતામાં એજ ઘટિત છે. કવિએ દર્શાવેલા વિચાર બાહ્ય સ્વરૂપે ખરા હોય કે ખોટા હોય પણ વાંચનારને લાગે કે કવિના હૃદયમાં આ ભાવ ઉત્પન્ન થયો છે, કવિને આ લાગ્યું છે, અને સત્યની સ્થાયી ભાવનાથી અન્તે વિરોધ ન હોય, તો બસ છે. પોતાના વિભાવના આલંબનને 'બુલબુલ' કહે છે,

' સુખ સૃષ્ટિમાં તુજ વિષે, તુ સદ્ગુણભંડાર;
' નિર્મળ નેહનું રૂપ તું, માટે પ્રભુ અવતાર.
' રહે કદી દૂર પણ પાસે–જણાયે તું બધે વાસે;
' પૂરી રહી નાર એ ભાસે–બધે શું તુ છબીલી હા !'

' વિચારશક્તિથી તપાસતાં આ હસવા સરખું ભાસશે, ધર્મ કે તત્વ-જ્ઞાનના ગ્રન્થમાં (ઉદ્દિષ્ટ વ્યક્તિ વિશે) આ મત લેશ માત્ર સમર્થ નહિ ગણાય, પણ કવિને શિર એ જવાબદારી છે જ નહિં. કવિત્વની પ્રેરણાની ક્ષણે આ ભાવ થયો છે એજ કવિતાની કસોટી છે. સહૃદય વાંચનાર પણ કવિના ભાવ અનુભવશે. અમુક વ્યક્તિને 'પ્રભુ અવતાર' સિદ્ધ કરવાનો અન્ત્ય આશય નથી તેથી સત્ય સાથે વિરોધ નથી, અને પ્રભુ 'સુખમય, સદ્ગુણભંડાર, નિર્મળ નેહનું રૂપ છે' એ સત્ય ભાવનાનુ અનુસરણ થાયછે.

' ઉપલું કારણ બતાવી 'બુલબુલ' પૂછે છે,

'જોઉ તને આકાશમાં, ભૂમાં દ્રુમાં તુય;
'દશદિશ માંહી તું ભરી, તુજ વિણ છે કહે શુય !'

' કંઈજ નહિ ' એ જવાબ સહૃદયને કબુલ રાખવો પડશે. કૃત્રિમ અલંકાર અથવા સાહિત્યનાં સાંકેતિક પદ કોરે મૂકી હૃદયને લાગે તે લખવું એ 'બુલબુલ'નો નિશ્ચય જણાય છે અને તેજ એની ખુબી છે. સુંદર કપાળ જોતાં ચમત્કારજનક દેખાવ નિહાળી નિકળેલી

' વિખરી વાંકી અને કાળી—લલિત લટ શોભતી બાળી–
' અટકી ભાલે જ રૂપાળી !! અરે ! આ ! શું ખસેડે છે ?!'

આ વાણી ભાવનેજ અનુસરે છે અને તેનુંજ ભાન કરાવે છે. આ અનુભવ થતાં આમજ વૃત્તિ થાય, એમ જાણતાં વાંચનારને કેવો આનન્દ થાય છે! પ્રેમહીન હૃદયને પણ ક્ષણભર પ્રેમના ચમત્કારનો અનુભવ કરાવે એવી આ લીટીઓ છે." કવિતા અને સાહિત્ય : પૃ. ૩૦-૩૧.

આ ગઝલિસ્તાન વાંચનારને, 'બુલબુલ'ની રસીલી વાણી ઉપરાન્ત 'ચંમેલી'ના અપ્રસિદ્ધ ઉપવનમાંથી અગિયાર કુસુમોનો લાભ આપવાને એ સહૃદય બન્ધુએ કૃપા કરી છે.

ગઝલ ૯૮ : બિસ્મિલ=કપાયલો, ચીરાયલો, બલિ હોમાયલો, પ્રેમમૂર્છિત.

ગઝલ ૧૦૨ : બેદિલ=હૃદય ગુમાવેલું છે એવો અર્થ છે.

ગઝલ ૧૦૫ : કિસ્તી=હોડી નાવડું.

ગઝલ ૧૦૬ : વદનવિધુ=મુખચન્દ્ર.

ગઝલ ૧૦૭ : હિમાંશુ=ચન્દ્ર.

---

## કાન્ત

### પૃ. ૧૦૬—૧૦૮ ગઝલ ૧૦૮—૧૧૨

ગઝલ ૧૦૯ : પ્રભુની પાઠશાલા!

આપણા એક આર્ય ઋષિએ રચેલી પ્રભુપ્રાર્થનાની ઋચા છે. ઋષિ જાતે દ્રષ્ટા છે અને તેને પોતાને પ્રભુની પાઠશાલાનો સાક્ષાત્કાર છે અને આ ઋચા બ્રહ્મચારિમંડલનું નિત્યસ્તોત્ર છે.

ગઝલ ૧૧૦: જ્ઞાની મહાત્મા કબીર સાહેબ કહે છે કે :—

"બૂરા દેખન મેં ગયા, બૂરા ન મિલ્યા કોય;
"જો દેખૂં દિલ ખોજકે, મોસે બૂરા ન કોય."

અને,

'મેરી જાત, બરન કુલહીન :
કહો જી! કેસે તારોગે?' વગેરે

મહાત્મા સુરદાસના પણ અન્તરવલોકનના આવા પવિત્ર ઉદ્ગારો ઝાહેર છે.

---

## મકરન્દ

### પૃ. ૧૦૮—૦૯ ગઝલ ૧૧૩

નરગિસ=નરગિસનું ફૂલ. ફિરદોસ=બગીચો.

ખાકસાર=નજીવું.

મકરન્દે માત્ર એક જ ગઝલ લખી છે અને તે આ "સર્વસ્વ"ની: પણ આપણે જોઇયે છીએ કે એ ગઝલમાં 'ગઝલ' છે. એ સને ૧૮૮૯માં લખાયેલી છે.

## પ્રેમભક્તિ

### પૃ. ૧૦૭—૧૧૫ ગઝલ ૧૧૪—૧૨૦

ગઝલ ૧૧૫: સમુદ્રને ચન્દા પાસે કવિ કર્તવ્યમન્ત્ર અપાવે છે.
ગઝલ ૧૧૮: ગુલસૌન્દર્ય=ફૂલસૌન્દર્ય.
ગઝલ ૧૨૦: હાફેઝની ગઝલનું ભાષાન્તર છે.

રમણીય કલા, કુદરતનું અનુકરણ બલકે નિસર્ગશક્તિ અને રચનામાં સુષ્ઠુતા, કવિતામાં કોમલતા છતાં સત્ય તરફ પ્રબલ અભિરુચિ અને સંપ્રદાન કરવામાં આબાદ કુનેહ વગેરે કવિનાં આવશ્યક લક્ષણો પ્રેમભક્તિની કવિતામાં ઝાહેર છે: ઘણા ઝમાનાઓ પછી નિર્માણ ગૂજરાતને જોઇયે તેવો 'કવિ' આપે છે, અને સમસ્ત ગૂર્જર પ્રજાના સંસ્કારી હૃદયને ખેંચવાને તે પાત્ર છે; તેની કવિતાની વિલક્ષણ મોહકતા અને સ્નેહભર્યા સુકોમલ માધુર્યથી આપણું હૃદય આકર્ષાય એ સ્વાભાવિક છે. રા. રા. રણજીતરામ જેવા નિપુણ વિવેચકની ઉત્સાહભરી કલમ ગૂજરાત પાસે કવિની વાઝબી કદર કરાવશે એવી આશા મળેલી છે. અહીં છપાયલી ગઝલો સરલ અને લોકપ્રિય છે.

---

## લલિત

### પૃ. ૧૧૫—૧૧૮ ગઝલ ૧૨૧—૧૨૩

ગઝલ ૧૨૧: સ્વ. કલાપીને સંબોધીને આ ગઝલ લખાયલી છે. આપણા સાધુબાન્ધવ લલિત સ્વ. કલાપીની ઝિન્દગાનીમાં તેમના પરિચયમાં આવેલા. કલાપીની ઝિન્દગીની ભવ્યતાનું-તેના માહાત્મ્યનું અને તેની પ્રભુતાનું આબાદ ચિત્ર આપણે આ ગઝલમાં જોઇયે છીએ.

ગઝલ ૧૨૨: કેટલાંક વરસો પહેલાં લલિતે 'સીતાવનવાસ'નું દશ્ય નાટક લખેલું અને ગોંડલની એક મંડળીએ તેનો પ્રયોગ પણ કરેલો: એમાંથી લક્ષ્મણનાં પત્ની ઉર્મિલાનું આ સંગીત છે.

---

## હરિહર

### પૃ. ૧૨૫-૧૩૧ ગઝલ ૧૩૦-૧૩૫

પ્રેમનો પુકાર કરતી આ દિલકશ ગઝલો લખનારના મૂલ અર્થમાં ઉકલવા માટે એ લેખકે જ પ્રસ્તાવમાં લખેલો કુંડળિયો આપણે જોઇયે:-

'દિવાનાની સનમ તે, જે જગનો આધાર,
'કામપૂતળી નારી આ, નરક તણો ભંડાર,

'નરક તણો ભંડાર, ભરેલ સદા નીચતાથી,
'જહીં તે મુજ માશૂક, કહી ગણુતો પીરતાથી.
'સહુ જગ વ્યાપક જેહ, પુકારે એને જ્ઞાની,
'માન મૂરખ જીવ તું, સનમ તે દિવાનાની.'

સૂફીવાદ માટે જુવો, દિબાચામાં.

---

## વ્રજવિહારી

### પૃ. ૧૩૪-૧૩૬ ગઝલ ૧૩૮-૧૪૦

ગઝલ ૧૪૦ : યહૂ=આ.
કુચયૂ જાનાં=માશૂકની શેરી. દારયૂ સનમ=સનમનું દ્વાર.

---

## પરિન્દા

### પૃ. ૧૩૬-૧૩૯ ગઝલ ૧૪૧-૧૪૪

ગઝલ ૧૩૭ : ન્યામતો=નિયામત=કૃપા, આશિષ, બરકત.
બેત ૫ મી : 'દમ બદલ' ને બદલે 'દમબદમ' જોઇએ.
બેત ૮ મી : 'ઉત્સુત'ને બદલે 'ઉત્સુક' જોઇએ.
ગઝલ ૧૪૪ : કમતરની એક ઉર્દુ ગઝલનું ભાષાન્તર છે.
શિતાબીથી=ત્વરાથી. હયરત=નવાઇ, આશ્ચર્ય.
દિવાન=કવિતાના સંગ્રહની કિતાબને 'દિવાન' કહે છે.

---

## વિષ્ણુ

### પૃ. ૧૩૯-૧૪૨ ગઝલ ૧૪૫-૧૪૬

ગઝલ ૧૪૫ : ઘા=ઝખ્મ. ( જુવો દિબાચામાં. )
ગઝલ ૧૪૬ : દિલ્લગી=હૃદયયોગ; ભક્તિ.
બેત ૪ થી માં પહેલી લીટી બીજી અને બીજી લીટી પહેલી જોઇએ.
ખાને-શરાબે=શરાબખાને-પ્રેમમન્દિરમાં.
ખ્વાબી ખલ્ક=સ્વપ્ના જેવો સંસાર.
બેત ૧૨ મી : 'પ્યારી' શબ્દ ખોટો છે. 'પ્યાસ' જોઇએ.

---

## સ્નેહી

### પૃ. ૧૪૨-૧૪૩ ગઝલ ૧૪૭-૧૪૮

ગઝલ ૧૪૭ : તલમીઝ=તાલિમ ઉપરથી.
નૈરંગ=તાલસમબાજ; જાદૂઇ. ફરાયઝ=ફિરસ્તાઓનો કાયદો.
પાક દામની બુત=પવિત્ર ગ્રંથિમાં બાંધનારી મૂર્તિ.
ગઝલ ૧૪૮ મુસાહબ=સોબતી, સાથી, દોસ્ત.

## બુલબુલ

### પૃ. ૧૪૩—૧૪૫ ગઝલ ૧૪૯—૧૫૧

ગઝલ ૧૪૯ : એક ઉર્દુ ગઝલનું રૂપાન્તર છે : જુવો:-

'નિગાહે યાર બદમસ્તીમેં ભી હુશિયાર કૈસી હૈ ?

'મેરા દિલ છીન લેને કે લિયે તૈયાર કૈસી હૈ ?' વગેરે.

શહીદ = શહાદત કરનાર–મરણીઓ. ( Martyr. )

ગઝલ ૧૫૦ : આ ગઝલ પણ ઉર્દુનું રૂપાન્તર છે : એના અસલ લખનાર નામવર આશક ઝફર (હિન્દની મોગલ સલ્તનતના છેલ્લા બાદશાહ મહમ્મદ બહાદુરશાહ ) છે. જુવો :-

'કતલ કરનેકો આશકકો નિગેહ તલ્વાર કાફી હૈ:

'બિરહકી ઝખ્મકા મરહમ તેરા દીદાર કાફી હૈ.' વગેરે.

કાફી = પૂરતું, બસ. નિગાહ તલ્વાર = કટાક્ષબાણ.

મુમકીન = શકય, સંભવિત. નિયત = ધ્યાન, હેતુ, ઇરાદો.

ગઝલ ૧૫૧ : આ પણ ઉર્દુનું ભાષાન્તર છે. જુવો :—

'ચલી આતી હૈ નઝરે ઘૂમસે દરબાર કાતિલ હૈ:

'કીસીકા સર હથેલી પર, કીસીકે હાથમેં દિલ હૈ' વગેરે.

ખૂને તમન્ના=આશાનું ખૂન; નિરાશા. બેતાબ=બેઆરામ, બેચેન.

સખ્તી નાઝિલ છે=કોપ–ખ્વૉફ ઉતર્યો છે.

આગાજ કે અંજામ=આદિ કે અન્ત.

---

## દિવાનો

### પૃ. ૧૪૫—૧૪૬ ગઝલ ૧૫૨—૧૫૩

ગઝલ ૧૫૨· નફ્રત=તિરસ્કાર. ધિક્કાર. નખ્વત=સ્વમાન.

ખલ્કત=સૃષ્ટિ. હસરત=દિલગીરી.

---

## ચન્દ્રશંકર

### પૃ. ૧૫૦—૧૫૨ ગઝલ ૧૫૮—૧૬૦

ગઝલ ૧૬૦: ઇંગ્રેજ કવિ શેલીના Love's Philosophyનું ભાષાન્તર છે. આ કાવ્યનાં ઘણાં ભાષાન્તર થયાં છે.

---

## કન્થારિયા

### પૃ. ૧૫૭—૧૬૧ ગઝલ ૧૬૭—૧૭૧

હાફેઝના· ભાષાન્તરની હૃદયંગમ ગઝલો સુદર્શનમાં છપાવી ચાલૂ છે અને તે જોવાને મુમુક્ષુઓને વિનન્તિ છે.

ગઝલ ૧૭૦: તલસમાત=જાદૂ. રીઝવાન=સ્વર્ગના દ્વારપાલનું નામ છે.

કીબ્લા=મક્કા. ખસલત=ટેવ.

ગઝલ ૧૭૧: ઝાહિદ=સાધુ.

પ્યાદુ=શતરંજની રમતનું મ્હોરૂં–ઇન્ફન્ટ્રીનો–સિપાહી. (Pawn.)

## હાજી મહમ્મદ અલારખિયા

### પૃ. ૧૬૩ ગઝલ ૧૭૪

લહુ = લોહી. મય્ = દારૂ, શરાબ–પ્રેમમદ્ય.

રગ = નસ. હું પ્રેમના લોહીથી ખરડાયલો છૂં અને મ્હારી નસે-નસમાં પ્રેમનો શરાબ વહે છે, એ ભાવ.

## મુસાફિર

### પૃ. ૧૬૪ ગઝલ ૧૭૬

જાનેજાન = પ્રાણાત્મા. કરમ = દયા, ઉદારતા.

## ઉત્સુક

### પૃ. ૧૬૭ ગઝલ ૧૭૯

અખીરશ=આખરના. ઇનાયત=કૃપા.

મુશ્ફીક=મિત્ર. જીસમ=શરીર.

આસીયાં=ઘંટી. સીવા=સિવાય. તહરીર=લખાણ.

યક ભીખ=એક ભિક્ષા. મર્ઝ=દર્દ.

રાકીમ=લખનાર. નઝ્ર શુમા=તમને અર્પાવું.

વીગર શાહી=શાહી વગર. (સીસાપેનથી.) ફૈયાઝ=ઉદાર.

## મસ્તાન

### પૃ. ૧૭૩–૧૮૩ ગઝલ ૧૮૬–૧૯૨.

ગઝલ ૧૮૬: આ ગઝલ સ્વર્ગવાસી કલાપીને સંબોધીને લખાયલી છે.

ગૌહર=રત્ન. મુસ્તફા=પયગમ્બર. ઝહેમત=તકલીફ, દર્દ.

ગઝલ ૧૮૭ · એકરારનામું = કબૂલત.

આબે હયાતીનો ઝરો=નવા જીવનનો નિર્ઝર. ( Fountain of New Life Within. ) ઇસ્લામી પુરાણકારોએ નવજીવનને ઝરાની ઉપમા આપેલી છે.

ગઝલ ૧૮૯: દિવાની અંજુમન=ઘેલાઓની મિજલસ.

નવાબી દસ્ત= નવાબનો હાથ એટલે મોઝમઝા–રમતગમ્મત.

યતીમ=લાચાર; અનાથ.

ગઝલ ૧૯૦ * * આવાં ચિહ્નો મૂક્યાં છે ત્યાં થોડીક લીટીઓ મૂકી દેવામાં આવી છે.

પરસ્તી=ભક્તિ. નતીજા=પરિણામ, પારખું.
ઇશ્કબૂત=પ્રેમની મૂર્તિ. ફિદવી=ફિદા થનાર, તાબેદાર સેવક.
રૂહેગુલ=પુષ્પનો આત્મા–પુષ્પનું સ્થૂલ નહીં.
અનલ મહબૂબ='હું માશૂક છું' એ મન્ત્ર. મહતાબ=ચન્દ્ર.
ફના–ફિલ્લાહ=સર્વસ્વ સમર્પણ (જુવો ઉપોદ્ઘાત.)

---

## મણિભાઇ

### પૃ. ૧૮૪–૧૮૭ ગઝલ ૧૯૩–૧૯૫

ખિલાફી=અનિષ્ટ, અસત્ય.
ગઝલ ૧૯૫=જન્નત=સ્વર્ગ.
રૂબાયત='રૂબાઇ'નું બહુવચન. 'રૂબાઇ'=કવિતાનો શ્લોક.

---

## દિલચમન

### પૃ. ૧૮૮ ગઝલ ૧૯૭

આ સ્નેહી ટીકાનાં ફૉર્મ્સ છપાતાં હતાં તેવામાં ૨૬ વરસની વયે અચાનક વિદેહી થયા છે. એમના હૃદયોદ્ગારમાં કેટલીક ઉપયોગી ગઝલો અને બીજાં કાવ્યો છે. નિર્માણ તો, એ સંગ્રહ યોગ્ય સમયે ગૂજરાત હુઝૂર રજૂ થશે. છેલ્લી કડીમાં 'દાબી'ને બદલે 'ડાબી' જોઇએ. "કૈ ઇ" ને બદલે 'કાંઇ' જોઇયે.

---

## કરીમ મહમદ

### પૃ. ૧૮૯–૧૯૦ ગઝલ ૧૯૮–૧૯૯

ખાલેક=ખલ્ક બનાવનાર–ખુદા. ગુરબા=બિલાડી.
મુષ=ઉંદર. દોઝક=નરક.
હાફિઝ=બચાવનાર, રક્ષણ કરનાર.
'અગદ' છાપ્યૂ છે ત્યાં 'અગર' જોઇયે.
ગફ્ફાર=ક્ષમા કરનાર. આદિલ=ન્યાયી. કાદિર=સર્વ શક્તિમાન.

---

## વસન્ત

### પૃ. ૧૯૩ ગઝલ ૨૦૦

રિહાઇ=સ્વતન્ત્રતા. સોલા=અગ્નિના ભડકા.

---

## મધુર

### પૃ. ૧૯૩ ગઝલ ૨૦૦

ઇરદ=ઇચ્છા, ઇરાદો. શયૂદા=ઘેલો, દિવાનો.

---

## સાગર

### પૃ. ૨૨૨-૨૫૨ ગઝલ ૨૨૮-૨૪૫

ગઝલ ૨૨૯ : માલમ=વહાણવટી. હાજી=હજ કરનાર-યાત્રાળુ.
બેગિન્તી = અગણિત. ઇજાઝત = પરવાનગી.
પરેશાની પરસ્તાની = દૈવી દુઃખ (Angelic Sorrow.)
આ ગઝલની નીચેની શેઅરમાં 'સાગર ઝખ્મી અન્દર બહારનો' એમ છે ત્યાં 'ગર ઝખ્મી અન્દર બહારનો' એમ જોઇયે. ગર=અગર.
પરવર્દ = પોષાયલો. પર = પરન્તુ, તોપણ.
ગઝલ ૨૩૧ : દિલકશ=હૃદયને ખેંચનાર.
દુલારા = દુલ્હારા = પ્યારા. લબ્લગી=અધરયોગ-ચુમ્બન.
કિનાની=કિનાન દેશના=મિસરના.

ગઝલ ૨૩૨ : બેત ૨જી: પુષ્પનો આત્મા નેત્રથી ચુમીને ભક્તિની પ્યાલી પી લે : એવી નિજાનન્દની અદ્‌ભુત ફિલસુફી વિરહમાં દર પળે પચાવતો રહે.

બેત ૮ મી : સત્ય માર્ગ જ એ છે કે મલમ વગર મીઠા દર્દમાં રીબાતા જ રહેવું અને કલ્પનાત્મક સ્વપ્ન દ્વારા નવું-સાચું જીવન ઝડપી લેવું; ભક્તોનો આ શિરસ્તો છે.

ગઝલ ૨૩૫ : રબ=પ્રભુ. બેતમિઝ=બેઅદબ.
ગલતી=ભૂલ, ચૂક. જાહિલ=અજ્ઞાન.
ઝિન્દા=જીવતા. મયનાબી=શરાબી.
મુર્દન=મુરદ્દુ બનીને. તહસિલ=બરકત, મળતર.
અંગુરી દરખત=દ્રાક્ષનું ઝાડ. બકા=ફના પછીની સ્થિતિ.
ગવાહી=સાક્ષી. મંજિલ=મુસાફિરી.
બાઇલ=ખુશ. લબ્બેક='હા, જી ! હા.'
બદશિકલ=વિરૂપ. પેશદસ્તીથી=સૌથી પહેલો હાથ ઉપાડીને.
ફઝલ=મહેરબાની. ફુઝુલ=નકામું, વધારે પડતું.

સનમવહી=સનમની વહી=પ્રભુની પ્રેરણા. ( Divine Revealation-Inspiration. )

ગઝલ ૨૩૬ : લુકમાનજી નામના એક પ્રખ્યાત યુનાની હકીમ થયેલા છે. હૃદયની એક ભાવનાને લુકમાનજીની જીવન્ત મૂર્તિ કલ્પીને 'ઇશ્કબિમારી'માં તેનો નિરુપયોગ અહીં વિચાર્યો છે.

ગઝલ ૨૩૮ : રંજૂર=દુ:ખી. બેઝાર=કંટાળેલો.
બેકામિલ=અપૂર્ણ. આકિલ=બુદ્ધિમાન. ('અકલ' ઉપરથી).
મખમૂર=પીધેલો; પ્રેમોન્મત્ત. આમિલ=શ્રેષ્ઠ.

ગઝલ ૨૪૦: કિરસ્તાની=ખ્રિસ્તી. (Christian). ' તેલ '=સ્નેહ.

ગઝલ ૨૪૧: ખસ્ત=ખરાબખસ્ત. વહદતની વહી=આત્મસાક્ષાત્કારનો પયગામ. તુરબત=કબર.

ગઝલ ૨૪૩: દરગાહ=કબર. કત્લગાહ=કત્લ=ફના કરવાની જગા.
શાયદ=આશક. દર=દ્વાર.

ગઝલ ૨૪૫: બર્બત=વીણા, બંસી. રહમે સનમ=બ્રહ્મકૃપા.
હરમ=મસ્જિદ–મન્દિર. ઇક્તન=એકતન=અભિન્ન.
લબશરાબ=અધરામૃત. પરદેપોશ=પડદામાં છૂપાયલી.

કુમ–કુમ્બ–ઈઝ્ની=શમ્સે તબ્રીઝ નામથી પ્રખ્યાત એક જીવનમુક્ત મહાત્માએ એ મન્ત્ર વડે મૃત શરીરોને જીવતાં કરેલાં, એવી કથા છે. શમ્સ દ્વૈતથી મુક્ત–પૂર્ણાત્મા હોવાથી ' ખુદાના હુકમથી ' મૃત શરીરોને ઉઠાડવામાં તેઓ નિષ્ફલ થયેલા પણ ' કુમ્બ–ઈઝ્ની '– ' મ્હારા હુકમથી ઉઠ ' એમ કહેતાં જ મુરદાં સજીવન થયેલાં.

સિફત=વખાણ; ઉપમાલંકાર. લબનૂં બનૂં સાગર=ત્હારા ઓઠને માટે હું ' પ્યાલી ' બનૂં છૂં. તૂં મ્હને પી જા : અયિ બ્રહ્મમૂર્તિ! ઓ સનમ્ ! મ્હને ત્હારામાં તૂં સમાવી લે. इति प्रेमस्वरूपाय नमः ॥ ओ३म् ॥ शान्तिः शान्तिः शान्तिः ॥

